# ભગવાન ઋષભદેવ

જયભિખ્ખુ



'સદ્‌ભાવ પ્રકાશન'
રતનપોળ અમદાવાદ–૩૮૦ ૦૦૧.

JAYBHIKHKHU
BHAGWAN RISHABHDEV, Novel
SADBHAV PRAKASHAN - Ahmedabad.

1987

891 473.



પ્રત : ૧૬૫૦
મૂલ્ય : રૂ. ૫૧-૦૦

પ્રકાશક :
ડૉ રસીલા ચન્દ્રકાન્ત કડિયા
સદ્ભાવ પ્રકાશન
રતનપોળ, અમદાવાદ–૩૮૦ ૦૦૧

મુદ્રક :
'દુર્ગા પ્રિન્ટર્સ'
ત્રિકમભાઈ એમ. પટેલ
ખેમાણી માર્કેટ, કાલુપુર, અમદાવાદ–૨.

૦ અર્પણ ..

વિરલ સાધક,

પ્રખર ચિંતક

ધર્મભગિની સમાન

પૂ. ધનકુંવરબાઈ મહાસતીજીને !

—જયભિખ્ખુ

## પ્રાક્કથન

### શ્રી સુશીલ

આ ગ્રંથના લેખક ભાઈશ્રી 'જયભિખ્ખુ' એ એ જ પ્રચલિત અને પરિચિત જીવનની કથા આ ગ્રંથમાં કહી છે. એમની શૈલી એટલી રસભરી અને વેગીલી છે કે જાણે પરિચિત છતા તદ્દન નવી કથા વાંચતા હોઈએ એમ લાગે છે એટલું જ નહિ, પણ જાણે કે તૂટક વાતના અંકોડા આપોઆપ મળી જતા હોય અને કથાનો દોર નવા નવા રંગ ધરતો થકો ગૂંથાતો જતો હોય એમ લાગે છે

જે વાત આપણે પહેલા અનેકવાર સાંભળી હતી તે જયભિખ્ખુના શબ્દોમા નવા જ રૂપ-રંગ ધરી ખીલી નીકળે છે એ વખતે લેખકને એમ કહેવાનુ મન થઈ આવે છે.

"ભાઈ, અમારી જૂની વાત ફરી કહેતાં મૂઝાશો મા, એની એ જ વાત ફરી ફરીને કહેશો તોપણ અમને મુદ્દલ કંટાળો નહિ આવે તમારા કથનની શૈલી જ એટલી રંગભરી છે કે અમારી એકની એક વાત પણ જ્યારે તમે બીજી વાર કહો છો ત્યારે જાણે કે એનાં રૂપ-રંગ છેક પલટાઈ જાય છે કાલિદાસ, ભવભૂતિ ને બાણુના જમાનામા જેમ રાજસભામાં

કોઈ પુરાણ–કથાનું પારાયણ ચાલતું અને છતાં શ્રોતાઓનો રસ બરાબર જળવાઈ રહેતો, તેમ તમારી કલમમાંથી નિર્ઝરતી કથા અમને ફરી ફરીને સાંભળવાનું મન થાય છે.'

ભાઈ જયભિખ્ખુ એક એક પ્રસંગ વર્ણવે છે, એમાંથી એક એક સુરેખ ચિત્ર ખડું થાય છે માનવીના આદિ યુગનું સંવેદન, ગદ્યને પણ પદ્યની કોટીમાં લઈ જાય છે. તો યુગલિક જીવનની આ એક રોમાંચક કથા, પણ કથનની અકૃત્રિમ છટા એને કાવ્ય બનાવી દે છે.

જૈન કથાના પાત્રો તેમજ પ્રસંગો જ્યારે આવા સજીવ, પ્રાણવાન અને વિવિધરંગી બનશે ત્યારે પ્રાચીન જૈન સાહિત્યનો પુનરુદ્ધાર થશે–ત્યારે જ એ સાહિત્ય પોતાનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવા શક્તિમાન થશે.

# એ વિશ્વતોમુખ વિભૂતિ

[લેખકનું નિવેદન]

માનવતાના મૂળ ધર્મોને સ્વીકારનાર સહુ કોઈની પૂજનીય પ્રતિભા ભગવાન ઋષભદેવનું ચરિત્ર આલેખતી આ એક સ્વતંત્ર નવલકથા છે

સમગ્ર આર્ય દેશવાસીઓ—પછી તે પ્રવૃત્તિ ધર્મના પાળનાર હોય કે નિવૃત્તિ ધર્મમા માનનાર હોય, ઈહલૌકિક ઉત્થાનમા શ્રદ્ધા ધરાવનાર હોય કે પારલૌકિક વિજયોમા માનનાર હોય, ભગવાન ઋષભદેવ સહુ કોઈની વંદનીય વિભૂતિ છે. દેશ—કાલની સીમાઓ, ધર્મ—સંપ્રદાયના વાડાઓ એને કદી છબ્યા નથી.

જોવા જઈએ તો બ્રાહ્મણ શાસ્ત્રો એમના ગુણગાનથી છલકાતાં પડ્યા છે જૈનશાસ્ત્રો કદી એમના ચરિત્રવર્ણનથી થાક્યા નથી; બીજા પણ અનેક ધર્મો એક યા બીજે રૂપે એ વિશ્વતોમુખ વિભૂતિને ઉપાસે છે, સ્તવે છે, પૂજે છે.

એક આશ્ચર્યકારક નોંધપાત્ર બીના તો એ છે કે ભગવાન ઋષભદેવની અયોધ્યાને મુસલમાન શાસ્ત્રો પણ સૃષ્ટિના આરંભની બાબા આદમના જમાનાની નગરી બતાવે છે, ને પૃથ્વીના પહેલા પુરુષ બાબા આદમના બે પુત્રો 'અયૂબ' ને 'શીસ'ની કબરો પણ અત્યારે ત્યાં દર્શાવવામા આવે છે

જે હો તે હો—પુરાણકાળના ઇતિહાસનો ઘોર અંધકાર આપણને ઘેરીને ઊભો છે, પ્રામાણ્ય—અપ્રામાણ્યની વિકટ કેડીઓ સાચો માર્ગ સૂઝવા દે તેમ નથી, છતા એટલું નક્કી છે, કે ભગવાન ઋષભદેવ એક વિશ્વતોમુખી પ્રતિભા હતા, ને એ જ કારણે પ્રાચીન કાળથી આજ સુધી કોઈ ને કોઈ રૂપે એમની પૂજા, ઉપાસના કે સેવા ચાલતી આવી

છે. અલબત્ત, એક વાત દીવા જેવી સ્પષ્ટ છે, કે જેના હાથમા વ્યક્તિ આવી એણે પોતાના મતસપ્રદાયને યોગ્ય એનાં ચરિત્રને ઘડવા યત્ન કર્યો છે. જેને હાથ આ જીવન-સુવર્ણ આવ્યું, એણે મનગમતા ઘાટ ઘડવા યત્ન કર્યો છે : જૈનોએ એમને અસિ, મસિ ને કૃષિના પ્રવર્તક કહી આદિ પૃથ્વીનાથ ને પ્રથમ ધર્મપ્રવર્તક (તીર્થનાથ) તરીકે સ્થાપ્યા, ત્યારે ભાગવતકારોએ એ એકડાની આગળ બીજો એકડો મૂકી–અગિયારમા અવતાર કલ્પી–'શતયજ્ઞકર્તા' બિરુદથી નવાજ્યા. નાના-મોટા પંથોએ પણ પોતાના આદ્ય પુરુષ તરીકે એમને સ્વીકાર્યા

ધર્મ અને સંપ્રદાયનો ગજગ્રાહ આજનો નથી, પુરાણુ કાળથી એ ચાલ્યા કરે છે અને કદાચ ભિન્નરુચિ આ વિશ્વ-લોકમાં નાના-મોટા અંશે, એક-બીજારૂપે એ ચાલ્યા પણ કરશે. પણ એથી ડરવાની જરૂર નથી. સરિતા અને સરોવર જેવા બંનેના લાભાલાભ પણ જાણીતા છે સરિતા જ ઉપયોગી છે ને સરોવર નિરુપયોગી છે, એમ પણ કહી શકાય તેમ નથી સરિતાનાં નીર જ્યારે આછાં ને દુર્લભ થાય, ત્યારે સરોવર પોતાના સંચયથી તૃષાતુરની તૃષાને તૃપ્ત કરે છે. પણ એટલુ ન ભૂલવું જોઈએ કે, એ સરોવરનાં મહાજળોની શુદ્ધિ સરિતાના જળથી છે, ને સરોવર ગમે તેટલું મોટુ ને વિશાળ હોય, પણ સરિતાની વ્યાપકતાને અને શુચિતાને એ પહોચી શકે તેમ નથી

અનેક સંપ્રદાયો ભલે હોય, પણ એ એક મહાન, વિશ્વતોમુખ, વિશ્વવત્સલ ધર્મના અનેકવિધ અંગરૂપ જ છે.

સંપ્રદાયને પોતાની મર્યાદા હોય છે, એને દરેક વ્યક્તિને પોતાના નિયત નંબરના ચશ્માથી જ નિહાળવાની હોય છે, એને માપવા માટે એને પોતાનો જ નિશ્ચિત ગજ વાપરવાનો હોય છે, ને પોતાના ક્ષેત્રને યોગ્ય જ એનો વિસ્તાર સાધવાનો હોય છે; જ્યારે ધર્મમુક્ત પંખીની

જેમ સ્વતંત્ર, નભોમંડળની જેમ વિશાળ ને ગંગા-જમનાના જળની જેમ સમન્વયકારી છે.

ધર્મ અને સંપ્રદાય વિષે આટલી મનમાં ચોખવટ કરી લેનાર, સંપ્રદાયમાં સદા જીવવા છતાં સાચા ધર્મથી કદી વિમુખ થતો નથી, વિશ્વની કોઈ વિભૂતિના મૂલ્યાંકનમાં કદી પાછો પડતો નથી, ઝેર-વેરની દુનિયામાં એ સદા સત્યશોધક ને શાન્તચિત્ત રહે છે, એના દીપના અજવાળા કોઈ અન્ય દીપના પ્રકાશ સાથે પ્રતિરોધ કરતા નથી

સાંપ્રદાયિક દૃષ્ટિને અનુલક્ષીને લખાયેલાં, ભગવાન ઋષભદેવના શ્વેતાંબરી, દિગંબરી, વૈદિક અને અબધૂતપંથી અનેક જીવનચરિત્રો મારા વાંચવામાં ને સાભળવામાં આવ્યાં. કેટલાક તો અનેક ઠઠેરા, અનેક ચમત્કારો, અનેક સાંપ્રદાયિક મોટાઈના વર્ણનોથી ભરચક્ક હતા દેવની પ્રતિમાને ફૂલશણગાર ને હીરામોતીથી છાવરી દેનાર ઘેલા પૂજારીની જેમ ત્યાં શણગાર જ માત્ર દેખાતા હતા ને પ્રતિમાના દર્શન આછા થયા હતા મેં એ ફૂલશણગાર, હીરામોતી દૂર હઠાવી પ્રતિમાના દર્શન કરવા યત્ન કર્યો ને દૃષ્ટિને જે લાધ્યું, તેથી તો ક્ષણવારમાં મનને અજબ આકર્ષણ થઈ ગયું. અરે! આવી છે આ વિશ્વતોમુખ વિભૂતિ!

એ દર્શન અદ્‌ભુત હતું એમાં રજૂ થયેલો જિજીવિષુ જીવનનો ભવ્ય ચિતાર, માનવ અને માનવતાના વિકાસનું ભગીરથ ચિત્ર, જીવનની દરેક કળા ને દરેક દશાનો ઉત્થાનગામી ઉપયોગ, લૌકિક જીવનનો ઉદાત્ત આદર્શ રચવાની સાથે, પારલૌકિક કે જેમાં પારમાર્થિક જીવનની પ્રતીતિ બતાવે તેવા જીવનનું હૃદયંગમ દર્શન, જીવનોત્થાનના મહામાર્ગો, જીવનવિકાસના અનોખા દૃષ્ટિબિંદુઓ, જૈન બાળકને ગળથુથીમાં અપાતા 'નમો અરિહંતાણં' મંત્રનો રજૂ થયેલો અનોખો મર્મ-આ બધાએ ચિત્તને મુગ્ધ કરી લીધું, મનને અનેકવિધ કલ્પનાઓથી સભર કરી દીધું.

'गर्गुं लघयते गिरिम्' જેવો ઘાટ થયો

ભગવાન ઋષભદેવના જીવનના મર્મને પકડવા જેમ જેમ ઊંડો ઊતરતો ગયો, તેમ તેમ એમાંથી જાણે યુગમંત્ર ગુંજાવતી હાકલો સંભળાવા લાગી.

“જિતવિઘ્ન બનો, જુદ્ધે ચડો, જય મેળવો:. અરિના હંતાને –વેરીના હણનારને વંદો ! (અહીં યાદ રાખવા જેવું છે, કે એ મંત્રમાં અજાતશત્રુને વંદો એમ નથી : પણ ‘શત્રુના હંતાને વંદો એમ છે.’ શત્રુ વિનાનો કોઈ શરીરી હોઈ ન શકે, ને યુદ્ધ વિનાનું જીવન કલ્પી ન શકાય, એ એનો ભાવાર્થ છે ) એ શત્રુ એટલે–પ્રાથમિક અવસ્થામાં નજરે પડતાં માનવજીવનના ઘોર ખોદનાર વનજંગલોમાં જીવતા પ્રતિસ્પર્ધીઓ. માનવવંશને ભરખવા મન તલસતી રહેલા સ્થળ–જળના હિંસક શત્રુઓ, માનવતાને પાંગરતી કચડી નાખનાર પડોશમાં, પડખામાં કે ગ્રામ–નગર–પુરમાં વસતા વેરીઓ ! એની સામે જુદ્ધે ચડો, જીત મેળવો, જય મેળવો !

જાણે કોઈ કવિ કહેતો :—

“ધરા પર મારે કોઈ શત્રુ નથી,
કાયરો એ અહંકાર ધરતા,
“મર્દ કર્તવ્ય–સંગ્રામના જંગમાં,
લાખ શત્રુને રક્તે નીતરતા ”

અને ભયંકર શત્રુતાના એ મેદાનમાંથી આ રીતે માનવ–જીવનના જંગલી રોપને એ પ્રફુલ્લાવે છે, એને નિર્ભય કરે છે; એના પર જોતજોતામાં નવનવા ફૂલ નવનવી સુગંધે મહેકી ઊઠે છે.

અને વળી ‘નમો અરિહંતાણું’ની નવી હાક નવે સ્વરૂપે સંભળાય છે ગંભીર એનો રવ છે, ઊંડો એનો અવાજ છે. જગત એકના એક આદેશને વળી નવા રૂપમાં નિહાળે છે.

જગતના જહાજને જુદ્ધે ચઢાવનાર માલમી જાણે પાછા સઢ સંકેલતો દેખાય છે સુકાન નવી દિશા તરફ ઘુમાવે છે, ને વળી 'નમો અરિહંતાણ' નો રણનાદ ગજાવે છે

'જુદ્ધે ચઢો, પણ કોની સાથે ? ન દેખાતા દુશ્મનોની સામે અંતરંગના અરિઓ સામે !' પ્રત્યક્ષ શત્રુઓથી મુક્ત થયેલી માનવતાને એ હૃદયસ્થ રિપુઓ સાથે જંગ ખેલવા આવાહન કરે છે

અરે, આ તો તમારો જે જંગ ખેલાયો, એ સામાન્ય હતો; ખરો જંગ તો હવે શરૂ થાય છે એ અંતરની આડમા મોરચા બાંધીને બેઠેલા કામ, ક્રોધ, મોહ, લોભરૂપી હૃદયસ્થ કષાય-રિપુઓ સામે લડો, એને જીતો ને જય મેળવો જગતને જીતી આવનારો જો જાતને જીતી ન શક્યો, પૃથ્વીનો વિજેતા જો પોતાનો વિજેતા ન બન્યો, તો એનો જય કમળના પત્ર પર રહેલા જળબિંદુ જેવો વિનશ્વર છે

આમ પૃથ્વીના વિશાળ પટ પરથી જંગાલિયત, કંગાલિયત ને કરુણાભરી અજ્ઞાનાવસ્થા ફેડવા 'નમો અરિહંતાણ' નો રણનાદ ગાજે છે આ રણનાદ જેટલો વ્યાપક રૂપમા-અણિશુદ્ધ ને વિશુદ્ધ સ્વરૂપમાં- ભગવાન ઋષભદેવમા જોવાય છે તેટલો અન્ય ચરિત્રોમા નથી દેખાતો. લૌકિક જીવનના વિજયોની વિચારસરણી અને અલૌકિક જીવનના વિજયોની મૂળ ચાવી અહી જેવી જોવા મળે છે તેવી બીજે જોવા મળતી નથી

આજના કાળે આવા ચરિત્રોની ખાસ જરૂર છે. ભૌતિક જીવનની ઉન્નતિમાથી આપણે ઘણા કાળથી રસ છાડી દીધો છે આધ્યાત્મિક ઉન્નતિનું સંસ્કારગ્રાહી, શુદ્ધ જીવન અનેક પ્રકારની રાજકીય ઉથલપાથલો ને પરદેશી સત્તાઓ સાથેના સંઘર્ષમા રાજકીય પતન ને તે દ્વારા થયેલા સાંસ્કારિક પતનમા આપણે ખોઈ બેઠા છીએ

આપણુ હૃદય પુરાણુ રહ્યુ છે, આપણી બુદ્ધિ નવીન તરફ

લાલચુ બની છે. હૃદય ને બુદ્ધિના આ અસમંજસ્યમાં 'બોબડી બે ખૂએ' એમ આપણે બંને ખોઈ ચૂક્યા છીએ.

અશ્રદ્ધા કે અંધશ્રદ્ધા; એ અન્તિમો તરફ આપણી સદા ગતિ રહી છે એવી કપરી વેળાએ આ જીવનચરિત્ર ઘણું ઘણું કહે છે શું કહે છે, એ શોધી લેવાનું કામ સહૃદય વાચકનું છે.

એક વાત અત્રે સ્પષ્ટ કરી લેવાની જરૂર છે આ ચરિત્ર લખતી વખતે મે શ્વેતાંબરી, દિગંબરી ને વૈદિક અનેક કૃતિઓનો આશરો લીધો છે; છતાં હાર બનાવનાર માળી જેમ એક અખંડ હીરદોર પર ભાતભાતના ફૂલોની ગૂંથણી કરી હારનું નિર્માણ કરે, તેમ મેં કર્યું છે

મારા મનપ્રદેશમાં વર્ષોથી આસન જમાવી બેઠેલા દેવતાને, કાગળ ને શાહી જેવા જડ સાધનોથી જન્મ આપતાં મારા ઉપર પણ ઘણું ઘણું વીત્યું છે. ને ન જાણે મારા હાથે એ મહાન દેવતાના ચરિત્ર પર શું શું નહીં વીત્યું હોય ! પણ આ વાતનો નિર્ણય તો કોઈ વિબુધ જન પર રાખવો ઉચિત છે.

મને તો આમાથી નીચેના સત્યો સાંપડ્યા છે

"માનવ દેવથી મોટો ! દેવ એની પૂજા કરે"

"જીવનના જય તરફ શ્રદ્ધા રાખો ને યત્ન કરો"

"માનવમાત્ર તરફ બંધુત્વ ને સહૃદયતા ધરાવો"

"સાદું નિખાલસ જીવન જીવવાની કળા શીખો" (સત્ય ને અહિંસા)

"ભયથી નહિ–પ્રેમથી નીતિ–શીલ જાળવો"

વૈજ્ઞાનિકો માટે પણ આ જીવન અભ્યાસને યોગ્ય છે નૃવંશશાસ્ત્ર, પ્રાણવિદ્યા ને વિકાસવર્ધનની સુંદર કથાઓ દસ્તાવેજી રૂપમા અહી પડેલી છે, પણ એને શોધવા માટે સહૃદયતા જોઈએ એક તરફ પલ્યો-પમ ને સાગરોપમ પર અશ્રદ્ધા ધરાવનાર ને બીજી તરફ પૂરી શ્રદ્ધાથી

પૃથ્વીનું આવરદા પચાસ કરોડ જેટલાં વર્ષનું સ્વીકારનાર, માનવ-ઉત્પત્તિની ૧ કરોડ ૨૦ લાખ વર્ષની સમય-કલ્પનાને સ્વીકારનાર, આજના જીવન વિકાસની અવધિ દશ લાખ વર્ષની આંકનારે એટલું સ્વીકારવું જ પડશે કે કોઈક મહાકલ્પના ને મહાગણિત પર જ આ બધુ નિર્ભર છે; આપણને પ્રત્યક્ષ તો કંઈ નથી જ, એટલે નવું કે જૂનું બધુ વિવેકની દષ્ટિથી નિહાળવાની જરૂર છે.

વળી એટલુ યાદ રાખવુ જોઈએ કે ધર્મ એ ધર્મ છે. કેટલાક દીવાનાઓ એમાંથી વિમાન, અણુબોંબ કે બીજી સિદ્ધિઓ શોધે છે. તેઓ ભૂલે છે, કે ધર્મ એ ભૂગોળ નથી, ખગોળ નથી, નથી ઇતિહાસ કે નથી જ્યોતિષ. ધર્મશાસ્ત્રે એ બધાંનો ઉપયોગ જરૂર કર્યો છે, પણ પોતાની રીતે ધર્મ એ ધર્મ હોય ને ભૂગોળ ન પણ હોય, તો તેમાં કશી હાનિ નથી

દર્શનનુ મૂળ લક્ષ્ય વિશ્વનું ગુપ્ત રહસ્ય દર્શાવવાનુ હોય છે, જ્યારે ધર્મનું લક્ષ્ય માનવી માટે સાચા સુખ-શાન્તિનો માર્ગ અને તે દ્વારા કલ્યાણ તરફ દોરી જવાનું હોય છે, ભગવાન ઋષભદેવનું ચરિત્ર ધર્મ અને દર્શનના તત્ત્વોને બરાબર ન્યાય આપે છે.

આજે કેમન્વતરો પહેલાના કાળમા માનવીને કેમ સુખી કરવો, એ જ એક પ્રશ્ન સહુથી વધુ મોટો ને ગભીર રહ્યો છે અને તે જ માટે સ્વીકારાયું છે, કે કોઈ પણ કળા જીવનના આનંદને અનુલક્ષીને હોવી જોઈએ ને કોઈ પણ આનંદ આત્મોત્કર્ષનો સાધક હોવો ઘટે. એ કલા ને આનંદનુ અહી દિગ્દર્શન છે બાકી તો ભૂતકાળની ગમે તેવી મોટી વસ્તુ વર્તમાન કે ભાવિને ન ઘડતી હોય તો એની કશી કિંમત નથી; પછી એ દર્શન હોય, વિદ્યા હોય, શસ્ત્ર હોય કે શાસ્ત્ર હોય આ કૃતિ આપણા વર્તમાન ને ભાવિ વિષે ઘણું માર્ગદર્શન. આપે છે સહૃદય વાચક જરૂર શોધી લે !

આ નવલ ઘટનાત્મક કરતાં વર્ણનાત્મક વિશેષ થઈ છે, એટલે ઘટનાપ્રિય વાચકની કદાચ કસોટી થશે: પણ ચરિત્રને ન્યાય આપવા માટે વર્ણન જરૂરી હોવાથી તેમ કરવુ અનિવાર્ય હતુ, તેની વાચક નોંધ લે.

આભારદર્શન પ્રસંગે સહુથી પ્રથમ અને સ્વનામધન્ય પંડિતવર્ય શ્રી સુખલાલજીનું નામ યાદ આવે છે. મારી રીતે લખેલા પચીસ–પચાસ પાનાં મે જ્યારે તેમની સમક્ષ વાંચી સંભળાવ્યા ત્યારે ભારે હર્ષ સાથે ને દિશાદર્શક સૂચનો સાથે તેઓએ મારી ભાવના સૃષ્ટિને સત્કારી, મને ઉત્તેજિત કર્યો. જો એ વિચક્ષણ જ્ઞાનવારિધિએ મને આટલો સત્કાર ન આપ્યો હોત તો આ પચાસ પાનાઓમાથી ૩૫૦ પાના જેટલી આ નવલકથા ન નીપજી હોત આ ઉપરથી કોઈ એમ ન માને કે મારી આ સંપૂર્ણ કૃતિને તેઓએ સત્કારી છે, કારણ કે પચાસેક પાના લખાયા પછી તેઓશ્રીને હુ આગળનુ લખાણ વંચાવી શક્યો નથી

અંતે મારી કલમનો ને મારા ભાગ્યનો પણ મારે આભાર માનવો રહ્યો કે—ચોવીશ તીર્થંકરોમાંના મારા પ્રિય જે અઢી તીર્થંકરો (ભગવાન ઋષભદેવ, ભગવાન મહાવીર ને કાંઈક ભગવાન નેમનાથ) તેમાથી એકના જીવનને રજૂ કરી શકુ છુ જો કે આ નવલકથા ભગવાન ઋષભદેવના જ્ઞાનથી વળી થંભે છે; પણ ખરી રીતે નવલકથાની દૃષ્ટિએ વાર્તા ત્યાં પૂરી થાય છે. પછી મોક્ષપ્રાપ્તિ સુધી કંઈ ખાસ વિશિષ્ટ બનાવ નથી, છતા જે કંઈ શેષ રહેશે તે આ નવલકથાના બીજા ભાગ તરીકે "ચક્રવર્તી ભરતદેવ" અને "ભરત–બાહુબલી"મા આવી જાય છે.

ગુરુપૂર્ણિમા, ૨૦૦૩ — જયભિખ્ખુ.

અનુક્રમ　　　　　　　　　　　　　　　　　　　　　　પૃષ્ઠ

# ૧. ઝંઝાવાત

મન્વંતર પહેલાંની એક વસંત ખીલતી હતી. ઇતિહાસના પંખેરુ હજી જ્યાં સુધી પહોચ્યાં નથી, એ પુરાણુ કાળની એક વસંત નવાં ફૂલ, નવા રંગ, નવો આનંદ ને નવા પ્રકાશ સાથે ખીલતી હતી.

એ વસંતમાં દૂર દૂર સ્વર્ગીય ઉદ્યાનના મંદારવૃક્ષનો વાયુ વાતો હતો. એ વસંતમાં ફૂલે ફૂલે ભમરા ને વૃક્ષે વૃક્ષે કોકિલાઓ બેઠી હતી. વનરાજિમાંથી વસંતની બહાર છૂટી રહી હતી.

એવે સમયે, સુમેરુ પર્વતની તળેટી પાસે આવેલા ઉપવનમા, ખીલતી વસંતની શોભાને શરમાવતું એક યુગલ વસંતને સત્કારી રહ્યું હતુ : કલ્પનાનાં દેવ–દેવી જેવાં બંને રૂપાળાં હતાં, બંને સરખી વયનાં હતાં, બંને મુગ્ધાવસ્થામાં હતા.

પુરુષ પડછંદ ને ભવ્ય હતો. એનો વર્ણ તાજા ખીલેલા ચંપાના પુષ્પ જેવો હતો. એની. કમર કેસરીસિંહની જેમ બંકી હતી. સંગે. મરમરની પવિત્ર શિલા જેવુ એનુ વિશાળ વક્ષસ્થળ હતુ. બાલ હસ્તીની સૂંઢ જેવી એની બે ભુજાઓ હતી ને પોયણા જેવાં એનાં બે નેત્રો કર્ણ પર્યન્ત લાંબા હતા

એ પુરુષના બે પગમાં ગુલાબી ફૂલોના તોડા હતા. કમર પર સુગંધી લતાની કટિમેખલા હતી. બે હાથમાં અર્ધનિદ્રિત નવમલ્લિકાની કળીઓના બે વલય હતાં. કાનમાં નવ આમ્રમંજરીનાં બે કુંડળ હતા, ને અર્ધવિકસિત કમળપુષ્પનો એક લાંબો હાર એના કંઠમા શોભતો હતો.

પુરુષ સુંદર હતો, એવી જ સ્ત્રી મનોહરા હતી. એના શ્યામરંગી દેહમાં ઉઠાવદાર ભભક હતી. એના હોઠ પ્રવાલ જેવા હતા. એની આંખો નીલોત્પલ જેવી હતી કમળપત્રથી એણે પોતાનુ સુમધુર ઉન્નત વક્ષસ્થળ ઢાંક્યું હતુ. એના કાળા ભમ્મર કેશકલાપમાં ડોલર ને મુચકુંદનાં ફૂલોની ગૂંથણી હતી. એના પગની પાનીનો ફૂલગુલાબી રંગ પૃથ્વીના સોનેરી રંગ સાથે મળીને અનેરી શોભા પામતો હતો

કસ્તૂરીની સુવાસ એના શ્વાસમાં હતી, ને એના પ્રસ્વેદમા કપૂર ને કૃષ્ણાગરુ મહેકતાં હતાં. એના અર્ધખુલ્લા ઓષ્ઠમાંથી વારે વારે હાસ્યગંધ સ્ફુરતું હતુ. કમળદંડ જેવા બે ખુલ્લા હાથોમાં એણે અશોકનાં રાતાં પુષ્પોનાં વલય પહેર્યાં હતાં.

વસંત વને વન હસી રહી હતી. હાસ્ય–તરંગ ઉડાડતુ આ યુગલ વનમાં ફરતું આમોદક્રીડા કરી રહ્યું હતું. એક પ્રાણ ને બે દેહ જેવાં આ બ ને નદીઝરણાંને કાંઠે બેસી જલશીકર ઉડાડતાં, કદી કોઈ પંખીની પાછળ પડી તેના જેવા ટહુકા પાડતાં, વન ગજવતાં, કદી કોઈ સુવર્ણ–મૃગને પકડીને એની સુંદર ત્વચા સાથે પોતાના મુલાયમ કપોલ ઘસતાં.

વસંત બહારમાં હતી, એવું આ યુગલ પણ બહારમા હતું. અહીં ન કોઈ રોકનાર હતું, ન અહી કોઈ શરમાવનાર હતું. ન ઈર્ષ્યા હતી, ન અસૂયા હતી. સંતોષભરી આ સૃષ્ટિ હતી. સમૃદ્ધિનો સૂર્ય ને શાન્તિનો ચંદ્ર અહીં સદા ચમક્યા કરતો. ઊંચા ઊંચા ક્રીડાશૈલો પર અત્યુત્તમ ઔષધિઓ ઊગતી, ને એની ઊંડી કંદરાઓમાં જીવનરસનાં અનેક ઝરણાં ઊભરાતાં.

નાના નાનાં મેદાનો પર માતાના સ્તન જેવા મીઠા ડુંગરા પથરાયેલા હતા. ડુંગરોની તળેટીમાં સુંદર ઉપવન વસેલા હતાં. ઉપવનોને બારે માસ લીલાંછમ રાખતાં નાનાં નાનાં ઝરણાં, આભ–ઊંચા ડુંગરા માથેથી રમતિયાળ કન્યાના ઝાંઝર જેવો ઝણકાર કરતા, વહ્યાં આવતાં અહીંના લીલોતંરીથી છવાયેલા ડુંગરોના શિખરો પર કોઈ મહાકવિનો કલ્પનામય મેઘ અલકાનગરી રચતો

અહીંના પર્વતોમાં ચિંતામણી-રત્ન થતા. અહીંના ઉપવનોમાં કલ્પવૃક્ષ ઊગતા. અહીંના મેદાનોમા કામધેનુઓ ફૂઝતી. માનવીને જે જોઈએ તે, જ્યારે જોઈએ ત્યારે, અહીંથી મળી રહેતું. અહીં જીવન-કલહ નહોતો, કારણ કે જીવનની અનિવાર્ય જરૂરિયાતો સ્વભાવિક રીતે સંતોષાતી. અહી વસ્તુ હતી, કિંમત નહોતી; માત્ર એનો ઉપયોગ હતો

અહીં રાજા નહોતો, અહીં પ્રજા નહોતી, અહીં દુર્ભિક્ષ નહોતો, કારણ કે અહી યુદ્ધ કે ટંટો નહોતો જય કે પરાજય નહોતો, ઘર કે બાર નહોતા, પરિગ્રહ કે પરિવાર નહોતા, ગામ કે નગર નહોતા અહી દંડ નહોતા કે શિક્ષા નહોતી વસુંધરાની ગોદમા જોઈતુ અમૃત, પેય, ખાદ્ય અહી અભરે છલકાતુ હતુ. સહુને જોઈએ એટલું સહુ લેતુ

હતી તો આ પૃથ્વી, પણ સ્વર્ગ જેવી એ સુંદર હતી. રંગબેરંગી પંખીઓ અહી ગીત ગાતા, વનવગડાનો વાયુ અહીં સદા વેણુ બજાવતો. ભાતભાતના પતંગિયા ફૂલગોટાને ચૂસતાં નિરંતર ઉડ્યા કરતા આકાશમા આંધી નહોતી ને વાયુમા તોફાન નહોતુ ઈર્ષ્યાનો ઊગમ નહોતો વધુ-ઓછાનો પ્રશ્ન નહોતો. નાના-મોટાનો ભેદ નહોતો.

હર્યા ભર્યા ઝરણાંને તીરે, ફળફૂલથી લચી પડતા ઉપવનોની વચ્ચે માનવી પોતાની સહચરીને લઈને ફર્યા કરતો. જંગલમા જે નિર્દંતાથી કેસરી ઘૂમતા, એ ખુમારીથી ઘૂમતાં નિર્દોષ હરણાં કદી એમની શિંગડી-ઓ એમના દેહ સાથે ઘસી ગેલ કરતાં દેવો પણ આ પૃથ્વી પર રમવા આવતા, એમ કહેવાતુ.

આ પ્રદેશની એક ખાસિયત હતી અહી બાળક ને બાળકી એક સાથે જ જન્મતા, એકસાથે જ રહેતા, એકસાથે જ મૃત્યુ પામતા. જોડનુ તેમનુ જીવન હતુ. તેઓ યુગલિયાના નામે ઓળખાતા. જીવન-મૃત્યુથી જોડાયેલા આ યુગલિકોની જિંદગી સાવ સાદી છતા સુખભરી હતી. અહીં પંખી પણ બે જ ઈંડાં મૂકતાં. વનપશુ પણ

જોડઅચ્ચાંનો જ જન્મ દેતાં. સંસારમાં સાથીદાર સાથે જ જન્મતો. અહીં કોઈ એકલવાયુ ન રહેતું.

આ સહુનું બાલપણ સોનાના સુમેરુ પર્વતની તળેટીમાં વીતતું એ ત્યાના મણિ-માણેકના રંગીન પથ્થરો લઈને રમ્યા કરતા, વન-નિર્ઝરોમા નાહતાં ને છબછબિયાં ગોલાવતાં, કોકિલની જેમ ટહુકા કરતા ને મયૂરની જેમ કળા કરતા, અમૃત જેવા જળ પીતાં ને મીઠા મીઠા ફળ આરોગતાં; એકબીજાની વેણી ગૂંથતા કે વલય રચતાં

બાલપણ એમ સુમેરુની તળેટીમા, સુંદર સ્વપ્નની જેમ, સંપૂર્ણ થતુ.

એક દહાડો, એમની પૃથ્વીને જેમ વસંત આવતી, એમ એમના દેહ પર પણ વસંત આવતી, ન જાણે કોણ એમને સુમેરુનાં શિખરો તરફ આકર્ષતું ! ન જાણે કોણ એમને અભિન્ન બનાવતું ! હાથીને મદ ઝરતો, એમ એમના સારપૂર્ણ યૌવનમાંથી રસ ઝરતો એ ઝૂલે ઝૂલતાં, પંચરંગી ફૂલો વીણતા ને સાથે સૂતાં. બ્રહ્મચર્ય જેવુ વ્રત તેમણે કદી જાણ્યુ નહોતુ ને વ્યભિચાર જેવો ખરાબ શબ્દ એમણે કદી સાંભળ્યો નહોતો.

એ સાથે જ રહેતા, સાથે જ ખાતાં, સાથે જ ભમતા, સાથે જ આરામ કરતા; એમને કોઈ અલગ કરી શકતુ નહી, કારણ કે કોઈના કહેવાથી એ એક નહોતાં બન્યા.

વસંત એમનો મિત્ર હતો. એ કમળફૂલના ઢગલા રચતો, અશોક વૃક્ષને મોર બહેકાવતો, આમ્રમંજરીની મખમલી બિછાત કરતો, નવ-મલ્લિકાના અલંકાર લાવતો, ને નીલોત્પલના શણગાર લાવતો .. એની ફૂલગુલાબી લહેરોમા આ યુગલ ઘેલા બનતા એમનાં દિલમા અકળ ઊર્મિઓ ઊઠતી, અજાણ્યા ભાવો જાગતા પુરુષનુ પરાક્રમ સિંહ સાથે સ્પર્ધામાં ઊતરતુ, સ્ત્રી સિંહણ બની લલકારા કરતી.

પૃથ્વી સુંદર—અતિ સુંદર ભાસતી. રોજે રોજ, નિશા-વાસરે

---

કામદેવના પાંચ ચિહ્ન કમળ, અશોક, આમ્રમંજરી, નવમલ્લિકા, નીલોત્પલ

સાથે સૂનારાં, સાથે બેસનારાં, દેહેદેહ–અંગેઅંગ ભેરવી ફરનારા, કોઈ દિવસ નહી ને આજે આ શું રોમાંચ અનુભવી રહ્યાં છે ! અંતરનો કોઈ સાદ તેમને અકળાવી રહ્યો છે. પુષ્પોની સુગંધીમાં, હરિણોની છલાંગમાં, બદામના મહોરની મહેકમાં, ગિરિવનોની શાંત કુંજોમાં એ બધુ ભૂલવા મથે છે, પણ ભુલાતુ નથી, અકળામણ ઓછી થતી નથી, બંને ચહેરાથી શાંત છે, પણ અંતરમાં ઉદધિ ઊછળે છે. બંનેની જબાન ચૂપ છે, પણ અંતર સાદ પાડે છે.

આખરે તેઓને સમજાય છે. આ તો છે પ્રકૃતિનો સાદ, સર્જનની વાણ ! એ મોટા મોટા મેઘ દોડીને જેમ ભેટી પડે તેમ ભેટીને બંને ઝળૂબી રહે છે એ સુખદ કાળ ઉપર ચંદ્ર, તારા કે સૂર્યના વખતનુ માપ રહેતુ નથી; કાળચક્રની પરિધિ ત્યા થંભી જાય છે

રમતિયાળ વસંત વહી જાય ને ગંભીર વર્ષાનાં વાદળ ગોરંભાય, એમ આ સ્ત્રી–પુરુષ આ પછી ભારેખમ બની જાય છે. શ્યામસુંદર સ્ત્રી હવે તો રૂપ કાઢી રહી છે એનો રંગ ઊજળો થતો જાય છે, ને અવયવો ફાટફાટ થવા માંડ્યા છે અરે ઘેલી, વસંત તો ઊતર્યો ને તુ આમ કેમ ફાલીફૂલી !

પુરુષ સ્ત્રીને છોડીને ક્યાય જતો નથી

દિવસો આમ વહી જતા સ્ત્રીપુરુષ નેત્રપલ્લવીથી વાતો કર્યા કરતાં. હવે કોઈ ખાસ બનાવની આગાહી નજીક હતી. પુરુષ સ્ત્રીને વધુ ને વધુ હેત કરતો હતો સ્ત્રીની પોયણા જેવી સુંદર આંખોમાં મમતાના ઓઘ ઊભરાતા આખરે એ ઘડી, એ પળ, આવી પહોચતી વનમાં વાંસ ફૂટતા હોય એવા અવાજ થવા લાગતા આખરે સ્ત્રી હાશકારાનો શબ્દ બોલતી, ને બીજી ક્ષણે એને લાગતુ કે એ માતા બની છે; એ એક નહી પણ એકસાથે બે સંતાનોની માતા બની છે.

પુત્રપુત્રીનુ યુગલ સામે કિલકિલાટ કરે છે. અહી નો માનવી કવિતા નહોતો કરી જાણતો, પણ કવિતાનુ જીવન એ અવશ્ય જીવતો ! અહી

ધર્મ નહોતો કે જેથી અધર્મ હોય. સંતાનજન્મ એ એમનો પરમ ને ચરમ ધર્મ, કારણ કે સંતાન એ એમનો જીવનોત્સર્ગ લેખાતો.

જીવનની સાધના જીવનભેટથી પૂરી થતી.

ક્ષીણ બનેલા માબાપ હવે પોતાનું ભાવિ સમજી લેતાં. તેઓ આખરી પ્રવાસના દિવસ માટે તૈયારી કરતા. આજે કોઈ લાંબે પ્રવાસે જાય ને હૈયાના અમૃત ઊછળે, એમ હૈયાનાં અમૃત સિંચતા.

બાળક–યુગલ હવે પગલા ભરવા માંડયું છે. આંગળીએ આગળી ભેરવી બંને દોડે છે, ફળ વીણે છે, સરિતામાં સ્નાન કરે છે, પર્વત પર ચઢે છે ને કંદરામાં ઘૂમે છે.

આ બધું નીરખી, કર્તવ્યની ઇતિશ્રીનો આછો સંતોષ લઈ એ માતાપિતા શાંતિથી કોઈ સુંદર ફૂલઝાડ નીચે સૂઈ જાય છે. એ ઘડી કે પળની નિદ્રા નથી, અનંત એ નિદ્રા છે. હવે એ જાગશે નહીં. જે જાગવાનાં નથી એનો શોક શો!

અહીં તો મૃત્યુ પણ જીવનનું એક અંગ જ છે ને!

જીવનવેલના આ માનવ-ફૂલડાં ફરીથી એ જ રીતે પલ્લવતા ને કરમાતા ને એ સંસાર એમ ને એમ ચાલ્યો જતો.

આવી વસંતને ટાણે વનશ્રીનો ઉપભોગ લેતું પેલું યુગલ પણ એ જ સંસારના પ્રાણી હતા. સંતાપ એમણે જોયો નહોતો. શોક એમણે જોયો નહોતો. આનંદ હર્ષ ને ઉલ્લાસના ફુવારામાં તેઓ સદા નાહતા હતા.

બંને જણા હાથના અંકોડા ભીડી પર્વત પરથી સરકતાં હતાં, વૃક્ષ પરથી કૂદકા મારતાં હતા, મધુર નિકુંજોમાં એકબીજા છુપાઈને એક બીજાને શોધતાં, ઝરણાના જળમા પડી છબછબિયાં બોલાવતાં હતાં. દિશા ને કાલનું અસ્તિત્વ ભૂલી તેઓ આનંદક્રીડામા મસ્ત બન્યાં હતાં

અચાનક સુમેરુ પર્વતની પાછળ કદી ન સંભળાયો હોય તેવો,

કડાકો થયો આનંદસાગરમાં નિમગ્ન થયેલ યુગલે દૂર દૂર દષ્ટિ ફેંકી. પર્વતની ઊંચી છેલ્લી શ્યામ કરાડ પાછળથી એક કાળીભમ્મર વાદળી સરી આવતી હતી

નરની આંખોમા કુતૂહલ જન્મ્યુ. નારીનાં પોપચા વારેઘડીએ ઉઘાડમીંચ થવા લાગ્યા

નિરભ્ર, શાત આકાશમા સરી આવતી એ એક નાનીશી વાદળીએ ધીરેધીરે રગ પલટવા માડ્યો દક્ષિણાકાશનુ પેટાળ ફોડીને એક ઉતાવળો પવનનો સુસવાટો આખા પ્રદેશ સોસરવો ધ્રુજારી મચાવતો વહી ગયો.

ક્ષણવાર શાતિ રહી, પણ પછી તો થોડી વારે બીજો સુસવાટો આવ્યો. એ પ્રદેશના ઝાડ, પાન, પર્વત-પહાડ કપી ઊઠયા. નર-નારી કઈક સાવચેત બન્યાં, નજીકની એક ગિરિનિકુંજમા જઈને લપાયા

આકાશમા વાદળાઓ વધતી જતી હતી સુમેરુ પહાડના શિખર ભેદીને કડેડાટો આવી રહ્યા હતા. ચમકતો સૂર્ય નિસ્તેજ થયો હતો. વાયુના સુસવાટા હવે ઝઝાવાતનુ રૂપ ધરતા વધી રહ્યા હતા. આકાશના યુદ્ધ સામે પૃથ્વી પણ પોતાનુ સામર્થ્ય બતાવવા ચાહતી હોય, તેમ નદી-નવાણ, સાગર-ઝરણાના પાણી એ સામા ઉછાળતી હતી.

એકાએક પવનનો ફરીને ભયકર સુસવાટો આવ્યો. પૃથ્વીનુ અભિમાન છેદવા એની તમામ ધૂલિ જાણે અદ્ધર ઊચકી લઈને એણે ગોળ ચક્કર ગોળ ચક્કર ઘૂમવા માડયું દિશાઓ આધળી બની ગઈ. મોટાં મોટાં વૃક્ષો એ પ્રલયકર દેવને પ્રણિપાત કરતા ન હોય તેમ કડડભૂસ કરતાં ભૂમિશયન કરવા લાગ્યાં પખીઓ માળો છોડી કરુણ ચિત્કાર કરતા આમતેમ ઊડવા લાગ્યા. પશુઓ બહાર નીકળી વગર દેખ્યે દોડવા લાગ્યા.

ઝઝાવાત ઉગ્ર ને ઉગ્ર થતો ચાલ્યો. પંખી ઊડતા ઊડતા નિર્જીવ

બની નીચે પડવા લાગ્યા. પશુઓ દોડતાં દોડતાં નિશ્ચેતન બની જમીન પર ઢળી પડ્યાં, હવે તો આકાશમાંથી હિમ વરસવો શરૂ થયો હતો. દિશાઓના દુર્ગને વીજળી ચીરવા લાગી હતી આકાશી ઢોલ ગડેડાટ કરતો હતો. પહાડો ચિરાવા લાગ્યા હતા.

યુગલ થરથર ધ્રૂજતું ઊભુ હતું. એ જે ગિરિનિકુંજમાં આશ્રય લઈને ઊભુ હતુ, એ ગિરિનિકુંજ, દરિદ્રના વસ્ત્રની જેમ, ચારે તરફથી જીર્ણશીર્ણ થઈ ગઈ હતી અને અંદરનાં ઝાડનાં ધારદાર પાન ઝંઝાવાતથી ઝૂમતાં તલવારની ધારનુ કામ કરતા હતા

ગિરિનિકુંજનો આશ્રય હવે જોખમકારક હતો યુગલ ત્યાંથી નાઠું. જિજીવિષાનો સવાલ ઉગ્ર બન્યો હતો. એક ખીણમાં ઊગેલ તાડવૃક્ષની ઓથે જઈને એ આશ્રય લઈને ઊભુ રહ્યુ. તાડવૃક્ષની ડાળો ઊંચી હતી, એટલે વાગવાનો ડર નહોતો થડ મજબૂત હતુ એટલે જલદી ઊખડી પડવાનો સંભવ નહોતો

પૃથ્વી ને આકાશનું યુદ્ધ ચાલુ હતુ. જળ, રજ ને વાયુના દેવ કોપ્યા હતા હજારો નગારા એકસાથે ગડેડાટ કરતાં હોય તેમ ધરતીના પડ ધણેણાટ કરતાં હતાં ધૂળના વંટોળ, પવનના ઝપાટા ને ઝાડપાનનો પછડાટ દિશાઓને બધિર બનાવતો હતો

એકાએક કાનને બહેરા કરી મૂકતી ભયંકર ગર્જનાએ વન-પ્રદેશને ધ્રૂજાવી મૂક્યો. ઝંઝાવાતનો પ્રચંડ ઝકોરો ધસ્યો આવતો હતો એણે નિરાધારનો આધાર બની રહેલ પેલા તાડવૃક્ષને પણ ધ્રૂજાવી મૂળથી હચમચાવી નાખ્યુ. એનાં મોટા પર્ણોને છૂટાં કરી આકાશમા વેરવિખેર કરી નાખ્યા એના માનવીના મસ્તક જેવાં મોટાં ફળને પોતાના વંટોળમા ચકાવે ચડાવ્યા.

અને વંટોળે ચડેલુ એ તાડ–ફળમાનું એક ફળ, કોઈ લોહના ભયંકર ગોળાની જેમ, 'નીચે ધસી આવ્યું'. એનો વેગ ગજબનો હતો.

એની ગતિ ભયંકર હતી. એક કડાકો થયો ને નીચે ઊભેલા યુગલમાંથી નરની ખોપરી સાથે એ ઝીંકાયું

અવાજ ભયંકર હતો. એ તાડ-ફળ ને એ માનવખોપરી બંનેના શતશત ટુકડા થઈ ગયા

નર નીચે તૂટી પડ્યો. એના પ્રાણ ઊડી ગયા. કોઈ વૃક્ષરાજ ઊખડી પડતા જેમ એને વળગેલી વેલ પણ ઊથલી પડે, તેમ નારી પણ નીચે પૃથ્વી પર ઢળી પડી

પૃથ્વી, પાણી ને હવાનું તોફાન પ્રલયના શંખ વગાડતું, ધરતી ધ્રૂજાવી રહ્યું.

ન જાણે ક્યાં સુધી ?

નારી જાગી ત્યારે દિશાઓ સ્વચ્છ બની હતી; ને ઝંઝાવાત શમી ગયો હતો પણ સોનાની ધરતી રોળાઈ ગઈ હતી કુમળાં ફૂલ ચીમળાઈ ગયાં હતાં. કોમળ વેલીઓ વૃક્ષથી વિખૂટી પડી ગઈ હતી વૃક્ષો લાંબા થઈને સૂઈ ગયા હતાં

અનંત આકાશમાં વિહંગ ગાતાં નહોતાં અસીમ ધરતી પર ધેનુઓ ચરતી નહોતી છતાંય જે જે જીવન જાળવી રહ્યાં હતાં તે ધીરે ધીરે આળસ મરડી ઊઠી રહ્યાં હતાં

ઘણાં ઘણાં જાગતાં હતાં, ફરી જીવન શરૂ કરતાં હતાં, પણ પેલી નારીનો નર કેમ જાગતો નહોતો ! અરે, એનું મસ્તક કેવું બિભીષણ દેખાતું હતું

એ હવે શું જાગે ? એની ખોપરીના હાલ તો જુઓ ! મસ્તક વગરનું ધડ તે કદી હાલ્યું-ચાલ્યું છે ? શું ત્યારે એનાં મા-બાપની જેમ એ નર પણ ચિરનિદ્રામાં પોઢ્યો ?

ના, ના એમ ન જ બને ! આ સંસારમાં કદી એવો બનાવ બન્યો નથી !

યુગલ તો સાથે જ જન્મે, સાથે જ જીવે, સાથે જ અનંત નિદ્રામાં પોઢે, આ સંસારનો એ અવિચળ નિયમ હતો

ત્યારે આ નરની સખી તો હજી જીવતી હતી, ધબકતા હૃદયે પડખે ઊભી હતી, છતાં એનો સખા કાં ન જાગે ?

કિશોરીએ પોતાના લાક્ષારાગથી રંગેલા કોમળ હાથે એને ઢંઢોળ્યો, ફરીથી ઢંઢોળ્યો પણ જાણે એણે જાગવાની ના પાડી

દોડીને નારી એને ભેટી; ભેટીને એણે એના અધર ચૂમ્યા, એની બગલમાં ને બીજે ગલગલિયાં કર્યાં, પગના તળિયે ગલી કરી, પણ રે ! નર ન જાગ્યો સૂકા કાષ્ઠની જેમ એ પડ્યો જ રહ્યો.

રે નારી ! એ તો મૃત્યુને આધીન બન્યો હતો કોઈ પણ ચેષ્ટા, કોઈ પણ કૃત્ય, ગમે તેવા શબ્દો એને બેઠો કરી શકે તેમ નહોતા.

ત્યારે આ યુગલિકોના સંસારમાં શું આ કિશોરી એકલી ? સહુ નર–નારી બે કહ્યાં ને આ એકલી ?

મનને-કલ્પનાને મૂંઝાવતી એક કંપારી નારીના હૃદયમાંથી પસાર થઈ ગઈ

નારીના વિશાળ નયનો લાલઘૂમ બન્યા થોડી વારે એમાંથી આંસુ વહી આવ્યાં :

"અરે ! આ સંસારમાં હું એકલી ! ન કોઈ સાથી કે ન કોઈ સંગાથી !"

પૃથ્વીનું પેટાળ ફોડી પાણીનું ઝરણ ધસી આવે, એમ આંખોની કૂપમાં આંસુ છલકાઈ આવ્યાં અને આંસુનું પેટાળ ફોડીને આક્રંદ ધસી આવ્યું.

હર્ષની ધરતી પર, આનંદની દુનિયા વિષે, એ દિવસે પહેલ-વહેલું રુદન પ્રગટ્યું.

એ રુદનના સ્વરોએ પવનમાં, પાણીમાં, દિશામાં કંપ પેદા કર્યો. સહુથી પ્રથમ વાર, દૂર દૂર ચરતા કસ્તૂરી મૃગોએ, એ હૈયાશોકથી ભરેલા સ્વરો સાંભળી, મોંમાંથી ચારો નાખી દીધો. પંખી શોકાકૂલ બની ટહુકતાં બંધ પડ્યાં. ઝરણાના નીર પણ જાણે થંભી ગયાં.

## ૨. જિજીવિષાનું જુદ્ધ×

દિવસો વીત્યા, પણ આ પૃથ્વી પર પ્રગટેલા પહેલા રુદનના કરુણ સ્વરો હજી બંધ થયા નહોતા. એકલતાનાં આક્રંદ, અનાથતાનાં અરણ્યરુદન આ પૃથ્વી પર પહેલી વાર પડઘો પાડતાં હતાં. આકાશમાંથી પાણી વરસે, પૃથ્વીના પેટાળમાથી જળ ઝરે, ડુંગરાના હૈયામાંથી ઝરણજળ ખળભળે; પણ માનવીની આંખોમાંય મેઘ વસતા હશે? અને શું એ વરસતા પણ હશે, ભલા?

યુગલિકોના ભર્યા યુગલ-સંસારમાં આ નારી એકલી! નર ન ઊઠ્યો. અરે, એનું શબ પણ હજી એમ ને એમ પડ્યું હતું. આ સંસારમાં યુગલિકોના *મૃત કલેવરને આકાશના કોક સીમાડે વસતાં મહાપક્ષીઓ આવીને લઈ જતા; લઈ જઈને માળામાં રહેલ કાષ્ઠની જેમ સમુદ્રમાં ફેંકી દેતા.

પણ આ નરને લેવા એવા કોઈક મહાપક્ષીઓ પણ આવતા

---

× જિજીવિષા – જીવવાની ઇચ્છા

જિગીષા – જીતવાની ઇચ્છા

જિજ્ઞાસા – જાણવાની ઇચ્છા

* અંતિમ સંસ્કારની આ પ્રથા પ્રાચીન કાળમાં ત્રણ પ્રકારની હતી: એક તો પક્ષીઓ આવીને લઈ જતાં, આજે પારસીઓમાં છે તેવી કંઈક; બીજી દાટવાની, મુસલમાનોમાં છે તેવી, ને ત્રીજી બાળવાની, મુખ્યત્વે આજના હિંદુસમાજમા છે તેવી

દેખાતાં નહોતાં. એમની પાંખોના સુસવાટા કદી કદી સંભળાતા, ઊંચે ઊંચે કાળા ધાબાં જેવાં એ ઊડતા દેખાતા, ને થોડી વારે, જાણે શબને લઈ જવાનો નિષેધ ભણતાં હોય તેમ, પાછાં ફરી જતાં.

આ બધુ જોતી, વિમાસતી નારી હૈયાફાટ રડી રહી હતી. વનમાં ભૂલી પડેલી અનાથ મૃગલીની જેમ એ કરુણતાની મૂર્તિ બની હતી. એની મોટાં પોયણા જેવી આંખોમાંથી કરુણાના મેઘ વરસતા હતા.

એના રુદનસ્વરો વાતાવરણને વીંધી રહ્યા હતા. વનનો વાયુ પણ ઉષ્ણ નિઃશ્વાસ નાખતો હતો. મેના ને પોપટ, સૂડા ને માંજર, મોર ને મૃગલા સહુ હેબત ખાઈ ગયાં હતા આ નવીન સ્વરભારથી ઝરણાં પણ મંદમંદ વહેતાં હતાં. ને રૂપાળી રંગબેરંગી માછલીઓ પણ પોતાની ચપળતા છોડી દઈ સ્થિર ગંભીર થઈ ગઈ હતી.

વનવગડે નારી એકલી! ન કોઈ સંગી, ન કોઈ સાથી!

"આ કાળો કેર કયાં વર્ત્યો!" વનપ્રદેશના ખૂણેખૂણેથી યુગલિકો પોકાર કરતાં આવતાં હતાં. જૂની આંખે એમને નવો તમાશો જોવાનો હતો: નર વિનાની નારી એકલી!

સહુ એકબીજાને પ્રશ્ન કરતાં:

"એકલી નારી! આ સંસારમાં પહેલાં આવું બન્યુ નથી."

"અશક્ય અસંભવ ?"

"આમ કેમ બન્યુ ?"

"આ કોણે બગાડયું ?" વિધવિધ પ્રશ્નો જાગતા હતા, પણ એ નિરુત્તર રહેતા હતા. અને નિરુત્તર રહેતા એ પ્રશ્નો વધુ મૂંઝવતા હતા. એક દહાડો આ પ્રશ્ન કરનારની આંખ અચાનક સુમેરુ પર્વતની પાછળ ઝઝૂમી રહેલ આકાશ તરફ ગઈ. અચાનક એક વિચાર એના મસ્તિષ્કમાં સ્ફુર્યો.

"અરે, આ વિનાશનું નિમિત્ત બનનાર કાળી વાદળી ત્યાંથી જ

આવી હતી!" સંસારમાં સહુપહેલો વિચારક પેદા થયો; એણે પહેલવહેલું અનુમાન બાંધ્યું.

"બસ, એ જ કાળી વાદળી–કાળાં કામની કરનારી!" અનુમાન બાંધનારે ઉતાવળે પોતાનો મત જાહેર કર્યો.

દૂર દૂરથી પડઘો આવ્યો, જાણે પહાડોએ સાક્ષી પૂરી, આકાશે આધાર આપ્યો.

"કાળાં કામની કરનારી વાદળી!" માનવમેદનીએ એ શબ્દો ઝીલી લીધા. એમનાં હૈયાં અજ્ઞાત રીતે કંપી રહ્યાં.

સહુપહેલો ભય એમણે એ દહાડે પિછાણ્યો

"હા, હા, એ જ વાદળી! એ વાદળીની પાછળ, આ ઉચ્ચ ડુંગરમાળને પેલે પાર કોઈ છે. એણે વાદળી મોકલી! એણે આ કર્યું!" બુદ્ધિમાન વિચારકે પોતાની વાતને પુરવાર કરવા કહ્યું.

અજ્ઞાને ભય જન્માવ્યો.

"અરે, એ જ આપણું ખરાબ કરે છે."

ભયથી વહેમ જન્મ્યો.

"એને મનાવો. મધુ માગે તો મધુ આપો. દુગ્ધ માગે તો દુગ્ધ આપો ધેનુ માગે તો ધેનુ આપો"

પહેલી પૂજા પ્રગટી

"ધેનુ માગે તો ધેનુ આપો? જરા વિચાર તો કરો. ધેનુ તો આપણું જીવન છે." એક સંશયાત્મા જન્મ્યો.

"ધેનુ તો શું, માનવી માગે તો માનવી પણ આપો!" અનુમાન બાંધનારે મક્કમતાથી કહ્યું. એ સમયપારખુ–તકસાધુ હતો.

"પણ એ અદૃશ્ય દેવ કેમ કરીને લેશે?"

"એ માર્ગ હું બતાવીશ." પૂજારી પેદા થયો, "શું આપવું

ને શું નહી, એની માથાકૂટ કરશો નહીં. આપણને જે બહુ પ્રિય હોય તે એને આપીએ, એટલે આપણું પ્રિય તે કરે." એણે સંક્ષેપમાં કહ્યું. પૂજાની વિધિ નિર્માણ થઈ

"બોલો, સહુને કબૂલ છે?"

"સહુને કબૂલ છે. જે કબૂલ નહી કરે તેને અમે કબૂલ કરાવીશું," બળિયા જુવાનો આગળ આવ્યા. સત્તાધીશો એ રીતે સર્જાયા.

"તો તમે સુખી થશો, તમારું કલ્યાણ થશે." નવા બનેલા પૂજારીએ કહ્યું, આશીર્વચન આપ્યાં.

એ પૃથ્વી પર હવે નવી ભાવનાનાં વાવેતર શરૂ થયાં. જેટલા ભય એટલા દેવ મનાયા. જેટલા દેવ થયા એટલી પૂજા થઈ. બધું થયું પણ હજી પેલી બાળાનું આક્રંદ શમતું નથી. એના ઘોર વિલાપી આતમસૂર રડતા અટકતા નથી.

સહુ પેલા વિચારક પૂજારી પાસે ગયા. પૂજારી એ બધાની વાત સાંભળી, ખુબ વિચાર કરતો હોય તેમ, થોડી વાર શાંત બેસી રહ્યો. થોડી વારે એ આનંદમાં આવી ગયો હોય તેમ ઊભો થયો ને પેલી બાળાની પાસે ગયો.

"પુત્રી, શાન્ત થા! સઘળી વિપત્તિઓના વરસાવનાર, દેવોના પણ દેવ ઇંદ્રે તારું પિતૃપદ લેવાનું સ્વીકાર્યું છે. તું ઇન્દ્રની પુત્રી! તું એકલી નહીં, અનાથ નહીં, બધા તારું માન કરશે. તારું નામ સુનંદા!"

બાળાના વિષાદઘેર્યા ચહેરા પર આનંદની રેખાઓ તરવરી ઊઠી એ ભોળીના પગોમાં નૃત્ય આવી ગયું. આજે. એ એકલી નહોતી. ઇંદ્રની—જે દેવ સહુનો સર્વનાશ કરી શકે તેવા અદશ્ય-અગોચર દેવની—વાદળની પાછળ વસનાર મહાન દેવતાની એ પુત્રી હતી!

શાંતિ, શાંતિ, શાંતિ ! પૂજારીજીના નવા તત્ત્વજ્ઞાને આખી યુગલિક દુનિયામાં આશ્વાસનની શાંતિ પ્રસરાવી· દેવીપ્રીતિની પૂજા પ્રગટાવી. માણસ નિર્ભય બન્યા, દેવના પૂજારી બન્યા. કંઈ અપ્રિય ઘટના ઘટતી કે સહુ દેવને યાદ કરતા, એને રીઝવતાં, એની મહેરબાની માગતા. આમ થોડાએક દિવસો પૂજા ને નૈવેદ્યમાં વીત્યા, પણ આખરે આ શાંતિ પોકળ જણાઈ.

યુગલો ટપોટપ ઓછા થવા લાગ્યા હતા. મૃત્યુ અહીં કદી કરુણ નહોતુ બન્યુ, પણ હવે તો કરુણ મૃત્યુ જ થતા હતાં. વૃક્ષ અને છાયાની જેમ નિત્યસહવાસી માનવજીવન અલોપ થતુ હતુ. ક્યાંક વૃક્ષ રહેતુ તો ક્યાક વૃક્ષ વગરની છાયા રહેતી. ક્યાક એકલી સ્ત્રી રવડતી હતી, તો ક્યાક એકલો પુરુષ દીનહીન બની રઝળતો હતો.

નિરાધારતા પૃથ્વીના સુખને શોષી રહી હતી.

ભય, ભય ને ભય ! ભયનુ જ જાણે જીવન જિવાતું હતુ. વનમા ને ઉપવનમા સ્વૈરવિહાર કરતાં હવે તેઓ ડરતાં હતાં. મૃત્યુ એમને નિરાધાર બનાવવા જાણે છૂપો વેશ લઈને પાછળ ઘૂમતુ હતું. માણસના મનનો આરામ લૂંટાયો હતો. ભય, તિરસ્કાર ને સ્વાર્થના પડછાયા પથરાયા હતા. સુંદર વનરાજી એમને છોડતી હતી. પિતા જેવાં ઝાડ કપાયાં હતા માતા જેવી ઝાડીઓ ઓછી થઈ હતી. કલ્પવૃક્ષ હવે પાંગરતાં નહોતા કામધેનુ હવે રહી નહોતી.

જંગલોમાં વારંવાર દાવાનળ જાગતો હતો, જીવવાની ઇચ્છાવાળાં આ યુગલિકો ખુલ્લા મેદાનોમાં ટોળે વળતાં હતાં. ખાનપાનની પણ હવે ખેંચ પડતી હતી

પવન જોરથી વાતો ને એ ડરતાં. આકાશમા એકાદ વાદળી દેખાતી ને સહુ ધ્રૂજતાં. વનપ્રદેશમાં દવ લાગતો ને બધા નાસભાગ કરતા ભય, ભય ને ભય ! ભયનો અનંત સૂત્રપાશ એમને વીંટળાઈ વળ્યો હતો

પણ જિજીવિષા એમણે છોડી નહોતી. જિજ્ઞાસા એમની પાસે હતી ફરીથી ટોળે વળીને તેઓ પેલા ડાહ્યા વિચારક પાસે ગયાં.

"શુ ભલા, આ અનિષ્ટ ને આ આપત્તિ પેલા વાદળની પાછળ વસનારા દેવતાઓ જ મોકલે છે ?"

"હા !" પૂજારીના ચહેરા પર જ્ઞાનનો ગર્વ હતો

"અમને એમનાં નામ કહેશો ?"

"એમના નામ અનેક છે. આ જે પવન વાય છે, એના ઉપરી દેવનુ નામ મરુત છે, ને આ પાણીના દેવનુ નામ વરુણ છે. જગલોને બાળનાર દેવનું નામ અગ્નિ છે, 'ને પૃથ્વી ને આકાશ પર સામ્રાજ્ય ભોગવનાર દેવનુ નામ ઇંદ્ર છે ઇંદ્ર તો દેવોનો પણ દેવ છે"

"એ દેવોના દેવ કેવા હશે વારુ !"

"એક સહસ્ત્ર તો એમને આંખો છે !"

આશ્ચર્યોદ્‌ગાર કાઢનાર પોતાની બે આખો પર હાથ ફેરવતા હતા

"પૂરી એક સહસ્ત્ર ?" અગમ્યતાએ સૌને આકર્ષ્યા !

"પૂરી એક સહસ્ત્ર–એક ઓછી કે એક વત્તી નહી !" કહેનારને પોતાના જ્ઞાનનો ગર્વ થયો એની કલ્પના વિસ્તરી: 'અને શ્રોતાજનો, અનતરૂપ, આનંદનિધિ એ દેવોનુ વર્ણન તમારી કલ્પનાને ગમ્ય નથી પાતાળ એમનુ ચરણ છે બ્રહ્મલોક એમનુ મસ્તક છે. અપરલોક એમનાં અવયવ છે. સૂર્ય જેનુ નેત્ર, ભયકર કાલુ જેનુ ભ્રૂભગ, સ્નિગ્ધ ઘનમાલા જેના કેશ–કલાપ, અશ્વનીકુમાર જેની ઘ્રાણેન્દ્રિય, અહોરાત્ર જેના નિમેષોન્મેષ, દશે દિશાઓ જેનાં કાન, પવન જેનો શ્વાસોચ્છવાસ, અને અગમ્ય જેની વાણી છે એ દેવતાના દિક્‌પાલો ભુજદંડ છે, અગ્નિ એનુ મુખ છે, અને વરુણ એની જિહ્વા છે. કલ્પનાતીત, ભક્તો, અગોચર–અગમ્ય !'

શ્રોતાઓના મો ફાટચાં રહ્યાં હતાં. જે સમજાયુ તે સુંદર, ન

સમજાયુ તે ભવ્ય ! તેઓની બુદ્ધિએ આ કાર્ય ગમ્ય કર્યું નહોતુ, પણ તેમણે પુરુષપ્રમાણથી વચનપ્રામાણ્ય સ્વીકારી લીધુ શ્રદ્ધાનો જન્મ થયો. શ્રદ્ધા મહાન લેખાઈ. જે અગમ્ય હોય એ ભલા બુદ્ધિગમ્ય કેમ બને ?

"એ દેવાધિદેવ કેવી રીતે ખુશ થાય ?"

"યજ્ઞથી, ભોગથી, નૈવેદ્યથી, સદા સર્વત્ર એની પ્રાર્થનાથી."

"અમને એની પ્રાર્થના કરાવો !" જેઓએ જીવનમા કદી દયા યાચી નહોતી, નમસ્કાર શું એ સમજ્યા નહોતા, તેઓએ આકાશ તરફ ઉન્નત રહેતા મસ્તક નીચા નમાવ્યા

પૂજારીએ પ્રાર્થના-મત્ર ભણવો શરૂ કર્યો "ઓ અગ્નિદેવ, ઓ ઇંદ્રદેવ, ઓ મરુતદેવ, ઓ વાયુદેવ ! અમે સહુ તમને પ્રાર્થીએ છીએ, અમને તમારા કોપથી મુક્ત કરો ! અમે તમારી આજ્ઞામાં છીએ. અમે તમારા દાસ છીએ તમારી કૃપા, તમારી દયા અમારા પર સદા રહો !"

પ્રાર્થના સપૂર્ણ થઈ. એના પડઘા દિગદિગન્તમા ગાજી રહ્યા ભયભર્યાં હૈયાં એક વાર પુનઃ આશ્વાસન પામ્યાં. સહુ વિખૂટા પડ્યાં !

પણ દુર્ભાગ્યનુ ચક્ર તેમનાથી વિખૂટુ નહોતુ પડ્યુ હજી યુગલિકોનાં એવા જ મોત થતાં હતાં. એ જ ગ્લાનિ, એ જ ખિન્નતા ફરી ફરીને, શ્રાવણની જળભરી વાદળીઓની જેમ, એમને વીંટળાઈ વળતી હતી. અરેરે ! આટઆટલી પ્રાર્થના, પૂજા, નૈવેદ્ય છતા હજીય યુગલિકોના સંસારમા અપમૃત્યુ !

શ્રદ્ધામદિર યુગલિકોના ચહેરા પર આશકાના ઓળા પથરાતા.

પૂજારી ભયકર હાસ્ય કરી ઊઠતો ને જવાબ વાળતો :

"એ તો જેવી દેવોની મરજી ! ઇષ્ટ ને અનિષ્ટ બંને એના હાથમાં છે."

"તો એવી કુ–મરજી અમને ખપતી નથી"

"દેવનું અપમાન કરો છો ? દેવ તમને દુ:ખી કરશે ! એ તમારું સત્યાનાશ વાળશે ! તમને ભૂખે મારશે ! તરસે ટળવળાવશે ! અહો દૈવીપ્રકોપ !" ને પૂજારીના વાક્યે વાક્યે દુ:ખ, દર્દ ને વિલાપ આ સંસાર પર ઊતરી આવ્યાં.

છેલ્લા કેટલાક સમયથી વરસાદ જ વરસતો નહોતો ચારે– તરફથી પાણી, પાણીને પાણીની બૂમો પડવા લાગી.

પૂજારી કહે : "એ તો દૈવી કોપ !"

પણ આશ્ચર્ય એ હતું કે ભક્ત કે અભક્ત બંનેને એ દૈવી કોપ સરખો સંતાપતો યુગલિકો કંટાળ્યાં, પણ એ જિજીવિષુ હતા, જીવન-ના જુદ્ધે ચડ્યા હતા. ભૂખ ને તરસ એમની સામે નગ્ન તાંડવ કરતી હતી. મૃત્યુ હાહાકાર કરતું સર્વત્ર નૃત્ય કરતુ હતું. છતાં ભગ્નાશ થનારા તેઓ નહોતા.

ઘોર અંધારમા ઉષારાણીના ઉદયની રાહ, અનન્ત ધૈર્યથી જોઈ શકે તેવા હતા તેઓ.

## ૩. જય હો વૃષભધ્વજનો !

થોડીએક સોનેરી વાદળીઓ સિવાય વ્યોમ નિર્મળ હતું. ગિરિમાળાઓ પર સૂરજની સોનેરી તડકી ઢોળાઈ રહી હતી ઝાકળનો આછો આછો પારદર્શક પડદો સૃષ્ટિ પર પડેલો હતો.

એ ઝાકળનો પારદર્શક પટ ચીરતો એક ગંધહસ્તી આ વન-પ્રદેશમાંથી ધીરે ધીરે આગળ વધી રહ્યો હતો. કોઈ મહાસ્વપ્ન ચીરતી દેશપ્રતિમા ચાલી આવે, એમ એ ગંધહસ્તી ઉપર એક સુંદર યુવાન બેઠેલો હતો.

શિલ્પીઓને કંડારવાનું દિલ થઈ આવે એવી સુરેખ એની દેહયષ્ટિ હતી કોઈ ચિત્રકારની પીંછી સ્તબ્ધ બની જાય એવી એની દેહકાંતિ હતી સુમેરુના શિખર જેવું ઉન્નત એનું મસ્તક હતું દુર્દમ્ય તેજવર્તુલ એ મસ્તકને નિશ્ચલ બનાવતું હતું. સંસારની કોઈ શક્તિ ન નમાવી શકે એવી દુર્જેયતા એને સ્વાભાવિક હતી અષ્ટમીના ચંદ્ર જેવું એનું તેજસ્વી લલાટ, સ્કંધપર્યન્ત લાંબા કર્ણ, કર્ણપર્યન્ત દીર્ઘ નયન-લોચન, શંખાકાર સુંદર કંઠ, ને ગૌરવની પ્રતિમા શો દીપતો એ યુવાન મનોમંદિરના દેવતાની છબી જેવો રૂડોરૂપાળો લાગતો હતો.

મદભર્યો ગંધહસ્તી છટાભરી ચાલે વનપ્રદેશ વીંધતો આગળ ને આગળ ધપ્યે જતો હતો કૈલાસપર્વત જેવી એની કાયા વનપ્રદેશને ભરી દેતી હતી. પોતાની પર આરૂઢ થયેલ સ્વામીની નિશ્ચલતાનું જાણે અનુકરણ કરતો ન હોય તેમ અડગ પગલે આગળ વધતો હતો.

યુવાનની ભ્રમરો દૂર દૂર ક્ષિતિજ પર ખેંચાયેલી હતી એનું દુર્જેય ગૌરવ મૂર્તિમંત કરવા એ આગળ ધસી આવી ન હોય, એમ તીરની પણછ જેવી ખેંચાયેલી હતી. એના વિશાળ મસ્તક પર નદીના તરંગો જેવાં કાળાભમ્મર જુલફા એના ગૌર કંઠપ્રદેશ પર વેરાયેલા હતા, ને એ સુંદર જુલફા પર રત્નમંડિત મુગટ દૂર દૂર પૂર્વદિશાના સૂર્ય સાથે સ્પર્ધા કરી રહ્યો હતો.

ઊંચો, સશક્ત સુવર્ણ જેવી કાંતિવાળો પુરુષ ગજરાજ પર ચઢીને વનપ્રદેશ વીંધી રહ્યો હતો

જિજીવિષાનું જુદ્ધ આદરી બેઠેલાં ભયાકુલ યુગલિકોએ ધુમ્મસનુ પડ ભેદીને આવતો એ કાંતિમાન પુરુષ નિહાળ્યો પાછળ, સુમેરુ પર્વતની પાછળથી, બાલસૂર્ય કિરણો ફેંકી એની આજુબાજુ ભામંડલ રચી રહ્યો હતો

"નક્કી, કોઈ વાદળોનો વસનાર દેવ સદેહે આવ્યો ! અરે, એનુ મસ્તક આકાશને સ્પર્શતુ છે, એનું વક્ષસ્થળ સુમેરુ જેવુ છે, એના ચરણ પાતાળને કંપાવે છે"

યુગલિકો આંખ વિકાસીને નીરખી રહ્યા શુ સુંદર રૂપ ! કેવી સુંદર છટા !

"અરે, વનના રાજા ગજરાજ પર ચઢીને બીજો કોણ આવે ? એ જ દેવોનો રાજા ઇંદ્ર ! આ એ જ એમનો ઐરાવત ! જય હો વાદળમા વસનાર દેવ, તારો ! ધન્ય ઘડી, ધન્ય પળ ! આજે દેવ અમને તારવા આવ્યા; અમારી પ્રાર્થના ફળી

ચારે તરફથી જયજય નાદ ગાજી ઊઠયો

પેલા યુવાનના પ્રફુલ્લ કમળ જેવાં નયન એ તરફ ખેંચાયા

શું અદ્ભુત એ નજર ! એમાંથી જાણે સૌમ્ય ને સ્નેહભર્યો પ્રકાશ વહી આવતો હતો

"અરે, વગર મોતે મરતા આપણને જિવાડવા દેવ આવ્યો !

દેવોનો રાજા આવ્યો. જય હો, જય હો દેવાધિદેવનો !" જયજયકાર ઉચ્ચારતાં યુગલિકો સ્વાગત માટે આગળ ધસ્યા

ગજરાજ સંકેત પામી ઊભો રહી ગયો. પેલા પુરુષની મોટી મોટી આંખો એ સહુ પર સ્થિર થઈ ગઈ હતી અહા, એ નજરોમા અમીના કૂંપા જાણે છલકાતા હતા, કરુણાના સાગર એમાં લહેરાતા હતા એ એક નજર જાણે વગર કહે અડધા દુઃખ ઓછા કરી દેતી હતી.

"હે પૃથ્વી ને સ્વર્ગના રાજવી ! ઓ સંધ્યાનગરીના સ્વામી વાદળીની પેલે પાર અલકાપુરીમા વસનાર હે દેવતા, અમારા તને શત શત નમસ્કાર છે, શત શત પ્રણિપાત છે, શતમુખ વંદન છે આજે અમે ધન્ય છીએ અમે રોજ વિશાળ વ્યોમમંડળ સામે જોઈ જોઈ, જેના પવિત્ર દેહમંદિરની કલ્પના કરતા, એ અમારી કલ્પનાઓના કલ્યાણકર સાકાર દેવતા, અમારાં અર્ઘ્ય સ્વીકારો ! અમારા દોષ ક્ષમા કરો ! અમારા દુખ ઓછા કરો !" અવાજમા દૈન્ય હતુ, દયા હતી, યાચના હતી, ભીરુતા હતી

"શાંત થાઓ ! ઊઠો, મહાનુભાવો !" ગજરાજની પીઠ પર બેઠેલ પુરુષે પોતાના પડછંદ દેહને, દેહધારી ધર્મધ્વજ હોય તેમ, વધારે ઊંચો કર્યો એના મુખ પર સહસ્રરશ્મિ સૂર્ય પ્રકાશતો હોય એવુ તેજ ઢોળાઈ રહ્યું. યુગલિકો એ તેજ ઝીલી શક્તા નહોતા નત મસ્તકે તેઓ સ્વાતિ–મેઘ જેવી દેવની વાણીને સાંભળી રહ્યા

"મહાનુભાવો, તમે દેવ કદી નીરખ્યો છે ?"

"ના સ્વામી, નજરોનજર નીરખવાનુ સદ્‌ભાગ્ય કદી સાંપડયુ નથી સ્વપ્નમા એવા દેવની અમને કલ્પના થતી આજ અમારા એ સ્વપ્નસ્થ દેવતા, અમારી પૂજા, અર્ચના અને યજ્ઞના સ્વામી પ્રત્યક્ષ થયા અમે કૃતકૃત્ય થયા !"

"ભીરુ જનો હુ દેવ નથી," શાંત સરોવરમાંથી જાણે મીઠી લહરી આવી ઘોર વનમાં કોકિલ ટહુક્યો.

"ના દેવ ! હવે અમને ઠગશો નહી. અમને ખોટાં બહાનાં આપી તજી દેશો નહી. રોગ, શોક ને સંતાપ અમને ઘેર્યા વળ્યાં છે. અમારા પહાડ જેવા જીવનદૈન્યને દૂર કરો, હે દેવતા !" યુગલિકો ગજરાજની ચારે તરફ વીંટળાઈ વળ્યા.

"હુ તમને ઠગતો નથી, અને ઠગીશ પણ નહીં. મહાનુભાવો, હુ તમને તજતો નથી, અને તજીશ પણ નહીં પણ એટલું સમજી લો કે હું દેવ નથી, માણુસ છું."

"ના, ના, એવુ અમને કહેશો નહીં દેવતા ! નિરાશાથી જર્જરિત અમારા હૈયા હવે વધુ આઘાત નહીં સહી શકે. તમે જ દેવોના દેવ ઇંદ્રરાજ છો. પૂજારી જેનું વર્ણન કરતો એવા જ તમે છો. માણુસનુ ભલું દેવ નહી કરે તો કોણુ કરશે ?"

"માણુસ કરશે." શબ્દોમાં ભારે ટંકાર હતો; શબ્દવેધી બાણુનો વેગ હતો.

"શુ માણુસનુ ભલુ માણુસ કરશે ?"

"હા, માણુસ જ કરશે. તમારા હાથ જ તમારા મોંને કોળિયો આપી શકશે. તમારું ભલુ તમારા વૃદ્ધો કરશે, વડીલો કરશે, વિચક્ષણો કરશે અને તમે પોતે કરશો વાદળમા વસનાર નહી કરે."

"અહા, કેવી મીઠી વાણી ! અમારા અંતરના ગહનતમ ગહ્વરમાથી જાણે ભીરુતાને–ભયને દૂર ભગાડી નાખે છે. પણ અમે, અમે કોણુ ? ક્ષુદ્રાતિક્ષુદ્ર ! સ્વામિ, અહંતામી એવી વાણી અમારી પાસે ઉચ્ચારાવશો મા ! અમને પાપમાં પાડશો નહિ. હે દેવતા અમારાં દુઃખ ભારે છે, જીવવુ દુષ્કર બન્યુ છે."

"જિજીવીષુને કોઈ મારી શકતુ નથી. તમે જીવવા ઇચ્છતા હશો

તો તમને જિગુષુને રોળવાની કોઈની તાકાત નથી. પ્રયત્નવાન પુરુષાર્થીનો પરાજય સંભવતો જ નથી." શબ્દોમાં સંજીવની હતી, અપૂર્વ સંગીત હતું. યુગલિકો નતમસ્તક ઊભા જ રહ્યા યુવાને પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું ·

"આ ભૂમિને વિષેથી શું કલ્પવૃક્ષો ઓછા થઈ ગયા છે? શું મદ્યાગ વૃક્ષ તમને મધુ આપતા નથી ?"

"ના સ્વામી ! વસૂકી જવા આવેલી ધેનુની જેમ કદી કદી આપે છે તોપણ અલ્પ, વિરસ !"

" અને દીપશિખા ને જ્યોતિવૃક્ષો શું હવે પ્રકાશ વેરતા નથી ?"

"વેરે છે, પણ સ્વાર્થભ્રષ્ટ સ્નેહીની જેમ—ઉષ્મા વગરનો એનાથી કામ કેમ સરે ?"

"આહાર પૂરો પાડનારા ચિત્રરસવૃક્ષો ને પાત્ર પૂરા પાડનાર ભૃતાગવૃક્ષોએ પણ શું તમને મદદ આપવાથી ઇનકાર ભણ્યો છે ?"

"હા નાથ !"

"અને અનગ્નવૃક્ષ પણ વસ્ત્રો આપવાની ના ભણે છે ?"

"ના તો કોઈ ભણતું નથી; પણ દાન ન દેવાની ઇચ્છાવાળા લોભીની જેમ નિરર્થક આટાફેરા ખવડાવે છે" -

"ત્યારે તૂર્યાંગવૃક્ષો હવે સંગીત પણ છેડતા નહી હોય. ચિત્રાગવૃક્ષો ફૂલમાળ પણ રચતા નહી હોય"

"સ્વામિન્ ! ખાવા-પીવાના સાંસા હોય ત્યાં, સંગીત ને ફૂલ-માળને કોણ સંભારે ? અધૂરામાં પૂરું હવે તો કામધેનુઓ પણ દૂધ ચોરી જાય છે, પહાડોમાં ચિંતામણિ-રત્નનાં દર્શન દુર્લભ બન્યા છે. દુર્લભતાના દૈન્ય અમને ઘેરી વળ્યા છે, વળી એકબીજાનું લઈ લેવાની વૃત્તિ અમારામાં જાગી છે મમત્વ-આ મને મળે એ ઇચ્છા-

સહુને પીડા કર્યા કરે છે હે દેવતા, અ તર અમારું ઘોર બન્યું છે. —આવી રીતે અમે અઘોર હોવાનો ભલે દ ભ સેવીએ ”

“ આમ કેમ બન્યું ? તમે જાણો છો ?”

“ હા સ્વામી, દૈવી કોપ !”

“એ કેમ શમશે ? જાણો છો ?”

“ પૂજારી કહે છે કે પૂજાથી, અર્ધ્યથી, આહુતિથી, યજ્ઞથી.”

“યુગલિકો, માનસરોવર જવા ઇચ્છનારો મરુભૂમિ તરફ જાય તો એની ગમે તેવી મહેનત હોય છતા માનસરોવરના મીઠાં જળ એને લાધશે ?”

“ અમે કંઈ ન સમજ્યા. દેવ ! ”

“ તમારા અજ્ઞાને જ આ અ તસ્તાપ જન્માવ્યો છે. તમારી વહેમી પ્રકૃતિ ને તમારા ભયભીત મને જ આ કકળાટ રચ્યો છે તમે માર્ગ ભૂલ્યા છો. તમે આજ સુધી ભયની પૂજા કરી છે ને ભય મેળવ્યો છે વિશ્વના અચળ નિયમને તમે હેતુપૂર્વક ઉલ્લ ઘવા પ્રયત્ન કર્યો છે ને તમારા ખજાને ખોટ આવી છે ! ” તેજસ્વી યુવાને પ્રકાશધારા જેવી પોતાની વાણીને છૂટી મૂકી.

‘પ્રકૃતિની અપાર શક્તિને તમારી પુરુષશક્તિ પિછાની ન શકી. માતા પ્રકૃતિના હાથમાંથી ભરણપોષણનો ભાર તમે માથે લીધો પેટપૂર જોઈએ એ તમારો પહેલો હક ! પેટ પર પોટલો બાધવાની વૃત્તિ એ તમારુ પહેલુ પાપ ! તમારા હૈયામાથી આશા ગઈ, તમે શ્રદ્ધા ખોઈ, સ યમ ખોયો, સ્વાસ્થ્ય ખોયુ. એ બીજુ પાપ ! પરિણામે ચોરી તમારી જીવનવૃત્તિની મુખ્ય પ્રવૃત્તિ બની ઉદરવૃત્તિ એ તમારુ પરમ ધ્યેય બન્યુ પુરુષાર્થના બદલે આલસ્યને તમારો અધિનેતા બનાવ્યો. હિ મતને બદલે ભીરુતા, સ્વત ત્રતાને બદલે દાસતા તમે અપનાવી. એ પાપે આ કલ્પવૃક્ષોએ તમારાથી ચોરી આદરી. કસ્તુરીમૃગ હવે અહીં નહી ચરે ! કામધેનુ હવે અહી નહીં દૂઝે ! કલ્પવૃક્ષો હવે અહી નહીં ફળે !” અ ધારઘોર રાત્રિમા જાણે પ્રકાશનો પો ફાટતો હતો.

"સ્વામી, અમારી આજ સુધીની સર્વ આરાધના જૂઠી ?"

"ભીરુની સર્વ આરાધના જૂઠી ! તમે મૃત્યુથી ડરો છો, કષ્ટથી કંટાળો છો ભીરુતા તમારી રગેરગમાં વ્યાપી ગઈ છે ભીરુનો કોઈ ધર્મ નહી, ભીરુનુ કોઈ સત્ત્વ નહી; ભીરુની કોઈ આરાધના નહી । તમારી ભીરુ આરાધનાએ તમને વામન બનાવ્યા. પહાડ સમા તમારા મસ્તકોને તણખલા જેવા તુચ્છ બનાવ્યા તમારી આખમાથી વાઘ-દીપડાના હુંકાર ઓલવાયા. વૃક્ષોના વૃક્ષોને મચડી નાખવાનુ તમારુ બાવડા-બળ ક્યા અલોપ થયું ? નખમાથી કોરી નાખવાની તીક્ષ્ણતા ને દાતમાથી કરડી નાખવાની તાકાત ક્યા ગઈ ? તમારી પૂજાએ, તમારી આરાધનાઓ, તમારા યજ્ઞોએ તમને માનવતામાથી મુકાવ્યા ! "

" દેવ, જીવવાની ઇચ્છાએ અમને આટલા અધમ બનાવ્યા એ સાચુ, પણ દિવસોથી અમારા પર દેવી કોપ ઊતર્યો છે પીવા પૂરતુ પાણીય મળતુ નથી ખાવાની તો વાત જ શી કરવી ? " શબ્દોમા નિરાધારતા હતી

"તમારુ પીવાનુ પાણી ભયનો દેવ પી ગયો હવે પુરુષાર્થની પૂજા નહી આદરો—દૈવતના એ દેવને નહી રીઝવો—ત્યા સુધી તમને પીવા પાણી કોઈ દેવ નહી આપે."

"એ દૈવતનો દેવ કેવો છે ? ક્યા રહે છે, એ કહેશો ?" શ્રદ્ધાળુ યુગલિકોએ પ્રશ્ન કર્યા

"ધરતીના તમે બાળક અને એ દેવને તમે ન પિછાણો, કેવુ આશ્ચર્ય ! એ તમારા બાહુમા વસે છે, એ તમારા ચરણુમા વસે છે, એ તમારા મસ્તકમાં વસે છે, તમને છોડી એ અન્યત્ર ક્યાય વસતો નથી ધરતીના સદેશ તમે સાંભળી શકો, વૃક્ષોના દિલ તમે વાચી શકો, પહાડોના અંતર તમે કળી શકો, ને છતાં તમે દીન-હીન રહો ભલા ? સર્વથા અસભવ !" કાયર થયેલા કેસરીને જાગ્રત કરે તેવો પડકાર આ શબ્દોમા હતો

"એ સાચુ, પણ અમને માર્ગ કોણ બતાવે ? અમને કોણ દોરે ? પાણી વિના દિવસોથી અમે વ્યાકુળ છીએ."

"પાણી ? પાણી તો પેલા કદળીદળમાં છે, પેલી પ્રિયુ ગલતામા છે, પેલી દ્રાક્ષાવેલમાં છે. તમે તમારાં બાવડાને કામે લગાડો તો તમારા પગની જમીન નીચે પણ છે; અશોકના થડમાં પણ છે આમ્રફળનાં ઉદરમાં પણ છે પેલી ઊંચી ઊંચી નાળિયેરી તો પોતાનાં અમૃતફળ તમારી સામે ધરી રાખી, તમારી મૂર્ખાઈ ને હસી રહી છે"

વાકયેવાકયે તરસ્યા યુગલિકો દોડ્યા. કોઈ કદલીવૃક્ષની ભીતરમાથી છલાછલ ઊભરાતુ પાણી પીવા લાગ્યા. કોઈ નાળિયેરી પર ચડી એના સુસ્વાદુ ફળમાનુ અમૃત આરોગવા લાગ્યા કેટલાકોએ જોતજોતામા પગ પાસેની જમીનમા ઊડો ખાડો કરી નાખ્યો.

અમૃતજળ એમાં ઊભરાયા

તૃપ્ત થયેલા તૃષાતુરો હર્ષાવેશમા ગજરાજની આસપાસ વી ટળાઈ નૃત્ય કરવા લાગ્યા એ નૃત્યમા સ્વાતંત્ર્ય મેળવ્યાનો, સભાનતાનો, સ્વાશ્રયનો જુસ્સો હતો

અચાનક કઈક સકેત થયો હવામા સદેશ આવ્યો ગાતા-નાચતા યુગલિકો શાન્ત થઈ ઊભા રહી ગયા

દૂર દૂર વનકદરામાથી એક સુદર કિશોરી ધીરે ધીરે ચાલી આવતી દેખાઈ એની પાછળ વૃદ્ધ યુગલિકો ચાલતા હતા

યુવાનના વિશાળ નયનો એ સુદરી પર મડાયા એ સુદરીના નયનો પણ યુવાનની દેહયષ્ટિ પર સ્થિર થઈ ગયાં હતાં. યુવાનને પીઠ પર લઈને ઊભેલો ગધહસ્તી પણ પોતાનો સ્વામી વધુ સુદર કે પેલી શ્યામવર્ણી સુદરી વધુ સુંદર, એ વિચારમા અસ્થિર બની પોતાની સૂઢ આમતેમ હલાવી રહ્યો હતો એની ઝીણી આખો વધુ ઝીણી બનતી જતી હતી

રજનીગંધથી ભર્યાં વનોમાં કમળરજ લઈને વાયુ વાતો હતો. દુર્વાનાં વિશાળ મેદાનો પર મયુર કેકા કરી રહ્યા હતા. પરમાણુ પ્રેમની કોઈ સૃષ્ટિ રચી રહ્યા હતા

"સ્વામી, દેવોનો રાજા જેમ ઇંદ્ર તેમ અમ માનવોના રાજા તમે ! તમે અમારા માર્ગદર્શક ! તમે અમારા જીવનદાતા ! બોલો, જય હો સ્વામીનો !..." યુગલિકો અત્યાર સુધીમાં આ યુવાનનું નામ પૂછી શક્યા નહોતા એ સંસારમાં નામનો મહિમા કોઈ રાખતું નહીં. આ તો આપણા સ્વામી ! આપણા ઇંદ્ર ! આપણા રાજા !

અચાનક તેમની દષ્ટિ હાથીના હોદ્દા પર ફરફરી રહેલી ધ્વજા ઉપર ગઈ. એ ધ્વજામાં વૃષભનું ચિહ્ન હતું : મળી ગયું, લાધી ગયું, સ્વામીનું નામ સાંપડી ગયું. યુગલિકોએ પોકાર કર્યો.

"જય હો વૃષભધ્વજનો !"

ગગનભેદતા પ્રચંડ નાદ ઊઠવા લાગ્યા. ઝરણાઓ એમાં સાદ પૂરતા હતા પંખી એમાં સૂર પૂરતાં હતા ગિરિકંદરાઓ એમાં પ્રતિસૂર પૂરતી હતી.

"જિજીવિષુ પ્રજાને જીવાડનાર વૃષભધ્વજનો જય હો !"

આ જયજયકારના નાદ વચ્ચેથી, જલમાં રહેલા કમળની જેમ અલિપ્ત પેલી સુંદરી ધીરે ધીરે આગળ આવી રહી હતી.

સુંદરીના અંગેઅંગે જાણે સૌંદર્ય-ઝરણું ફૂટી નીકળ્યું હતું. એના અધરોના હાસ્યથી જાણે વાતાવરણ મુખરિત બન્યું હતુ. એના શ્વાસની સુગંધથી વાયુ જાણે મહેકતો હતો. એના અંબોડામાં માત્ર એક કમળ હતું કામદેવના ઉદ્યાનસમા એના અવયવો સુઘટિત, સુલલિત હતા.

"આ આપણો સ્વામી ને આ આપણી સુનંદા !"

"સ્વામી એકલા, સુનંદા એકલી બે એકલાંની જોડ.'

ભોળાં યુગલિકોનાં દિલ મયૂરની જેમ મત્ત થઈ ઊઠ્યા તેઓએ ઘૂંટણીએ પડી પ્રાર્થના કરી :

"આપના કૃપાપ્રસાદના ચિહ્નરૂપ આ ઈંદ્રપુત્રી સુનંદાને સ્વીકારો! સ્વામી, અમે ધન્ય થઈશું."

"ભોળા યુગલિકો, તમારા સ્વામી થવાનું કે આ સુંદરી સ્વીકારવાનું મારા હાથમાં નથી. સરયૂતીરે વસતા કુલકર નાભિદેવ મારા પિતા થાય પિતૃઆજ્ઞા આવશ્યક છે."

"અમે કુળકર નાભિદેવની આજ્ઞા અવશ્ય મેળવશું."

ગંધહસ્તીએ સ્વામીનો સંકેત પામી ધીરે ધીરે ચાલવા માંડ્યું હતું. વૃષભ ચિહ્નવાળી ધ્વજા આકાશમાં ધીરી ધીરી ફરફરી રહી હતી

યુગલિકો ધીરે ધીરે ક્ષિતિજમાં ભળી જતા એ ગજસવારને નીરખી રહ્યાં હતાં

પણ પેલી મૃગનયની સુનંદાનું શું?

ચતુરાનના હૃદયનો કોણ પાર પામ્યું છે કે વળી આપણે પામવાના હતા! એ અબળા તો વળી કંઈ કંઈ કલ્પનામિનાર ચણી રહી હતી! એ ઘેલી તો કહેતી હતી :

"એ જ મારા સ્વામી!"

# ૪. કુલકરો

આપણે જે વખતની વાત કરીએ છીએ, એ વખતે અગોચર જંગલો અને અગમ્ય જળારાશિ વચ્ચે વિસ્તરેલા રજકણોની જેમ માનવજીવન છૂટુંછવાયું વીખરાયેલું હતું. વગડાઉ ફૂલોની જેમ એ ખીલતું ને કરમાતું. અનંત જંતુસૃષ્ટિમાં માનવ પણ એક જંતુ હતું. સાપના રાફડા પાસે, વાઘની ગુફા પાસે, ઝરખની બખોલની પડખે આ માનવપ્રાણી પણ પોતાના લાંબા નખ ને તીવ્ર દાંતથી ગુફા બનાવી પડ્યું રહેતું.

પવન, પાણી ને જમીન પર એકસરખો મત્સ્ય–ગલાગલનો* અવિચળ નિયમ પ્રસરતો હતો. દુર્બલ સબળનો પક્ષ બનતો ને મોટો જીવ નાના જીવ પર જીવન ગુજારવાનો હક રાખતો. નબળું સબળની મિલકત મનાતું—જોકે મિલકત જેવો શબ્દ કે ભાવ ત્યારે જન્મ્યો નહોતો.

દિવસો સુધી એ પ્રદેશ પર અંધકાર પ્રસરી રહેતો. વળી દિવસો સુધી તાપ ને તડકાથી એ પ્રદેશ ધગધગી રહેતો. અંધકારમાં જંતુઓ જીવનહીન બનીને પડ્યા રહેતા. પ્રકાશ આવશે ત્યારે ન જાણે કોણ જાગશે, એની કંઈ ખાતરી નહોતી. ન જાણે એ વેળા ઠંડા, લીલા

* મત્સ્ય–ગલાગલ: મોટું માછલું નાના માછલાને ખાય, એ મોટા માછલાને વળી એનાથી મોટું માછલું ગળી જાય, એ ન્યાય.

જંગલોમાથી, ઊંચાં અંધારાં ગિરિશિખરો પરથી મૃત્યુ કંઈ કેવી રીતે આવીને હણી જશે, એની કંઈ સમજ નહોતી.

અને એ કારણે જ પ્રકાશની પહેલી રેખા આવતી, ત્યારે જીવતાં બધા નવજીવન પામી થનગની ઊઠતા. વાઘ ને વીંછી, વરુ ને વાનર, સાપ ને અજગરની જેમ જ માનવી પણ જીવતો, આલસ્ય મરડી ખડો થઈ જતો. જીવન-પોષણ અને જીવન-રક્ષણનો ભારે કલહ એમને સદા ઘેર્યો રહેતો.

પૃથ્વી સાકર જેવી મિષ્ટ હતી, જળ અમૃત જેવાં સુસ્વાદુ હતાં. અનામી આ પ્રદેશમાં સૃષ્ટિ બાલપણ વિતાવતી હતી. એ સૃષ્ટિમા મોટાં કદના પ્રાણીઓ હતાં—ઝાડનાં ઝાડ, માનવીનાં માનવી હજમ કરી જનાર રાક્ષસી દાંતવાળાં પ્રાણીઓ; ભેખડો, ખીણો ને પાણીમાં ભટકતા મગરમચ્છો; ઊન જેવા વાળવાળા ગેંડા; પહાડ જેવા ભયંકર હાથી, મૃત્યુના બીજા અવતાર જેવા ક્રૂર વાઘ, વરુ ને રીંછ ત્યાંનાં માનનીય ને વર્ચસ્વ ધરાવતાં વસનારાં હતાં. લાંબા લાંબા વાળવાળો ચાર પગે ચાલતો, દાંતેથી આહાર નીગળતો માનવી ત્યાંનો પામર જંતુ હતો.

એક દહાડો ભયંકર ઉલ્કાપાતથી સૃષ્ટિ થથરી ઊઠી. વનના સીમાડે રહેતા મહાન રીંછ સાથે, એ માનવબાળ લડી પડ્યાં. ડુંગરા જેવા દિલવાળું રીંછ દિવસોથી ભૂખ્યું હતુ. આ યુગલ પણ લાંબી ઊંઘમાંથી હમણાં જાગ્યું હતું.

ક્ષુધાતૃપ્તિની શોધમાં એક જ રાહ પર બંનેનો ભેટો થઈ ગયો. વિકરાળ રીંછે પેટ ભરાય તેવો સુસ્વાદુ ખોરાક જોયો એ ઘેલુ બનીને સંહારવા ધસી ગયુ

રીંછ જેવા જ લાબા વાળવાળા, મોટા નખ ને નહોરવાળાં, ચાર પગે ચાલતાં માનવબાળ ભૂખ્યાં હતાં આ વનપિશાચ સામે લડી લે તેવી શક્તિ અત્યારે તેમનામાં નહોતી જોકે માનવબાળને મનુ-

સંચય વેળાનો રોજનો આ પ્રતિસ્પર્ધી ખટકતો તો હતો જ, છતાં અત્યારે એમનાથી સામનો કરી શકાય તેમ નહોતું.

માનવબાળ પાસેના નાના ડુંગર તરફ ભાગ્યાં રીંછ દાંત કચકચાવીને પાછળ પડ્યું માનવબાળ નાસતાં જાય, તેમ આ ઝનૂની પ્રાણી પીછો લેતું જાય. થોડી વાર સુધી બંને વચ્ચેનું અંતર જળવાઈ રહ્યું, પણ હવે એ ઘટવા લાગ્યું હતું એકેક ક્ષણ આમ ચાલ્યું તો ક્રૂર રીંછના ધાતકી પંજા માનવબાળના વક્ષસ્થળને વીંધી નાખે ! ને ભૂખ્યા રીંછને સુલલિત માંસ ને ઊના લોહીનું સ્વાદિષ્ટ જમણ મળે

જરૂરિયાત જ સર્વત્ર જીવનશોધનનું મૂળ છે. નિરાધાર માનવબાળે આગળ વધવા માટે પકડેલી એક શિલાને હચમચાવી. મોટો ટુકડો એમાંથી છૂટો પડી ગયો જીવનરક્ષાની મૂંઝવણમાં, આવતા દૈત્યને ખાળવા, માનવબાળે બે હાથે એ ઉપાડી.

વાંકી વળેલી કરોડરજ્જુને એણે જોશમાં ને જોશમાં સીધી કરી, જરા ટટ્ટાર થઈ, શિલાનો ઘા કર્યો.

મોટા મોટા નસકોરામાંથી ભયંકર ફુત્કાર કરતા એ રીંછના કપાળમાં શિલા વાગી એ બે ડગલા પાછું હઠી ગયું

માનવબાળને લાગ્યું કે પોતાનો શ્રમ સાર્થક નીવડ્યો. એણે વળેલી કમરને વિશેષ સીધી કરી ને વિશેષ ટટ્ટાર થઈ વેગથી બીજો પથ્થર ઝીંક્યો.

રાક્ષસ જેવું રીંછ એ પ્રહારથી નીચે ગબડી પડ્યું

વાહ, વાહ ! માનવબાળ વિશેષ ટટ્ટાર થઈ પથ્થરની વર્ષા વરસાવવા લાગ્યા. અરે, વિશેષ આશ્ચર્ય તો એ જણાયું કે પોતે પાછળના બે પગે ટટ્ટાર ઊભો રહી શકતો હતો, ને આગળના બે પગે ઘા પણ ફેંકી શકતો હતો અને એ ઘામાં અદ્ભુત વેગ ને બળ પણ દેખાતું હતું

રીછ ગમે તેવું ભલે બળવાન હોય, એ એના પાછળના બે પગથી ખડું રહી શકતું નહોતું ને સાથે એના આગળના બે પગથી એ કાંકરી પણ ફેંકી શકતું નહોતું

પથ્થરોના વરસાદથી થોડી વારમાં વિકરાળ રીંછ ભૂમિશરણ થયું. પાછળના બે પગ પર જ ટટ્ટાર ચાલતા માનવબાળ ખુમારી સાથે રીંછની નજીક ગયા એ દહાડે એમણે વિજયોત્સવનો આનંદ અનુભવ્યો એમનામાં કંઈક અપૂર્વ શક્તિ છે, ને પોતે આ વન પિશાચથી પણ વધુ વીર ને શ્રેષ્ઠ છે. એ ભાન તેમણે અનુભવ્યું.

માનવબાળ એ દહાડે ચોપગામાંથી બેપગું બન્યું: ચાર પગને બદલે એ બે પગે ચાલવા લાગ્યું. આગળના બે પગ એનાં હથિયાર બન્યાં; એને હાથનું નામ આપ્યું.

માનવબાળને આજે નવજીવન મળ્યું. પશુસૃષ્ટિમાં એ શ્રેષ્ઠ બન્યો. એ બે ઘડી હાથ હલાવી, પગ ડોલાવી, આમતેમ ફર્યો. એનામાં આત્મશ્રદ્ધા જાગી કે આ જંગલનાં બીજાં પ્રાણીઓ પર હું જરૂર કાબૂ મેળવી શકીશ; મારામાં અપૂર્વ શક્તિ ભરી છે.

એણે પોતાના વિજયો વધારવા માંડ્યા, પોતાના આગળના બે હાથના બળથી ને અવનવી તરકીબોથી સાપને, વાઘને, વરુને નમાવવા માંડ્યા. અરે, રસ્તામાં પડેલો નિર્જીવ-નિર્માલ્ય લાગતો પથ્થર એના હાથમાં આવતાં જાણે શક્તિનો અવતાર બની જતો! એમાં પણ અણીદાર, ત્રિકોણ પથ્થર તો વિશેષ શક્તિવંત લાગ્યા. પથ્થરોના જુદા જુદા ઘાટ બનાવી એ ફેંકવા લાગ્યો.

દંદ્વ યુદ્ધોના પ્રસંગોમાં પણ એને ચોપગાં કરતાં પોતાના બે પગ વિશેષ સાર્થક ભાસ્યા એ ધીરે ધીરે અજેય યોદ્ધો બનતો ચાલ્યો. એણે યુદ્ધ વેળાએ વચ્ચે આવતા પોતાના લાંબા લટકતા વાળને પથ્થરથી કાપીને ટૂંકા કરી નાખ્યા; પોતાના લાંબા નખને પ્રતિસ્પર્ધીને ચીરવા પથ્થર સાથે ઘસીને વધુ સતેજ કર્યા; ટૂંકા કરેલા વાળ

પણ જ્યારે દોડતાં, દૃદૃ કરતાં, ઝાડીઓમાંથી પસાર થતા વિઘ્ન કરવા લાગ્યા ત્યારે ઝાડની કૂણી છાલથી, કુમળી વેલોથી, એને જટા આકારે બાંધવા માંડ્યા.

કોઈક વાર વિજયના હર્ષથી ડોલતો એ, પાસે પડેલા સુંદર પક્ષીના પીંછાથી જટાને શણગારવા લાગ્યો, કોઈક વાર કાળા નાગને જટાએ બાંધીને પોતાના સામર્થ્યનું પ્રદર્શન પણ કરવા લાગ્યો.

માનવબાળમાં આવેલી આ જાગૃતિએ ઠેરઠેર નવજીવન આણ્યું બધા માનવો ચતુષ્પાદને બદલે દ્વિપાદથી ચાલવા લાગ્યા, આગળના બે પાદથી અનેકવિધ કળાઓ વિસ્તારવા લાગ્યા

ખાનપાનનો કંઈ તોટો ન હતો. એને ઘેરી બેઠેલા પશુઓ હવે પરાસ્ત થતા જતા હતા. સુંદર મીઠાં ફળ, સુસ્વાદુ જળ ને અમૃત જેવું મધુ એમને ખાનપાન માટે મનમાન્યા મળવા લાગ્યા. કોઈ વાતની અછત એમને પીડની નહોતી. છત એ વાતની હતી કે સર્વને જન્મથી જ એક સાથી મળતો. માતાના પેટમાંથી જ એક બાળક ને બાળિકાનું યુગલ જન્મતું. બંને સાથે રમતા-જમતા, સાથે પ્રજનન કરતા ને પ્રાણાન્ત પણ સાથે કરતા. પ્રજનન કે પ્રાણાન્ત એમને મન રમત હતી; સહજ ક્રમ હતો.

આ નવજાત શિશુયુગલનો વિકાસ પણ અતિ સત્વર થતો. પહેલા અઠવાડિયામા એ અંગૂઠો ચૂસતા પડ્યા રહેતા, બીજા અઠવાડિયે ધૂંટણિયા તાણતા, ત્રીજા અઠવાડિયે વાચા ફૂટતી ને ચોથામા ઊભા થઈ પાચમામા ચાલવા માડતા છઠ્ઠા અઠવાડિયામાં એ ઘણું શીખતા ને સાતમા અઠવાડિયે કામવિલાસની કળાઓમા પાવરધા થતા.

પોતાના શિશુયુગલને આ રીતે તૈયાર થયેલું જોઈ માબાપ હવે સ્થાન ખાલી કરવાની તૈયારી કરતાં. એક દહાડો એકાએક પુરુષને બગાસું આવતું, સ્ત્રીને છીંક આવતી, ને બંને ગાઢ અનન્ત

નિદ્રામા સૂઈ જતાં. આકાશમા મહાપક્ષી ચક્કર લગાવતા; એ બ નેની દેહોને ઉપાડીને અદૃશ્ય થઈ જતા.

સંસારની બાલ્યાવસ્થા આ રીતે વીતી રહી હતી, ત્યાં એક દહાડો એક મોટો બનાવ બન્યો.

વનના પ્રાન્ત ભાગમાં રહેનારી વાઘણે હમણાં જ ત્રણ યુગલ સંતાનોને જન્મ આપ્યો હતો, ને પ્રસૂતિના કારણે એ અત્યંત ક્ષુધાતુર બની ગઈ હતી. ગમે તે રીતે એ ખાદ્ય મેળવવા જીવ પર આવી ગઈ હતી. એનો પતિ વાઘ પણ સાથે જ હતો. તેઓએ થોડે દૂર વૃક્ષની છાયામાં ગેલ કરી રહેલ એક માનવયુગલને નિહાળ્યું ને ભયંકર કિકિયારી કરી.

આ યુગલ આવી કિકિયારીઓ ઘણી વાર સાંભળતું, પણ આજની ગર્જના એના રોમ રોમ ખડાં કરી રહી. તેમણે અજ્ઞાન-પણે ભયંકર ચીસ નાખી વાઘણ કૂદવાની તૈયારીમાં હતી એનું ખાલી પેટ ખાદ્ય માટે પોકાર કરતું હતુ. પણ તરાપ મારતી મારતી એ થ ભી ગઈ

એણે જોયું તો પાસેની ઝાડીમાથી પહાડ જેવા હાથી પર બેસીને કોઈ સશક્ત પુરુષ ધસમસ્યો આવી રહ્યો છે. એની આજુબાજુ કેટલાય માનવયુગલો દોડતા આવે છે કોઈના હાથમાં પથ્થરના ગોળા છે, તો કોઈના હાથમાં તીક્ષ્ણ પથ્થરની ફરસીઓ છે.

વાઘદંપતી વીરતા વીસરી પાછુ ફરી ગયું. પેલું માનવયુગલ બ ને દિશાના બંને બનાવોને આશ્ચર્યથી નિહાળી રહ્યુ. ત્યાં તો પેલો ગજરાજ અને તેનો સંઘ નજીક આવી ગયો. અરે, વાઘનો એક ભય તો ગયો, પણ હવે આ ગજરાજનો બીજો ભય!

આ ગજરાજની અજબ ખૂબી હતી બીજાં પ્રાણીઓ માનવ સામે પથ્થરો ફેંકી ન શકતાં, એમના ફૂબાનુ સત્યાનાશ વાળી ન શકતા, વૃક્ષ પર જલદી ચઢી ન શકતાં, પણ વનનો આ રાજા બધી

કળામાં પાવરધો હતો. એ પોતાની પ્રચંડ સૂંઢથી મોટામોટા પથ્થરના ગોળા ફેંકી શકતો; પ્રાદપ્રહારથી કૂબાઓનો કચ્ચરઘાણ વાળી નાખતો, વૃક્ષને તો થડમૂળથી હલાવીને ઉખેડી ફેંકતો. પહાડ જેવા પ્રચંડ, આંધી જેવા વેગવંત આ પ્રાણીને જોઈ માનવોના તો રામ રમી જતા.

એ જ પ્રાણી પર પોતાના જેવો એક માનવી બેઠો છે! એ જ પ્રાણીની આસપાસ પોતાના જેવા માનવયુગલો નિરાતે ચાલે છે. ન કલ્પી શકાય તેવું આ આશ્ચર્ય હતું. ઊભા રહેવું કે નાસી જવું એની વિમાસણમાં એ પડી ગયા એ વેળા એક યુગલિક દોડતો આવ્યો ને બોલ્યો.

"અરે, જુઓ તો ખરાં! પેલા આવે તે આપણા કુળકર! વાઘ પણ એમને જોઈ પીઠ બતાવે"

"પણ ભાઈ, આ સત્યાનાશના મૂળને શા માટે સાથે આણ્યો છે?"

"કોણ સત્યાનાશનું મૂળ?"

"આ હાથી"

"ભલા માણસ, એનાથી ભય પામવાની લેશ પણ આવશ્યકતા નથી રહી, એ તો કુળકરનો મિત્ર છે"

"મિત્ર? અરે, આ કાળની સાથે તે મૈત્રી હોય?"

"એ જ તો ખૂબી છે. આ કુળકર તો કહે છે, કે પ્રાણીમાત્ર આપણા મિત્ર છે એમનામાંય આપણા જેવો જીવ છે"

"પ્રાણીમાત્ર આપણા મિત્ર?" યુગલિક સાભળીને હસી પડ્યો હસતા હસતા વળી બોલ્યો. "એનામાય આપણા જેવો જીવ છે?" એ તો હસી હસીને બેવડ વળી ગયો. પણ ગજરાજ આવી પહોંચ્યો હતો શી શાન્ત એની આખો હતી! કાળદંડ જેવી લાગતી સૂંઢ જાણે કમળનાળ બની હતી પ્રલયના દૂત જેવા એના પગ જાણે સૌમ્યતાના અવતાર હતા. કુદરત કઠોર હતી, પદેપદે શત્રુ હતાં;

માનવી પણ કઠોર દિલનો બન્યો હતો; પણ ગજરાજ શાંત હતો ને એથી અધિક શાન્ત તો તેના પર આરૂઢ થયેલ માનવી હતો. એના મુખ પર મમતાના રંગ હતા.

"અદ્‌ભુત ! અરે, આ ગજરાજના સ્વામી ક્યાં વસે છે ?"

'સરયૂને પુણ્યતીરે. એમણે અનેક યુગલિકોને એકત્ર કરી ત્યાં કુળ વસાવ્યું છે જે એ કુળનો માનવી બન્યો એને ન વાઘ–હાથીનો ડર, ન સાપ–ચિત્તાની લેશ પણ ચિંતા ! સરયૂ અમૃત વહાવે છે એના તીર પર કલ્પવૃક્ષ ખીલે છે એના મેદાનમાં સુંદર કામધેનુઓ ચરે છે મયૂર ત્યાં કેકા કરે છે. ઉત્તર દિશાનો હિમાળો કે દક્ષિણ દિશાનો અગ્નિભર્યો પ્રદેશ ત્યાં નથી"

"એમનું નામ ?"

"મનુ કુળકર વિમળવાહન !"

"જય હો સ્વામી વિમળવાહનનો !" યુગલિકોએ ગજરાજની પાછળ પ્રયાણ કર્યું અને આ સવારી જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ જંગલોના છૂટા છૂટા ભાગોમાંથી નીકળીને અનેક યુગલિકો સરયૂતીરે કુળમા વસવા આવવા લાગ્યા.

સરયૂના સુંદર શાંત તીર પર આ કુળ વસતા હતા. જરૂર જેટલું સહુને મળી રહેતું. ખાન, પાન ને વિહાર સિવાય તેઓને બીજું કોઈ કામ નહોતું જંગલના શત્રુઓથી તેઓ સદાને માટે ક્લહમુક્ત થયા હતા. સુંદર સ્વચ્છ ભૂમિ પર ફરવાનું હતું. મિષ્ટ ફળો આરોગવાનાં હતાં અમૃત જેવા દૂધ પીવાના હતા પણ બાહ્ય સંગ્રામથી નિવૃત્ત થનાર આ યુગલિકોની નવરાશે ને નિશ્ચિંતતાએ આન્તરસંગ્રામ નોતરી લીધો

કઈ ધેનુનું દૂધ વધુ મિષ્ટ, કયા વૃક્ષના ફળ અતિ સ્વાદિષ્ટ, કઈ ધરા અતિ સમતલ–આવી આવી ચર્ચાઓએ એકબીજામા હરી-

ફાઈ પેદા કરવા માંડી. એકબીજાની ધેનુ, વૃક્ષ કે ઘરોની ચોરી થવા માડી જરૂરથી વધુ સગ્રહ થવા માંડયો. જે નેત્રોમા સદા નિખાલસતા વસતી હતી, ત્યાં હવે ઈર્ષ્યાના મેઘધનુ ચમકવા લાગ્યા એ હાંડલા એકઠાં થયેલા અથડાય, તો આ તો મન, બુદ્ધિ ને કલ્પનાના આગાર માનવી !

કુળ તૂટવા લાગ્યા. બધાં કુળ છોડીને જંગલમા ચાલ્યા જઈ છૂટા રહેવા લાગ્યાં જંગલોની જૂની લોહીતરસી લડતો, એકમેકના પશુ, વૃક્ષ ને બચ્ચાં કાચા ખાઈ જવાનું એમનુ વીરત્વ ફરી ઊછળી આવ્યુ, હાડકાના અસ્ત્ર, ખોપરીના પાત્ર ને ગાળોના મંત્રથી તેઓએ જુદ્ધ જમાવ્યુ

કુળકર વિમળવાહનને આ વાતની જાણ થઈ તેઓ તરત હાથીએ ચડી ત્યા આવ્યા એમણે તૂટતા ને નાસતા કુળોને એકઠા ર્ક્યા, ને એમને પોતાનું શાસન આપ્યું; કોઈ પણ અન્યાયનો નિકાલ બે પક્ષ કરે, તેનાં કરતા તટસ્થ ત્રીજો પક્ષ કરે—એ વાતનુ રહસ્ય સમજાવ્યુ

સહુએ આ વાત માન્ય કરી પછી તો કંઈ ઝઘડો થાય કે બધા કુળકર વિમળવાહન પાસે જતા. વિમળવાહનને 'હાકાર' નીતિને પોતાનો શાસનદંડ બનાવી એ ગુનેગારને કહેતા "રે, આ કામ તે અયોગ્ય કર્યું !" ને પેલો શરમથી મરવા જેવો થઈ જતો

'હાકાર'ની આ શાસનનીતિએ યુગલિકોમા પુનઃ શાન્તિ સ્થાપન કરી. ભોળા જીવો માટે આ 'હાકાર' ખડગના ઘા કરતા પણ વસમો નીવડ્યો

કાળક્રમે આ આદિ કુળકર—યુગલિકો મહાન મનુ—સ્વર્ગસ્થ થયા. એમને સ્થાને એમના પુત્ર ચક્ષુષ્મત ને પુત્રી ચંદ્રકાંતા આવ્યાં. કાળક્રમે તે પણ સ્વર્ગસ્થ થયા, ને ચદ્રકાતાનુ સંતાનયુગલ યશસ્વી

ને સુરૂપા આવ્યાં. આ સર્વએ આદિ કુળકરની નીતિને અવલંબી શાસન ચાલુ રાખ્યું.

પણ ફરીથી ધેનુ, ધરા ને વૃક્ષોની ચોરી થવા લાગી. શાન્ત કુળોમાં ફરીથી વિદ્વેષનો વડવાનળ ભભૂકી ઊઠ્યો. સહુ પોકાર કરવા લાગ્યાં કે આમ ઝૂંડ વળીને રહેવાથી હવે કંટાળ્યા. વાઘ કંઈ ટોળામાં રહે છે? સિંહ કંઈ બધા સંગાથે રહે છે? જો વાઘ-સિંહ સાથે ન રહેતાં હોય તો માનવીએ શા માટે સાથે રહેવું?

કુળકર યશસ્વી ઊંડા વિચારોમાં ઊતરી ગયા. કુળોમાં શાન્તિ સ્થાપવા માટે કોઈ નવા શાસનની તેમને અત્યંત આવશ્યકતા જણાઈ. તેમણે માનવીઓને સમૂહજીવનનું મહત્ત્વ સમજાવ્યું, ને શાસનને વિશેષ મક્કમ બનાવવા દીર્ઘ આલોચના બાદ 'માકાર' નીતિનો આદર કર્યો. અલ્પ કોટિના અપરાધ માટે 'હાકાર' નીતિ, મધ્યમ કોટિના અપરાધ માટે 'માકાર' નીતિ ને વિશિષ્ટ અપરાધ માટે બંને નીતિનો પ્રચાર શરૂ કર્યો;

"રે! એમ મ કર!"

આ શાસને કુળોને ફરીથી સુશૃંખલ બનાવ્યા. ભોળા માનવી આ કડવાં વેણો ખમી શકતા નહીં, ઠપકો જીરવી શકતા નહિ. શાંતિ, આનંદ ને સૌજન્યનું સામ્રાજ્ય ફરીથી વ્યાપી રહ્યું. અને આ તરફ કુળકરોનો વંશ વધતો ચાલ્યો. કુળકર યશસ્વીની પાટે અભિચંદ્ર ને પ્રતિરૂપા આવ્યા. તેમના પછી પ્રસેનજિત ને ચક્ષુકાંતા આવ્યા.

માનવી હવે ગુફાજીવન જીવતા શીખ્યાં હતા.

પરિવર્તનશીલ સંસારમાં આવર્ત ને પરાવર્ત વેગથી આવે છે. કુળકર પ્રસેનજિતના કાળમાં ફરીથી 'હાકાર'ને 'માકાર'નું શાસન નિર્બળ નીવડ્યું. યુગલિકો હવે સુધર્યા હતા. તેઓએ મમત્વ

ને સંગ્રહશીલ વૃત્તિ કેળવી હતી. પોતાના માટીના ઝૂંપડા પર તેમને વહાલ આવ્યું હતું, સારી ગાય, સારા વૃક્ષ, ઉત્તમ ધરા પ્રત્યે ચાહ જાગ્યો હતો, અને આ માટે અવારનવાર દ્વન્દ્વ યુદ્ધો ખેલાતા હતા.

ધૈર્યવાન કુળકર પ્રસેનજિતે હાકાર અને માકારની નીતિ સાથે ત્રીજી ધિક્કાર નવીન નીતિની યોજના કરી પહેલી બે નીતિ એના સ્વરૂપમા સૌમ્ય હતી, પણ ત્રીજી નીતિનુ શાસન ભયંકર હતુ અપરાધીને ધિક્ કહી તિરસ્કારવામા આવતો આ તિરસ્કારની એવી ગંભીર છાપ કુળવાસી યુગલિકો પર પડતી કે તેઓનુ ચિત્ત વ્યાકુળ થઈ જતુ, એ સ્વસ્થ ઊભા રહી ન શકતા—જાણે ધિક્કારનો ભાર દિશાઓમાથી નીકળી એમને દબાવી રહેતો, એમના જીવનમાથી જાણે સત્ત્વ સરી જતું. એ શૂનમૂન પથ્થર જેમ બની જતા આ નીતિએ યુગલિકોને દુષ્ટ આચારમાથી બચાવ્યા

મહાન કુળકર પ્રસેનજિત પછી, મરુદેવ કુળકર અને શ્રીકાતા આવ્યા તેમના પછી નાભિદેવ અને મરુદેવા કુળકરપદે આવ્યા.

સાતમા કુળકર નાભિદેવના કાળમા પૃથ્વી પર ભારે ફેરફાર થવા લાગ્યા. પેઢી દર પેઢીથી માનવજાગૃતિની જે મશાલ જલતી રહી હતી, એનો પ્રકાશ વનોપવનો, દ્રોણી દ્રહો, સાગર-સરિતાઓ પર પ્રસરી ગયો હતો માનવબળોએ પોતાની જીવનકૂચ આરંભી હતી ઘણે સ્થળે અશાન્તિ હતી, કેટલેક ઠેકાણે ઉચ્છૃંખલતા હતી, પણ સુ-વ્યવસ્થાનુ એ આગામી પ્રભાત હતુ

રોજરોજ નિશાચરો, વનેચરો, ને રાની જીવોના ભોગ થઈ પડતા માનવી ધીરે ધીરે સહીસલામતી શોધી ચૂક્યા હતા હવે એમની સંખ્યા વધતી ચાલી હતી સાથે સાથે જીવન, આજીવિકા હવે વિકટ બનતા ચાલ્યાં હતા દુર્ગમ વન ઓછાં થતા હતા રોજ ફળ આપનાર વૃક્ષ ઓછા પડતાં હતા યુગલિકો કુળકર પાસે ફરિયાદ કરવા જતા ત્યારે તેઓ હસીને કહેતા :

"મહાનુભાવો, આ પૃથ્વી હવે ભોગભૂમિ મટી ગઈ પડ્યા પડ્યા

આજીવિકા પ્રાપ્ત કરવાના દિવસો પૂરા થયા. હવે તો કર્મભૂમિમાં તમે આવ્યા છો. કર્મણ્યતા તમારે સ્વીકારવી જોઈશે."

"કર્મણ્યતા ? કર્મણ્યતા કેવી ? અમે કંઈ જાણતા નથી અમને કોણ માર્ગ બતાવશે ?

"માર્ગ દર્શાવનાર આવી મળશે. શાન્તિ રાખો ! રાહ જુઓ !"

આશ્વાસન પામેલા યુગલિકો પાછા ફરતા. અરે, કર્મણ્યતા તે કોનુ નામ ! વૃક્ષ સુપકવ ફળ આપે, ગાય વત્સોચ્છિષ્ઠ દૂધ આપે, નદી કૃમિપૂત પાણી આપે. આમા કર્મણ્યતા ક્યાં વાપરવી ? એકતુ નકામુ એ બીજાને કામનુ !

પણ નાભિદેવે જે માર્ગદર્શકના આગમનની રાહ ભાખી હતી, એ માર્ગદર્શકની રાહ જોવાતી હતી.

## ૫. વૃષભધ્વજ

**નાભિદેવનાં** પત્ની મરુદેવાને એક રાત્રિએ પ્રભાવશાળી ચૌદ સ્વપ્ન આવ્યાં. એ વખતે ઉત્તરાષાઢા નક્ષત્ર હતુ; કૃષ્ણપક્ષની ચતુર્થી હતી વાદળોના સમૂહને ભેદી ચદ્ર પૃથ્વી પર કૌમુદી રેલાવી રહ્યો હતો બરાબર એ જ વેળા સ્વપ્ન લાધ્યા.

શરદ ઋતુના ચચળ મેઘ જેવી કાતિના ધારક, મનોહર શૃંગ ને સુદર ખરીવાળા, વૈતાઢચ પર્વત જેવી કાયાના ધારક વૃષભને એમણે નીરખ્યો

ધેનુઓ તો તેઓના જીવનનો પ્રાણ હતી. ને વૃષભ તો ઘણા જોયા હતા; પણ આવો વૃષભ એમણે કદી નીરખ્યો નહોતો પછી તો સ્વપ્નની દુનિયા ચાલી, શ્વેત હાથી, પગાક્રમી સિંહ, એમ એક પછી એક સ્વપ્ન આવ્યા પોતાના નાનાશા ઉદરમાં જાણે મીઠા મહેરામણો કલ્લોલતા હતા. હૈયાની વાટકડીમા અમૃતના કુભ છલકાતા હતા

મરુદેવાએ નાભિદેવને પોતાના સ્વપ્નની વાત કરી આ સુખી સસારમા દુર્ભાગી સ્વપ્ન કદી ન આવતા નિદ્રા સ્વપ્નવિહોણી જ આવતી છતા કોક દિવસ સ્વપ્ન આવતા તો મીઠા અને મગળમય આવતા આ સ્વપ્ન પણ એવા જ હશે

'મરુદેવા ! તમને ઉત્તમ પુત્ર થશે સર્વશ્રેષ્ઠ કુળકરયુગલ તમારે પેટે જન્મ લેશે'

યુગલિક સસારમાં તો જીવનમા એક જ વાર સતાનની પ્રાપ્તિ

થતી જીવન સમસ્તની એ ધન્ય ઘડી લેખાતી. પ્રજનન–પ્રજોત્પત્તિ એ જાણે સર્વસ્વ સમર્પણનો અન્તિમ મહોત્સવ ગણાતો નાભિદેવ ને મરુદેવા બંને જણા આનદમા દિવસો નિર્ગમન કરવા લાગ્યા

મરુદેવા અદ્ભુત કાંતિ ધારણ કરી રહ્યા હતા પ્રિયગુ લતા જેવો એમનો શ્યામ વર્ણ, પાડુવર્ણી આભાથી સૌન્દર્યનો સાર બની રહ્યો હતો. દેહયષ્ટિ પર કુમાશભરી માસલતા આવી ગઈ હતી. મધના પૂડા જેવુ વક્ષસ્થળ અતિ ઉન્નત બન્યુ હતુ અતરમાથી સ્નેહની સરવાણીઓ અત્યારથી ઉતાવળી બની હતી

ધન રાશિનો ચદ્ર ઉત્તરાષાઢા નક્ષત્રમા આવ્યો હતો, ને ચૈત્ર માસની અષ્ટમીનો ચદ્ર આકાશમા પોતાની રેખ તાણતો હતો, ત્યારે મરુદેવાએ નયનસુદર પુત્ર ને પુત્રીને જન્મ આપ્યો

નાભિદેવ પુત્રના ને પુત્રીના ભુવનમોહન સૌદર્યને નીરખી રહ્યા. એમને લાગ્યુ કે હવા સુગધી વહે છે, દિશાઓ પૂર્ણ પ્રકાશવત છે, મદોન્મત્ત હસ્તીઓ પણ નમ્ર બની પોતાના પડોશીઓને પ્રેમ કરવા લાગ્યા છે; હર્ષ, ઉલ્લાસ, આનદની એક આછી લહરી જાણે સર્વત્ર વિસ્તરી રહી છે

આ બાળક ને બાળિકા આવતી કાલે બધા કુળોનાં સ્વામી થશે, એમ સમજી સરયૂતીરવાસીઓએ પણ ઉત્સવ કર્યો કોઈએ મૃગચર્મ કેડે વીટયુ, કોઈએ વ્યાઘ્રમુખ કર્યું, કોઈએ ધેનુના જેવા શિગ રચ્યા ને આનદમાં મસ્ત બનીને સહુ હસ્યા–રમ્યાં

બાલિકા હસ્યા જ કરતી હતી એના દેહ પર અનેક સુમગલ ચિહ્ન હતા. રૂપનુ તો જાણે ઝરણુ વહેતુ હતુ. આવા રૂપ અહી કોઈ નીરખ્યાં નહોતા યુગલિકોના આ સસારમા કુળકર સિવાય હજી કોઈએ અન્યના નામાભિધાન થયાં નહોતા.

પિતાએ બાલિકાનુ નામ સુમગલા રાખ્યુ

પુત્રના નામ માટે કંઈક વાદવિવાદ થયો. બાળક કેવળ રૂપવત

નહોતો, રૂપ સાથે તેજનો અબાર એના દેહ પર વિલસી રહ્યો હતો. એનું વક્ષસ્થળ વિશાળ, સ્કંધ વૃષભની જેમ ઉન્નત, લલાટ ચંદ્ર જેવું તેજસ્વી, લોચન નીલમણિના જેવા કર્ણપર્યન્ત લંબાયેલા ને સ્ફટિક મણિ જેવી કીકીઓ, ગોરુચંદન પર સુવર્ણની છાંટ નાખી હોય તેવો વર્ણ હતો રે ! સંગેમરમરની શિલા જેવા એના હૃદય પર આ વૃષભ જેવું ચિહ્ન ક્યાંથી ?

માતા મરુદેવાએ આગ્રહ કર્યો કે મને સ્વપ્નમાં પ્રથમ વૃષભ દેખાયો હતો, મારા બાળકના હૃદય પર એનું લાંછન છે, માટે એનું નામ 'વૃષભદેવ' રાખો !

નાભિદેવે સંમતિ આપી. અન્ય જનોએ પણ 'વૃષભદેવ' ના નામનો ઉચ્ચ સ્વરેથી જયનિનાદ કરી પોતાની ખુશી વ્યક્ત કરી.

સૂર્ય ને ચંદ્રશા વૃષભ ને સુમંગળા મોટા થવાં લાગ્યા અને મોટા થતા ગયા તેમ તેમના રૂપ અને તેજ વિશેષ તપવા લાગ્યા

કુમાર વૃષભદેવ ઘણી વાર સચિંત દેખાતા રાતોની રાતો, દિવસોના દિવસો એ બધું નિરીક્ષણ કરતા ફર્યા કરતા દુ:ખના કુંડ જેવી ધરતી દેખીને એ સંતપ્ત થતા. માનવીને માનવતાનું ભાન નહોતું માનવ વનચરોનો એક મિષ્ટ ખોરાક હતો ભય અને ક્લેશના સામ્રાજ્યમાં સહુ જીવતા હતા

એક દહાડો કુમાર વૃષભદેવે જાહેર કર્યું

"પિતાજી, માનવ સર્વોપરી બનશે. યુગલિકો સ્નેહની અને સંસ્કૃતિની એક સાંકળે જોડાઈ અભેદ્ય માનવજીવન રચશે આ નિરાધારતા, આ અજ્ઞાનદશા, વેરની સદા જાગતી રહેતી આ તૃષા, તિમિરમય જીવનના આ તરફડાટ, બધું જવું ઘટે ! માનવ-મુક્તિની પળ આવી પહોંચી છે"

"કુમાર, એ પળની રાહમાં જ અમે જીવી રહ્યા હતા હું તો વૃદ્ધ થયો આ સરયૂતીરવાસી કુળો અને આ અભેદ્ય જંગલોમાં વેરાયેલા

માનવગણો : સહુને તું સુખી કરજે. માનવના દુઃખોનો કંઈ પાર નથી. અજ્ઞાન એ પણ કંઈ સુખ તો નથી ને ?"

"પિતાજી, આપની વાત યથાર્થ છે. માનવજીવન ત્રણ રીતે દુઃખી છે : એક તો પ્રાકૃતિક રીતે—આ દેહરચના જ એવી ક્ષણભંગુર છે; બીજું, કલ્પવૃક્ષોને કામધેનુ અલ્પ છે, અને એના ભોક્તા અનેક છે, વળી અનેક ભોક્તાઓની અનેકગણી તૃષ્ણા છે. અને ત્રીજું, માણસ સારી રીતે કેમ જીવવું તે જાણતો નથી. એને ખબર નથી કે જે વસ્તુ દુ:ખકારક છે, એ સુખદાયક પણ બની શકે છે; જે સુખદાયક છે એ દુઃખદાયક પણ બને છે જે પથ્થર પર એ ઝેરી વેલ વાટે છે ત્યાં સહેજ સભાન યત્ન કરે તો ચંદન પણ વાટી શકાય તેમ છે."

"વૃષભ, આપણા પૂર્વજ કુલકરોએ માનવકુળોના ઉદ્ધાર માટે જ જીવન અર્પ્યું હતું કુળકર વિમળવાહને તો વનના વન વીંધી નાખી, સુષુપ્ત માનવજીવનને સંગૃહીત કર્યું હતું એ જ માર્ગને અનુસરવા યથાશક્તિ અમે યત્ન કર્યો થોડીએક ભૂમિને ઉર્વરા બનાવી થોડાંઘણાં બીજ અમે વાવ્યા છે. તું એમાંથી માનવફૂલડાં પ્રફુલ્લાવ ! ભૂપૃષ્ઠ પર છેલ્લા સમયથી થઈ રહેલાં મહાન પરિવર્તનની સમીક્ષા કરી ભયભીત માનવકુળોને એમાંથી મુક્ત કર ! તું સૌનો રાહગીરી થા, માર્ગદર્શક બન !"

કુમાર વૃષભધ્વજ હાથીએ ચડયા. ને વગડાની વાટો વીંધવા લાગ્યા. પશુજીવન ગુજારનાર, અંધારી ગુફાઓમાં પડ્યા રહેનાર સદા ભય ને બીકથી થરથરતા માનવોને એમણે નવો પ્રકાશ આપવા માંડ્યો

અંધારી ખીણો, ઊંડી વનરાજિઓ ને બિહામણી ગિરિકંદરાઓમાંથી માનવીઓ બહાર આવવા માંડ્યા. કેટલાક પ્રકાશથી ડરતા —સૂર્યને આટલા પૂર્ણ પ્રકાશથી સળગતો એમણે વનરાજિઓમાં કદી જોયો નહોતો. ચંદ્રને આવી સુધા વરસાવતો એમણે કલ્પ્યો નહોતો.

જંગલો છોડીને બહાર આવેલા માનવીઓમાં એક નવી મૂંઝવણ

ઊભી થઈ ગઈ પ્રકૃતિએ જ એમને સાથી આપી દીધો હતો. તેઓ બ ને એકલવાયા નિર્માયા હતા. બસ, એનાથી તેઓ સ તુષ્ટ હતાં એમની સીમાના એ સ્વતંત્ર સ્વામી હતા તેઓ શા માટે અન્ય માનવીઓમા ભળે ? એક નિર્દ્વંદ્વ વાઘ શા માટે વગર કારણે પોતાના પ્રદેશમા બીજા વાઘને વિહરવા દે ? આજના શ્વાનની જેમ સ્વપ્રદેશ-ના ઝઘડા જાગ્યા—માનવના મૂળમા પશુતત્ત્વ તો હતું જ ને !

કુમાર વૃષભધ્વજની ઉપસ્થિતિમા સહુ શાન્ત દેખાતા, છતા ઝીણી આંખે, વરુની ખૂની નજરે એકબીજાને નિહાળી રહેતાં કુમારની અનુપસ્થિતિમાં ફરીથી તેમની વેરતૃષા જાગ્રત થઈ જતી; એકબીજા દાંતથી દાત, વાળથી વાળ, ને મુષ્ટિથી મુષ્ટિએ લડવા લાગી જતા. ખૂનખાર જ ગ જામતા, ને જોતજોતામા કેટલાય ત્યા ઢળી પડતા.

કુમારને કાને આ સમાચાર પહોચતા ત્યારે તેઓ અત્ય ત દુ ખી થતા એમનાં નેત્રોમા કરુણાની વાદળીઓ ઊમટી આવતી. સામાન્ય માનવી હતાશાને વરી લે, એવુ આ પુનર્રચનાનુ કાર્ય હતુ. પણ વૃષભધ્વજ એવા નહોતા. તેઓ પરિશ્રમથી થાકીને, પરાજયથી ક ટાળીને નવરચનાનુ આ કાર્ય મૂકી દે એવા ન હતા. આ તો એમનુ જીવનકર્તવ્ય હતુ કર્તવ્યને ખાતર જીવતો માણસ કર્તવ્યને કેમ મૂકી શકે કે ફરજને કેમ ચૂકી શકે ?

એ જ કર્તવ્યપાલનના અર્થે વન–જ ગલોને રણસ્થલીમા ઘૂમી રહેલ વૃષભધ્વજને સુમેરુની તળેટીમાં વસનાર યુગલિકો સાથે આજે ભેટો થયો હતો

સુનંદા સાથે ચાર નેત્ર થયા

દિવસોથી માનવકુળોને એકત્ર, એક રજ્જુપાશમા બાધવાનો એમનો મનોરથ સુન દાને જોતા સાર્થક થતો લાગ્યો.

કારણ કે ભર્યા સ સારમાં, સહુ માનવબેલડીઓની વચ્ચે, સુન દા માત્ર એકલી હતી.

## ૬. સુનંદાએ નીરખેલી અયોધ્યા

સરયૂનાં સુભગ સલિલને આજ એક ધન્ય દૃશ્ય નીરખવા મળ્યું હતુ. એના તીરપ્રાંતની સુવર્ણરજ પર થઈને એક માનવજૂથ જયજય નાદ બોલાવતું કુળકરોની નગરી તરફ આગળ વધતુ હતુ.

આ જૂથના અગ્રભાગમાં એક શિશુયૌવના મંથર ગતિએ ચાલી રહી હતી યૌવન માનવદેહ પર આટલું સારપૂર્ણ ભાસતું હશે, એ તો એને જોઈને જ કહી શકાય એના હાથમા એક લાલ કમળ હતુ. કાળા રેશમ જેવા છૂટા કેશ પાની સુધી ઢળતા હતા લાક્ષારંગથી રંગેલ ન હોય, એવી એની પગની પાનીઓ રેતી પર કંકુ ઢોળતી હતી. બીજના ચંદ્ર જેવા લલાટમા શંકુ આકારનુ પાન તિલકને સ્થાને મૂક્યું હતુ. ગળામા શ્વેતપુષ્પોની માળા પડી હતી, જે ઉન્નત પયોધરો પર દાડીની જેમ પછડાતી હતી એના ચંચળ નયનમા ઉલ્લાસ હતો ધીરે ધીરે લીલાકમળ આમતેમ ડોલાવતી એ ચાલતી હતી પાછળ મોટું જૂથ ચાલી રહ્યુ હતુ.

"અરે, કેવી રૂપરૂપના અંબારસમી નારી ! છતા સંસારમા એકલી ! એનુ કોઈ નહી !" સરયૂતીરવાસી કુળો એકઠા થઈ ગયા હતાં. આ નવા જૂથ તરફ જોઈ તેઓ ટીકા કરતા હતા

"આનુ રૂપ તો આપણે જોયુ નથી," એકે કહ્યુ

"ઇંદ્રપુત્રી છે"

"અરે ઇંદ્રપુત્રી હોય કે ગમે તે હોય, પણ એકલી ને ? સાથી વિનાના જીવનને શું કરવાનું ? સાથી વિના શે જિવાય ?"

"આશ્ચર્ય છે કે એ આટલા દહાડા કેમ જીવી હશે ?"

"કહે છે, કે હવે એવો કપરો કાળ આવશે, કે જ્યારે બધાં એકલવાયાં બની જશે; સાથી શોધવા દૂર દૂરની સફરો ખેડવી પડશે"

"અરે, તુ તે કેવો ગાંડો માણસ છે ! કહેનાર તો દીવાનો, પણ સાંભળનાર પણ દીવાનો ? જ્યા માતાના પેટમાંથી જ બે સાથે જન્મે, કુદરત જ બંનેને એક લોહી ને એક પ્રાણમાથી જ સર્જે, પછી વળી સાથી શોધવાનો કેવો ? એક-બીજા માટે તો કુદરત બેલડા જન્માવે છે"

"પણ હવે તો બેલડા જ નહી જન્મે !" નાભિદેવ કુળકરના એક કુટુંબી સભ્યે પોતાની વિદ્વત્તાની છાપ બેસાડવા ધડાકો કર્યો

"હા ! હા ! હા ! અરે ગાડો, રે ગાડો !" બધાએ બોલનાર સભ્યને મૂર્ખો બનાવી દીધો, ને સહુ ટીખળ કરતા એની પાછળ પડ્યા

"અલ્યા, હવે આ ભાયડો છોકરાં જણશે. કહે છે કે બેલડાં જન્મશે જ નહીં; એકાકી પુરુષ જ પેદા થશે, ને પુરુષ પ્રજા ઉત્પન્ન કરશે. અરે, પકડો આ છોકરા જણનાર ભાયડાને !"

આ નવી વિગતને કોઈ શાતિથી ચર્ચવા તૈયાર ન હતા ગાડો ઠરેલો પેલો સભ્ય બધાથી પીછો છોડાવવા પેલા નવા ટોળામા ઘૂસી ગયો હંસોના ટોળામા આવેલા મયૂર જેવો પેલો કુળવાસી જુદો તરી આવવા લાગ્યો

"ભાઈ, તમે ક્યા વસો છો ?"

"નાભિદેવ કુળકરની સીમામા."

"અમારે નાભિદેવ કુળકરના આવાસે જવુ છે કૃપા કરીને માર્ગ બતાવશો ?"

"ચાલો, ચાલો, સરયૂના દક્ષિણ પ્રાંતમાં પેલી માધવીલતાની કુંજો આવેલી છે, ત્યાં જ નભિદેવ વસે છે અરે, આ એમના ગંધહસ્તી પવિત્ર દુર્વા ચરે, ને પણે રાતા આસોપાલવની ઘટાઓ દેખાય ત્યાં એમનો આવાસ છે આ ચમરી ગાય ત્યાં જ જાય છે, મહાનુભાવો !"

ચમરી ગાયની પાછળ પાછળ આ જૂથ નાભિદેવના આવાસે પહોચ્યું નાભિદેવ ચંપાના ઉદ્યાનમાં એક લતાકુંજમાં બેઠા બેઠા વનશ્રી નીરખી રહ્યા હતા, ને કુળવાસીઓએ સરિતા, સાગર ને ગિરિ-કંદરાઓમાંથી આણેલા ભાતભાતના પથ્થરો, મણિઓ, રત્નો ને ઔષધિઓને કુશળ નિષ્ણાતની છટાથી પારખી રહ્યા હતા.

પાસે જ એક કુશળ કુળમંત્રી પરીક્ષિત વસ્તુઓને જુદી જુદી તારવતો હતો. નાભિદેવ વસ્તુપરીક્ષામાં નિમગ્ન બની નત મસ્તકે દરેક વસ્તુ માટે સૂચન કરતા જતા હતા :

"મંત્રીરાજ, આ પુષ્પરાગ છે. લીલો સૂડા જેવો રંગ ને આછી સોનેરી છાટ એની શોભા વધારે છે. એમાં છિદ્ર પડાવજો કુમાર વૃષભધ્વજના હસ્તી માટે સુંદર માળા થશે.

"આ નીલમણિ. જાબુડિયા રંગમાંથી કેવો સુંદર પ્રકાશ ઝરે છે ! અરે, સુમંગલાના આવાસમાં એ સુંદર શોભા આપશે અને વૃષભની આંખની કીકી જેવા આ આસમાની હીરાને કુમારનાં કંઠે બાંધજો. પણ મંત્રીરાજ, લક્ષ એ વાતનું રાખજો કે રાતે એ હીરાને અલગ મૂકી દે નહિ તો એના તેજથી પતંગિયાં, મધુમાખો ને બીજાં જીવ ખેચાઈ આવી કુમારની નિદ્રાનો ભંગ કરશે." શબ્દોમાં પોતાના પ્રિય પુત્ર પ્રતિનું વાત્સલ્ય ઝરતું હતું.

"આ મોતી, આ વૈડૂર્ય ને આ હાથીદાંત કુશળતાપૂર્વક સાચવજો. દેવદાર વૃક્ષની છાલમાંથી નીપજાવેલું આ અંબર, કસ્તુરી

મૃગની નાભિમાંથી આણેલું આ સુગંધી દ્રવ્ય ને આ રક્તસિંદૂર કુળના આરોગ્યચિંતક નિષ્ણાત વૈદરાજને સોંપજો."

"મહારાજ, અશ્વિનીકુમારે મોતી અને શિલારસમાંથી અદ્ભુત નેત્રાંજન શોધ્યું છે. એક સળી માત્ર આંખમાં આંજવાથી રાત્રે પણ દિવસ જેવું દેખાય છે"

"અંધકાર સમયે એની અવશ્ય પરીક્ષા કરીશું પણ મંત્રીરાજ, કુંજની બહાર આટલો જનરવ કેમ સંભળાય છે?"

"અબઘડી જોઈ આવું સ્વામિન્!"

મંત્રી બહાર જઈને તરત પાછા વળ્યા તેમની પાછળ સ્ત્રીના નેતૃત્વ નીચે પેલું જૂથ આવતું હતું

નાભિદેવ ચાલી આવતી નારી તરફ જોઈ રહ્યા. જાણે રસરાજ ચંદ્ર પોતાની પાછળ નિસ્તેજ તારાજૂથ સાથે સંસારના મહામાન્ય કુળકરની મુલાકાતે ચાલ્યો આવે છે.

ચંદ્ર નજીક આવતો ગયો, તેમ નાભિદેવ એની સામે નિહાળીને જોઈ રહ્યા થોડી વારમાં પોતાના કાળા સુગંધી વાળમાં એ ચંદ્રમુખી પોતાનું મો છુપાવી ગઈ, ને બે હાથથી અંજલિ જોડી ઊભી રહી

"આવો ભાગ્યવાનો! ક્યાંથી આવો છો?"

"મહારાજ, સુમેરુ પર્વતની પશ્ચિમ ઉપત્યકાના વાસી છીએ દેવોનો કોપ અમારા પર ઊતર્યો છે. પૃથ્વીએ અમારાથી રૂસણું લીધું છે પવન અમારે ત્યાં સુખદ વાતો નથી. નીરનો એકાદ પ્રવાહ પણ હવે ભીનો રહ્યો નથી. શાપ ઊતર્યો છે દેવ, ને સંસારમાં ન બનતું અમારે ત્યાં બન્યું છે: ઇંદ્રપુત્રી અનાથ બની છે અમારે જાણવું છે કે આવું કેમ બન્યું?"

"કાળ એવો આવ્યો છે. પરિવર્તનશીલ સંસારે પલટો ખાધો.

છે. માનવી સ્થિતિસ્થાપક રહ્યો છે. તમારા વૃદ્ધો, વડીલો ને વડવાઓ કંઈ કથા નથી કહેતા ?"

"એવું વિશેષ જ્ઞાન અમને નથી. પૂજારી કહે છે, કે અમારી ધરતી પર દેવોના શાપ ઊતર્યા છે; પૂજા કરો, અર્પણ કરો, યજ્ઞ કરો પૃથ્વી હતી તેવી સભર થઈ જશે."

"મિથ્યા વાત. ગઈકાલનો દિવસ આવતી કાલ નથી થઈ શકતો; તો ગયો જમાનો વર્તમાન યુગ કેમ બની શકશે ? તમને યાદ હોય તો તમારા વડવાઓની વાત યાદ કરો · એ વેળા પૃથ્વી સુંદર હતી, વૃક્ષો ને વનસ્પતિથી સભર હતી; સુગંધી વાયુ વાતો હતો; મનુષ્યો હિમ જેવા શ્વેત, ભવ્ય ને સૌંદર્યથી યુક્ત હતા; રોગ કે અશાંતિનું નામ નહોતું. એ વેળા કુળ નહોતાં કે કુળકર નહોતા. સમભાવ ને સંતોષથી સૃષ્ટિ ગુંજતી હતી આયુષ્ય લાંબુ હતુ માનવીને ત્રણ દિવસે એક વાર ભોજન જોઈતું, જે સરળતાથી મળી રહેતુ "*

નાભિદેવ બોલતા બોલતા થોડી વાર થોભ્યા. નવા યુગલિકો શ્રદ્ધાથી સાભળી રહ્યા હતા નાભિદેવે ફરી પોતાનું વક્તવ્ય શરૂ કર્યું :

"અને તમારામાના જે વયોવૃદ્ધ હશે, તે જાણતા હશે કે પછી એવો કાળ આવ્યો કે સુખ ને સંતોષ રહ્યાં ખરા, પણ કંઈક ઊણપ લાગ્યા કરતી. ત્રણ ત્રણ દિવસે ક્ષુધાતૃપ્તિ કરનારને બબ્બે દિવસે ક્ષુધા લાગવા માંડી. જે પડછંદ કાયા હતી, તે કંઈક વામન બની. આયુષ્ય પણ સંક્ષેપાયાં "

"હા, મહાભાગ, એ વાતો અમને હજી યાદ છે. કેવો સુખદ એ કાળ !"

"કાળ સામે ફરિયાદ કરશો નહી, કર્તવ્યની સામે જુઓ, ઉપરની વાત તો ગુજરેલા કાળની થઈ, પણ આપણો કાળ જાણો છો, કેવો આવ્યો છે ? જેમ તમારા દિલ તમારા વૃદ્ધો જેવાં રહ્યાં નથી, તેમ

* ૭ આરામાંનો એક આરો.

તમારા દેહ પણ એવા રહ્યા નથી. તમને ક્ષુધા રોજ સતાવે છે તમારુ આયુ પણ અલ્પ થયું છે જોઈએ તેટલા ફળ, જોઈએ તેટલા જળ તમને મળતા નથી "

"પણ મહારાજ, આવા અકાલ મૃત્યુ સંભવે ખરા ? એ તો દેવોના શાપ !"

"અકાલ મૃત્યુ પણ સંભવે જે વાયુ તમારે ત્યા મંદમંદ વહેતો હતો, એ હવે આંધી લાવે છે ને ? જે જળ તમારે આંગણે સદા નંદનવન રચતા, એ જળ મરુમરીચિકા જન્માવે છે ને ? જે ફળફૂલ તમારા ચરણમા અથડાતા, એને લેવા તમારે કેવો શ્રમ ઉઠાવવો પડે છે ! સમય-પરિવર્તન નાદ સંભળાઈ રહ્યા છે કાળ પલટાઈ રહ્યો છે તમે પલટવાનુ શીખો."

"એ કેમ શીખી શકાય ?"

"એ માટે તો વર્ષોથી અમારા વડવા શ્રીમાન વિમલવાહન કુળ વસાવી ગયા છે; જંગલો, વનો ને ગિરિખીણોમાં ફરીને માનવીને ચેતવી ગયા છે, કે માનવો, જાગો ! ને કર્મભૂમિના પગરણ મંડાઈ રહ્યા છે. ભોગભૂમિના દિવસો વીતી ગયા છે. સાત સાત પેઢીથી અમે એ સંદેશો લઈ ને ઘૂમ્યા છીએ કર્મભૂમિને યોગ્ય જીવનજાગરણનું તો અમારે જીવનવ્રત છે આજ સરયૂતટવાસી કુળવાસીઓ એ રીતે વર્તી રહ્યા છે કુમાર વૃષભધ્વજ તો વળી અનોખો સ્વપ્નદષ્ટા છે એની પાસેથી આ કુળ એવું મહત્ત્વ મેળવશે, કે સહુના જીવન ધન્ય બની જશે મને તો એના પર ભારે આશા છે" નાભિદેવના શબ્દોમા યુગસંદેશના ટંકાર હતા.

"એ આશાએ અમે પણ આવ્યા છીએ મહારાજ ઇંદ્રપુત્રી સુનંદા સાથીવિહોણી છે એનો પુરુષ તાડફલ પડવાથી મૃત્યુ પામ્યો "

માયાથી ભર્યાં નાભિદેવના નયણા સુનંદા પર ઠરી રહ્યા એ પોતાનુ પૂર્ણચંદ્ર જેવુ મોં હસ્તની અંજલિમા નમાવી ઘૂંટણભેર બેઠી હતી આવુ સુંદર સ્ત્રીરત્ન ! અને એકાકી ?

"હે ઉપકારી, જે દુકાળનો સુકાળ કરી શકે, જે મરુભુમિમાં નીરના નવાણ પ્રગટાવી શકે, જેના શબ્દે જડ વૃક્ષોમાં પણ સરસતા પ્રગટે, જે કહે કે કદલી વૃક્ષ પાસે જાઓ, પાણી આપશે, ને કદલીવૃક્ષ જરૂર પાણી આપે; જે નાળિયેર જેવા સૂકા ઠૂંઠા ઝાડને હુકમ કરે ને પથ્થર જેવા એના ફળમાંથી પણ દૂધના ઝરા ફૂટે— આવા દિવ્ય દૃષ્ટિવાળા શું ન કરી શકે ?" ને યુગલિકોના નેતાએ કુમાર વૃષભધ્વજે પોતાને દુષ્કાળમાંથી કેમ બચાવ્યા તેનો ઇતિહાસ કહ્યો ને છેલ્લે છેલ્લે વિનતી કરી :

"હે દેવ, સુનંદાનો ઉદ્ધાર કરો ! અમારો સ્વીકાર કરો !"

"સુનંદાનો ઉદ્ધાર કેમ થાય ?"

"એને સાથી આપો."

"એનો સાથી તો મૃત્યુ પામ્યો નવો સાથી શી રીતે મળે ? અમારા સંસારમાં કોઈને સાથીની જરૂર નથી."

"તો દેવ, અમારે હતાશ હૈયે પુનઃ અમારા પ્રદેશમાં પાછા ફરવું પડશે ? સુનંદા દુઃખી હોય અને સરયૂના કુળમાં ન વસી શકીએ. કોઈ માર્ગ નથી ?"

"કોઈ...માર્ગ...નથી...મહાનુભાવો !" શબ્દો જાણે અંતર-વેદનાથી ભર્યા હતા. નાભિદેવ ઘડીભર નિરાશાના સમુદ્રમાં ડૂબી ગયા.

ઉલ્લાસના પંખીની જેમ કળા કરતી સુનંદાના નેત્રોમાંથી ફરી અશ્રુ ટપકતા હતાં.

યુગલિકો વીનવી રહ્યા :

"હે કુળોના સ્વામી ! શાપ આપો અને અમને અભાગિયાને હાડપિંજર બનાવી મૂકો ! ઇંદ્રપુત્રીના અશ્રુ અમારાથી જોઈ શકાતા નથી"

નાભિદેવ આ દૃશ્ય જોઈ ન શક્યા. તેમણે આટલી પામરતા પૃથ્વી પર ભાળી નહોતી એમણે કુમાર વૃષભધ્વજનું સ્મરણ કર્યું.

સ્મરણની સાથે જ, ચંપાના ઝૂંડ વચ્ચેથી, ચંપકવર્ણો કુમાર મદભર્યા હાથીની ચાલે ચાલ્યો આવતો દેખાયો.

"જય હો વૃષભધ્વજનો !" જૂથે કુમારના આગમનને વધાવી લીધું.

"જય હો સ્વામીનો, સખાનો !" કોઈ ગિરિકોકિલાનો આછો ટહુકાર સંભળાયો. બહાવરી સુનંદા રડવાનું ભૂલીને આવતા કુમારને નીરખી રહી હતી. અરે, આંખના પટ પર રહેલા અશ્રુ પ્રિયદર્શનમાં કેવા વિઘ્ન કરે છે ! એણે આંખને હસ્તકમળથી વારંવાર લૂછીને રક્તકમળ કરી દીધી

"નાભિનંદન !"

"પિતાજી !" કુમારે પિતાને પ્રણામ કરી આસન સ્વીકાર્યું.

"આ સુનંદા સાથીવિહોણી છે. એને સાથી જોઈએ છે. સાથી કેવી રીતે મળે ? આપણા સંસારમાં તો સ્ત્રી ને પુરુષ સાથે જન્મે છે ને સાથે મરે છે. આ યુગલિકોનું દુઃખ મારાથી જોઈ શકાતું નથી એ દુઃખ નિવારણનો કોઈ માર્ગ ?"

કુમાર ક્ષણભર શાન્ત રહ્યા. એમના નેત્રોમાં કરુણાના કુંકુમ છંટાતા દેખાયાં એ દૃષ્ટિ સાથે દૃષ્ટિ મળતા નિરાશ યુગલિકો જાણે ફરી આશાવંત બની ગયા.

"છે એક માર્ગ, પિતાજી !"

"શું કોઈ માર્ગ છે, વત્સ ?" પિતા દોડીને પુત્રને ભેટી પડ્યા. "જલદી બતાવ મારા અંતર-તાપનો કોઈ પાર નથી"

"પિતાજી, જેનું કોઈ સાથી નહી એનો સાથી હું."

"એટલે ?" નાભિદેવ ચમક્યા

"સુનંદાનો સાથી હું . જેમ સુમંગળા છે તેમ આ"

અણધાર્યો ભોરીંગની ફણા પર પગ આવી ગયો હોય ને માણસ જેમ પાછો હઠી જાય, તેમ નાભિદેવ ચાર ડગલા પાછળ ખસી ગયા.

એકત્ર થયેલાં કુળવાસીઓ પણ ચમકી ઊઠયા. એમને લાગ્યું કે આખું ઉપવન ધ્રૂજી રહ્યુ છે કુંજ પણ આ શબ્દોનુ સામર્થ્ય સહન કરી શકતી નથી. આકાશ પણ થથરી રહ્યું છે.

"પિતાજી, અનાથ જગતને સનાથ કરવા મારો જન્મ છે. યુગલિકો અનાથ–અનાધાર થઈ, ફરી એમના પ્રદેશમા પાછા ફરે એ મારે માટે અસહ્ય છે સારા સાર્થવાહનની ફરજ છે, કે કોઈ પણ સાર્થથી વિખૂટા પડેલા સાર્થોને પોતાનો સાથ આપવો."

"એ કેમ બને ? કુળકરોના સંસારમા એવું બન્યું નથી."

"પિતાજી, સંસાર એટલે જ પરિવર્તન ! આપણે ઋતુઓના પરિવર્તનમાં રજ અનુભવીએ છીએ ? હાકાર–નીતિને આપણા પૂર્વજ વિમલવાહને પ્રવર્તાવી; એ જ નીતિમાં માકારનો સમાવેશ આપણા વિચક્ષણ પિતામહોએ કર્યો; અને તેમા પણ આવશ્યકતા પડતાં આપણા વડીલોએ ધિક્કાર–નીતિનો પ્રચાર કર્યો પરિવર્તન-કારોમાથી કોઈએ પૂર્વજોના પ્રતાપને લેશ માત્ર ઝાખો ન પાડયો, બલ્કે આમ કરીને જિજીવિષાના એમના મૂળભૂત આશયને જીવંત રાખ્યો. ધ્યેય અવિચળ હોય. નીતિ તો સદા ચળ રહી છે, ને રહેવાની. પિતાજી, મારી દષ્ટિ કેવલ સરયૂતીરનાં કુળો પર નથી; જ્યા સદા અગ્નિ વરસ્યા કરે છે, ને જ્યાં ગાત્ર થિજાવી નાખનાર હીમાળો લોહી ચૂસ્યા કરે છે, એ પ્રદેશના જીવો પર પણ છે. નિરાધારના સંતાપ ભારે દુઃખદ હોય છે."

"એનો સ્વીકાર કઈ રીતે શકય કરીશ. ?"

"પિતાજી' એ તો સહેલુ કાર્ય છે આપ સમતિ આપો, યુગ-લિકો સાથ આપે. જીવનસખી સુમંગલા સહાનુભૂતિ દર્શાવે. સુનંદા મારો સ્વીકાર કરે. નવીનતામાત્ર પાપ નથી. અવનવીન ઘટનામાત્ર અનુચિત નથી. સારાસારનો વિચાર કરવો જોઈએ. સુનંદાના સ્વીકાર

સાથે સરયૂતટના કુળવાસીઓમા નવુ બળ આવશે. એમનો પ્રદેશ વધશે. માનવસખ્યા વધશે નવી ધરા જોવા-જાણવાની જિજ્ઞાસા જાગશે એકબીજાને અપનાવતા શીખશે જ્યા એક પ્રદેશમા માનવો, બીજા પ્રદેશના માનવોને વાઘવરુની નજરે નિહાળે છે, ત્યા સ્નેહસબધ ને સુજનતા જન્મશે એ કુળ આપણુ બનશે જીવન-જાગરુકતાનુ કાર્ય વિસ્તૃત બનશે પિતાજી, દરેક કાર્યમા લાભાલાભનુ પ્રમાણ નીરખવુ ઘટે, ને ઉચિત-અનુચિતનું નિર્માણ એ રીતે કરવુ જોઈએ "

"કુમાર, હું સમતિ આપુ છું," નાભિદેવે ઊંચે અવાજે કહ્યુ. એમને પુત્રની દીર્ઘદષ્ટિમા શ્રદ્ધા બેઠી હતી

"અમે સાથ આપીએ છીએ.' યુગલિકોએ કહ્યું.

"હુ સ્વીકાર કરુ છુ " સુનંદાએ ઊઠીને કુમારના ચરણનો સ્પર્શ કર્યો

"સુનંદા, જન્મથી મારી સાથે જડાયેલ જીવનસખી સુમગળા પાસે જા ! એને પ્રસન્ન કરવી જરૂરી છે "

"જેવી આજ્ઞા !"

"અને કૃપાનાથ ! અમને તમારા કુળમા વસવાની આજ્ઞા આપો !" સુનદાની સાથે આવેલા યુગલિકાએ વિનતી કરી.

"આજ્ઞા પિતાજીની, આશીર્વાદ પણ એમના જ હોય સરયૂ જેવા અનેક સરિતાતટ તમારા હો ! માનવમાત્ર પરસ્પર સ્નેહસબધથી બધાય, એ મારો આદર્શ છે આજે યુગલિકોનુ એક માનવકુળ કુળવિનાના બીજા માનવજૂથો સામે વાઘ-વરુની જેમ જુએ છે. એમને હિંસક સ્પર્ધા સિવાય સહકારની કલ્પના જ નથી 'વિશ્વમાત્રનો માનવ એક છે,' એ મારી ઘોષણા ઠેર ઠેર પ્રસરાવજો ! યુગલ સબધ માત્રમા એની પૂર્ણાહુતિ ન સમજશો. રોહણાચળનો વાસી માનવી સુમેરુના શિખર પર વસતા માનવીને પોતાનો સબધી માની જીવે, એ

મારી કલ્પના છે. માનવમાત્ર એક બને, એ એકીકરણ માટે આ કુળમા અમે સબધ વિકસાવ્યો છે એ સબધો સાથે એનાથી પણ વિશેષ સબધો, જે અત્યારે મારી કલ્પનામાં મૂર્ત છે; તે કાળે કાળે વિકસાવજો. આજ તમને સહુને મારા સદેશવાહક બનાવીને મોકલુ છુ, વનેવન સદેશ આપતા જજો !"

કુમારની કલ્યાણમયી વાણીને સહુ સાભળી રહ્યાં, અતરથી તેને વદી રહ્યા ઉંમર કેટલી નાની છતા વાણી કેટલી અનુભવશીલ !

## ૭. અવિભક્ત આત્માઓ

કુમાર વૃષભધ્વજની જીવનસખી સુમંગલાને આ સમાચાર મળ્યા, ત્યારે એ એના આમ્રભવનમાં હતી. રાત કૌમુદી રેલાવતી હતી; પણ એના દિલમાં તો પળવારમાં ઘોર અંધકાર વ્યાપી ગયો.

આંગણામાં ડોલરનાં ફૂલ સફેદ ચાદર બિછાવતાં હતાં, વાપિકામાં ચંદ્રિકાનું તેજ લઈને ચંદ્રકાન્ત મણિ ઝરતા હતા. પુષ્પોદ્યાન, નિર્ઝર-ગૃહ, પીડિકા બધું રૂપેરી રસે નાહી રહ્યું હતું. સરયૂના પ્રવાહ પરથી ઠંડો પવન મંદમંદ વાઈ રહ્યો હતો.

પણ આ પવન સુમંગળાના દેહને શેકી રહ્યો. એનો જીવનસાથી શું એનો નહોતો રહ્યો? એકસાથે જ રમેલા, એકસાથે જ જમેલા. પ્રકૃતિએ એક કરીને જન્માવેલા આજ શું વાતવાતમાં વિખૂટા પડી ગયા હતા?

એક જ માતાના સ્તન પર બંને ધાવ્યા હતા, એ દૂધસંબંધ શું વિષભર્યો બની ગયો? પ્રીતના બંધ એકદમ કાં ઢીલા પડી ગયા? આખો સંસાર આ રીતે જીવતો હતો, ત્યારે આ વળી નવું તૂત શું?

વહાલો વૃષભ! એના વિશાળ વક્ષસ્થળમાં હેતુથી ને અધિકારથી પોતે સદા મસ્તક ધર્યા કર્યું હતું. ગજરાજની સૂંઢ જેવા વૃષભના બાહુમાં ઊંચકાઈને એ વનો ને ઉપવનોમાં ભમી હતી. પોતાનો કળાધર કુમાર, પોતાના કાજે શું શું ન લાવતો! ચંદનરસ લાવી પોતાના

રમણીય દેહ પર એ ચર્ચા કરતો. કસ્તૂરીના લેપથી હિમાળાની રાતોને ઉષ્ણ બનાવતો પોતાના વૃષભ જેવા સ્કંધ પર આરૂઢ કરી એને કૌમુદી માણવા દેવદારુના જંગલોમા ઉપાડી જતો. એને અર્થે સુંદર સ્વાદિષ્ટ ફળો એ વીણી લાવતો રખેને કોઈ કટુ કે અહિતકર હોય, એ ભયે પોતાની હીરાની પંક્તિ જેવી દંતપંક્તિથી તોડીને ખાવા આપતો, અને એ વેળા ચાખેલા ફળોમાં કેવો સ્વાદ જાગી ઊઠતો !

ઋષભ ને સુમંગલાનું યુગલ જ્યા હોય ત્યા ખુદ મોત પણ રમણીય રૂપ ધરી જતુ ભયંકર મગર ને માનવખાઉ જળચરોથી ભરપૂર સમુદ્રમા એ હોશે હાશે એને સ્નાન કરવા તેડી જતો. ને મગર પણ એની દેહકાંતિ જોઈ જાણે શાન્ત થઈ જતા એ વેળા છળીને એ એના દેહને વળગી પડતી. એ હોશે હાશે છાતીએ વળગાડી દરિયો ડહોળતો ઉન્મત્ત વનહાથીઓના ગંડસ્થલ પર જેના બાહુનો એક પ્રહાર જ તેઓને શાન્ત કરવા સમર્થ હતો, એ જ બાહુમા પોતે સદા રમી હતી

અંતર ને પ્રાણનો એ આધાર વૃષભ આજ શુ નમેરો થઈ ગયો ? એનો સહચાર, એનો સહવાસ, એનો સ્પર્શ—જેના પર એને જન્મસિદ્ધ અધિકાર હતો, એને વનની કોઈ રમણી હરી ગઈ ?

ઇંદ્રના જેવો પરાક્રમી, દેવ જેવો ડાહ્યો, કંદર્પના જેવો સુંદર વૃષભ શુ એનો નથી રહ્યો ? સૌંદર્યભરી સુમંગલાએ પગ નીચે જોયું —પૃથ્વી તો ફરની નથી ને ? એણે માથે હાથ મૂક્યો—આકાશ તો તૂટીને માથે પડતુ નથી ને ? છાતીએ હાથ મૂક્યો—કોઈ પહાડ જેવા દિલને તોડવા વજ્રપ્રહાર તો કરી રહ્યુ નથી ને ?

ક્ષણવાર સુમંગલા દીવાની બની રહી. પણ બીજી જ ક્ષણે એણે પોતાના હાથ ઊંચા કરી કહ્યુ;

'ના, ના,, વૃષભધ્વજ મારો છે, ને મારો રહેશે એની હુ જન્મસિદ્ધ આધિકારિણી છુ. અધિકારની લૂંટારણ સાથે લડી લઈશ.

વાઘના મોમા માથુ નાખનાર કદાચ સલામત રહે; સુમંગલાને છછેડનાર ન રહી શકે નવી ફિલસૂફીમા સુમગલાને શ્રદ્ધા નથી એ ફિલસૂફીએ જીવનમાં ન જગાવેલી હૈયાઝાળ જગાડી છે

"બા, દેહ પર પત્રવલ્લરી આળેખવા માટે ચદનરસ લાવી છુ" કુળની એક સખી વૃક્ષના પાદડામા તાજો ચંદનરસ લઈ આવતી હતી.

"સુઘોષા !" કુળવાસિની સખીઓના વિવિધ સોહામણા નામ દેવી સુમગલાએ રાખ્યા હતા, "ચદનરસ ઢોળી દે ! પત્રવલ્લરી કોના સારુ કરું ?"

"અને બા, આ વાટેલો ઇંગુદી રસ, કુમાર વૃષભધ્વજ અને તમારી વેણી ગૂથવા માટે મહાયત્ને તૈયાર કર્યો છે. કુળની સ્ત્રીઓ તો કુમારની કેશાવલિ પર મુગ્ધ છે કેવી સુદર એ અલકલટો ! કહે છે, કે એ બધુ તો દેવી સુમગલાનુ ચાતુર્ય છે."

"બેન એ તો કુમારનુ ચાતુર્ય છે મારામા તો ચતુરાઈ કયા બળી છે ?"

"એમ અમે નહી છેતરાઈએ જો કુમારમા ચાતુર્ય હોત તો પ્રકૃતિથી સુદર તમારી વેણીને પોતાની વેણી જેવી ન બનાવત ? એમનો હાથ વનહાથીના ગડસ્થળ સાથે તાલ આપી શકે, વાઘના પજાથી પજો મિલાવી શકે, પણ આ મેઘમાળા જેવી કાળી ભમ્મર ને આ માખણથી મુલાયમ કેશવાળી સરજી ન શકે. સ્નિગ્ધ ઇંગુદીરસ વાળને લટે લટે ઉતારવાનુ કામ એમનુ નહી, એ તો અમારી સખીનુ ચાતુર્ય !"

"સખીઓ, તમારી સખીનુ ચાતુર્ય આજ વગડાની એક સ્ત્રી હરી ગઈ !" સુમગલાની મોટી આખો ચારેતરફ ફરી રહી એ આખોમા શેષનાગથીય ભયકર જ્યોતિ જાગી ઊઠી હતી

"સુમગલા, ઓ ઘેલી !" દૂરથી એક કુળવાસિની આવતી હતી. એના હાથમાં કેળના પાદડામાં વીંટેલ કોઈ વસ્તુ હતી "અરે, આખરે

પેલો ચાલાક કસ્તૂરીમૃગ સુગંધ આપી જ ગયો આ મૃગમદની બહાર તો જો! લાવ, તારા અંગે અંગે હું વિલેપન કરી દઉં. આખું ભવન મઘમઘી ન ઊઠે તો મારો કાન પકડજે!"

આવનાર કુળવાસિની સખીએ સુમંગલાને પકડી લીધી, અને એના પુષ્ટ પયોધર પર મૃગમદ લગાડવાનો પ્રારંભ કર્યો સુમંગલા છેડાઈ ઊઠી. એણે પયોધર પર લગાડેલા મૃગમદને દૂર ફગાવતા કહ્યું :

"સુમંગલા મરવા પડી છે, ને તમને મૃગમદની સૂઝી છે, અલી વનમંગળા?"

"મરે મારા દુશ્મન!" વનમંગળા બોલી.

"દુશ્મન!" કદી ન સાંભળેલા આ શબ્દે, કદી ન અનુભવેલી આ ભાવનાએ, જાણે સુમંગલાના ઘવાયેલા દિલને ખોટી આસાયેશ આપવા માડી દિલદર્દને કાંઈક શાંત કરવાનું પરિબલ આ કઠોર શબ્દમા હતું, છતા અમૃતસુધા ઝરતા ઓષ્ઠ એ સહજ રીતે ઉચ્ચારી શકતા નહોતા.

"અરે, ચંપાભવનમાં કોઈ સખી ગઈ હતી કે નહી?"

"કેમ?"

"પેલી પર્વતવાસિની સુનંદાને કોઈએ જોઈ છે?" ગર્વિષ્ઠ સ્રીને છાજતા રુઆબથી સુમંગલાએ પોતાના પ્રવાલ જેવા હોઠ કરડ્યા એ હોઠ પર લોહીના ટશિયા ફૂટી આવ્યા

"ઓ આવે સુજાતા; એ ત્યાંથી જ આવે છે."

સુજાતા હાથમાં રાતા આસોપાલવના પુષ્પ લઈને આવતી હતી. સહુ તેને ઘેરી વળ્યા.

"અરે સુજાતા, પેલી મેરુપર્વતની રહેનારીને નીરખી?"

"કોણ?"

"જેનો કુમારે સ્વીકાર કર્યો છે તે."

"હા પેલી સુનંદા ? અરે, એ પેલી ચાલી આવે "

સુજાતાએ લાંબા હાથ કરી આમ્રભવનના દ્વાર તરફ નિશાની કરી. ખરેખર, કોઈ અજાણી રૂપાળી સ્ત્રી મંદ મંદ ગતિએ આવી રહી હતી દ્વાર સુધી વળોટાવા આવેલા મેરુવાસી યુગલિકો સુનંદાની વિદાય લઈ રહ્યા હતાં. સુમેરુપર્વતની અધિવાસિનીનુ રૂપ એની છટા વિસ્તારતુ હતુ.

"હા બા, જાણે પૂનમનો ચંદ્ર પૃથ્વી ઉપર આવ્યો હોય તેમ ભાસે છે"

તેજસ્વી પ્રભાવાળી, ડારી દે તેવા ભામંડળવાળી સુમંગલા એકીટશે સુનંદાને આવતી નીરખી રહી

સૂર્ય જાણે સોમને નીરખી રહ્યો.

એક તરફ સોળે કળાએ પ્રકાશતુ જાજરમાન સૌંદર્ય; બીજી તરફ જાણે શાંત, મનમોહક કૌમુદી પ્રસારતુ લાવણ્ય !

એક કુળકરોના આવાસમાં પ્રગટેલુ સુમન હતુ, બીજુ પહાડોની તળેટીનુ વનપુષ્પ હતુ કોણ ચડે કે કોણ ઊતરે, એની વ્યાખ્યા અશક્ય હતી

સુમંગલા–ભોળી નારી–પોતાના કુમારની નવી જીવનસખી તરફ જોઈ રહી પળ વાર કોઈ અજાણ્યુ વાત્સલ્ય એના હૃદયને મધમધાવી રહ્યુ સુનંદા ને પોતે જાણે એક જ માબાપના સંતાન ન હોય તેવી ભાવનામા એ લીન બની ગઈ

સુનંદા નજીક આવી પહોંચી હતી. એના મુખ પર જાણે મીઠાશનો મધપૂડો ઝરતો હતો; હોંશે હોંશે વહાલ કરવાનુ મન થાય એવા ભાવ ત્યાં રમતા હતા.

"બેન !" ગિરિકોકિલા જાણે ટહુકી

"કોણ બેન ?" ભાવનાના પ્રવાહમાં તણાઈ રહેલી સુમંગલાને આ નવા શબ્દે ચમકાવી એ વાસ્તવિક ઘટનાની સપાટી પર આવીને

ખડી થઈ ગઈ. એની આંખોમાં સિંહણનું તેજ ઝબક્યું. એની વિશાળ છાતી ગર્વથી વધુ વિશાળ બની

"કોણ બેન?" સુમંગલાએ જોરથી પૂછ્યું, "ક્યાંથી આ નવું સગપણ આવ્યું."

"સુમંગલા બેન, કુમાર કહે છે, કે તમે બેન છો તમે મોટા, તમે પૂજનીય, હું નાની, તમારી સેવા કરવાની અધિકારિણી!" શબ્દોમાં મધુ કરતા પણ વિશેષ માધુર્ય હતું પણ એવા માધુર્યથી સુમંગલા ઠગાવા તૈયાર નહોતી. બે-ચાર સુંવાળા શબ્દો પાછળ કોઈ પોતાના જીવનને લૂંટાવી દે ખરું?

"સુનંદા! સાંભળી લે. આ સંસારમાં એક જ કાયદો છે: એક પુરુષ ને એક જ જીવનસખી. આ જંગલના વાઘને પણ એક જ વાઘણ હોય છે બીજી કોઈ એ સ્થાન લેતા આવે તો, જાણે છે, શું કરે? ફરીથી કાન ખોલીને સાંભળી લે કે હું તારી બેન કે બીજી કોઈ નથી. આ સંસારમાં માત-પિતા ને પતિપત્ની સિવાય બીજું કોઈ સગપણ નથી"

સુનંદા વીજળીના ચમકારા સામે વાદળનું પાણી બનીને બોલી. "કુમાર સ્વમદૃષ્ટા છે, ભલે લોહીતરસ્યા વાઘને વાઘણ એક જ હોય, પણ વનના રાજા ગજરાજને તો અનેક ગજગામિનીઓ હોય છે. એમણે નવા સગપણ શોધી કેવળ મને જ નહીં અમારાં મેરુવાસી યુગલિકોને પણ અપનાવ્યા છે"

સુમંગલા ક્ષણભર આનો જવાબ આપી શકી નહીં; એ એકીટશે નીરખી રહી

"સુનંદા, તારો ચહેરો લોભામણો છે તારા શબ્દ લલચાવનારા છે. ઓ જાદુગરણી, મારા જીવનને તું અરણ્ય સમું સૂકું ને શબ જેવું નિશ્ચેતન બનાવે તે પહેલાં અહીંથી જલદી ચાલી જા! ચાલી જા! દૂર દૂર ચાલી જા! મારો કુમાર ન જુએ તેટલે દૂર ચાલી જા!"

"બ્હેન, પાછા ફરવાનો માર્ગ બંધ કરીને આવી છું. સ્થાન આપશો તો ચરણમાં પડી રહીશ; તિરસ્કાર કરશો તો પેલી સુકાયેલી વેલની જેમ ધીરે ધીરે માટીમાં મળી જઈશ "

"ગમે ત્યાં જઈને પડી રહે—માટીમા મળી જા કે પહાડમાં ટાઈ જા—તારુ સ્થાન અહી નથી કુમાર વૃષભધ્વજ મારો છે ને મેરો રહેશે. એના પર મારો જન્મસિદ્ધ હક છે એ હકને ડુબાવવા, ઓ પ્રપંચિ નારી, નવો વેશ સજીને તું અહી આવી છે? સંસારમાં સુનંદા તો શું પણ બીજુ કોઈ પણ મારા કુમારને ઝૂંટવી શકે તેમ નથી."

"કોઈનુ ઝૂંટવવા હું આવી નથી. આ ભિખારણ તમારે બારણે લૂંટ ચલાવવા નથી આવી; ઉદાર દિલે આપો તો આશરો માગવા આવી છુ તમારે પણ કોઈ સેવિકાની જરૂર તો હશે ને?"

સુનંદા સુમંગલાના હસ્તને સ્પર્શવા આગળ વધી. ભયથી, તિરસ્કારથી સુમંગલા પાછી હટી રહી હતી. એની નાસિકામાંથી નીકળતો શ્વાસ ઝેરી સાપના ફુત્કારને ઠંડો દાખવતો હતો

"આટલી સખીઓ છે, એમા હું એક ભારે પડીશ? બહેન, સરિતા કંઈ પોતાનું સમસ્ત જળ પીતી નથી; એ નીચલી ધારને પણ સંતુષ્ટ કરે છે"

"સુનંદા, વધુ વિવાદમા સાર નથી. મારા પ્રાણની જરૂર હોય તો એ લઈ જા. મારા માટે પ્રાણનો વિરહ સહ્ય છે, પણ પ્રિયનો વિરહ અસહ્ય છે"

"હું સંયોગ કરવા માટે આવી છુ, વિરહ માટે નહી."

"મને છેતરીશ મા! હું કશુ સાભળવા ઇચ્છતી નથી તું આમ્રભવન છોડીને ચાલી જા!"

"ચાલી જાઉ બ્હેન?"

સુમંગલાએ મસ્તક હલાવ્યું. અને પછી પર્વતના અડેલા શિખર જેમ એનું મસ્તક ટટ્ટાર થઈ રહ્યું.

"આશરો નહીં જ મળે? અરેરે, તો હવે મને કોણ આશરો આપશે? ઉપર આકાશમાં ને નીચે પૃથ્વી પર મારું કોઈ નથી!" સુનંદાના નેત્રોમાંથી અશ્રુની ધારા વહી રહી ખંજનનાં જેવાં ચંચળ નયનો! અરે, એમાં જાણે મોતી ટંકાયાં. સાચું રુદન તો માનવ-જીવનનો આંતર વૈભવ પ્રકાશે છે. સુમંગલા સ્વસ્થ થવા પ્રયત્ન કરતી સીધી સોટા જેવી થઈને ઊભી હતી એના સુગઠિત પયોધરો ધમણની જેમ ઊછળી રહ્યા હતા.

સુનંદાના નેત્રોમાંથી જાણે બાર મેઘ વરસી રહ્યા ગંભીર મૌન બધે પથરાઈ ગયું. આમ્રભવન જાણે ગમગીન બની ગયું. પવન જાણે ભારે બની ગયો.

અચાનક સુમંગલાની દૃષ્ટિ સુનંદાના મુખ પર પડી—પૂર્ણિમાના ચંદ્રમાંથી જાણે વિશાદનો સિંધુ ઝરતો હતો. અરે, માનવ આટલું ઓશિયાળું! સંસારમાં માણસ એકલવાયું, અનાથ, નિરાધાર થતું હશે, ને એ નિરાધારતાના નિશ્વાસ આવા હશે, ને આ સુંદર તેજસ્વી આંખો ભેદીને બહાર આવતા હશે —એ આજે જ સુમંગલાએ જોયું.

પંખીણીની જેમ કલ્લોલ કરનારી સુમંગલાએ કોઈને રડતું નીરખ્યું નહોતું. માનવી રડે, એ એને મન નવાઈ હતી એનું પ્રકૃતિગત માયાળુપણું ઊભરાઈ આવ્યું. એની પ્રતિગૌરથી કુમકુમવર્ણ બનેલી સુંદર મુદ્રા પર એકદમ વાત્સલ્યનાં ડોલરફૂલ ખીલી ઊઠયા. એ નજીક સરી.

"સુનંદા, તું રડે છે?"

"બહેન, રડું નહીં તો શું કરું? કદાચ મૃત્યુને મારા પર માયા થાય એ મને એની હૂંફાળી ગોદમાં લઈ લે"

"મૃત્યુ? શા માટે મરવું? આ સંસારમાં કોઈ અકાળે મરતું નથી, તો તું શા માટે મરે?"

"મૃત્યુ સિવાય મારો કોઈ વિશ્રામ નથી. મારું કોઈ સંગી નથી. સાથી નથી, મારો કોઈ સખા નથી."

"તારો વિશ્રામ મારા હૈયામાં, સુનંદા ! મારી બહેન અહીં આવ. તારાં આ આંસુ લૂછી નાખ ! અંતરમાં અમીને નિરર્થક વહેવડાવીશ મા !" સુમંગલાએ સુનંદાને પડખામાં લીધી. વૃક્ષે વેલીને જાણે આશરો આપ્યો. "કુમાર ડહાપણનો ભંડાર છે. જગતને જે પોતાનું જાણે છે, એણે તો તારા સ્વીકારમાં દૂરદર્શિતા જ જોઈ હશે. કુમાર તો જીવન—જાગરણનું વ્રત લઈ સાગરો, પર્વતો, જંગલો ને ગિરિકંદરાઓમાં સદા ઘૂમ્યા કરે છે. એના વિરહમાં તું મારી સંગિની બનીશ. સુનંદા, એક પક્ષીને બે પાંખ ન હોય ?"

"અવશ્ય હોય, બહેન ! પણ મારું એવું ભાગ્ય ક્યાંથી ? સુમેરુ પર્વતની વાસિનીને મરવા હીરાની ખાણ મળે, ચાવવા મોતીની માળા મળે. પણ જીવવા માનવીનાં હેત કોણ આપે ? આશાભરી આવી હતી. કુમારને જોયા ત્યારથી એમ લાગતું હતું કે અનાથ બનેલી હું હવે સનાથ બની ગઈ. પણ બેન, એકની સમૃદ્ધિ લૂંટીને બીજો શ્રીમંત ન બની શકે—એ લૂંટારો જ કહેવાય, હું લૂંટારણ બનીને આવી નથી—ભિખારણ બનીને હેતથી ભીખ માગવા આવી હતી."

"અરે, તને લૂંટારણ કોણ કહે ? સુનંદા, મારી સખી! તને ભિખારણ કોણ કહે ? કુમાર જંગલોમાં ફરતો, કુળમાં જતા ત્યારે મને એકલવાયું લાગ્યા કરતું. આટઆટલી સખીઓ છતાં જાણે મને સૂનું સૂનું લાગ્યા કરતું, હવે મને જીવનસખી લાધી. નાભિદેવે સંમતિ આપી ને બહેન ?"

"પહેલાં તો એ પણ મૂંઝાણા; આ સરયૂતીરવાસીઓમાં આવું તેમને કદી જાણ્યું કે જોયું નહોતું. પણ કુમારે જ સ્વયં સંમતિ માગીને તેમણે હર્ષથી આપી."

"કુમાર અજબ દ્રષ્ટા છે. એની નજરમાં ન જાણે કેવી રીતે

દિવ્ય ભાવનાઓ રમી રહી છે. એની વાત પ્રારંભમા જરા વિચિત્ર લાગે, આપણે અકળાઈ ઊઠીએ, પણ પરિણામે ખબર પડે કે એ વાતમા ડહાપણ હતુ. પણ આ બધી વાતો તો પછી કોઈ વાર કરશું.

તો રાત્રિ ને દિવસ આપણાં જ છે ને? કુમાર આવતા હશે. એ પહેલા તને શણગારી લઉં. મારી જીવનસખીને એવી અદ્ભુત બનાવી દઉ કે કુમાર મને ભૂલી જાય."

સુમંગલાના ઉદાર હૈયામાં હેતનો સાગર ભરતીએ ચડયો હતો. પ્રેમ આગળ એ પોતાને પણ વીસરી જતી. જે પ્રેમસાગરમાથી એ એક બિંદુય આપવા તૈયાર નહોતી, એમાંથી એ આજે આખુ પાત્ર અર્પણ કરવા ઉદ્યત બની હતી.

સુનંદાએ દેહ ધારીને આટલા હેતનો કદી અનુભવ નહોતો કર્યો. એની આખોમાંથી હજી પાણી ટપકી રહ્યું હતુ. શું કહેવું, કઈ રીતે આભારમા બે વચન કહેવા એની આ પર્વતકન્યાને કંઈ સમજણ ન પડી. એ દોડીને સુમંગલાના વક્ષસ્થળને વળગી પડી; બાળકની જેમ એના પુષ્ટ સ્તનપ્રદેશ પર પોતાનુ મસ્તક ઘસવા લાગી

નાની સખીના હેતથી એને છાતીએ દાબતા દાબતાં સુમંગલાએ બૂમ પાડી. એની બૂમથી આમ્રભવનના પર્ણ પણ હાલી ઊઠયા.

"અરે મંજુઘોષા, તુ ક્યાં ચાલી ગઈ? તારી સખીઓને એકત્ર કરી કંઈક સુસ્વરે ગીત ગા! અરે સુકેશી, તું યોગ્ય કેશાભરણ તૈયાર કરીને જલદી અહીં આવ!"

સરયૂતીરની રહેનારી આ સ્ત્રીઓને સુમંગલાએ કંઈ કંઈ ભાવ, લાલિત્ય, ગીત ને નૃત્ય શીખવ્યા હતાં; જીવનસૌંદર્યના પહેલા પાઠ ભણાવ્યા હતા.

કુમાર ઉજ્જડ અગોચર જંગલોમાંથી પશુ જેવાં સ્ત્રી-પુરુષોને અહીં વસાવવા ખેચી લાવતા. સુમંગલા એમના દેહને કંઈ કંઈ

રીતે શણગારતી, એમના કુળને આબાદ બનાવતી; એકબીજાને પરસ્પરની ફરજ સમજાવતી. એ કોઈના કેશ ગૂંથી દેતી, કોઈને સ્નાનવિધિ સમજાવતી. એણે જ આ કુળની સ્ત્રીઓના ચિત્રવિચિત્ર નામો રાખ્યાં હતા કુળસ્ત્રી એનો અર્થ ન જાણતી, પણ ભાવ સમજીને દોડી આવતી. સુમંગલાના શબ્દેશબ્દને એ દેહથી ને દિલથી પૂજતી આ પ્રદેશમા જેટલા ઋષભ પ્યારા હતા, એટલી જ સુમંગલા પ્રિય હતી

સુકેશી આમ્રમંજરીના ગુચ્છાને અને ઇંગુદીરસના પણ પાત્રને લઈ દોડતી આવી.

દેવી સુમંગલા તો હર્ષોત્સાહમા ઘેલા બની આજ્ઞા પર આજ્ઞા છોડી રહ્યા હતા

"અરે પુંડરિકે, મહાકાસારમાથી તાજા પુંડરીકોથી પૂર્ણ કુંભ લાવ હે રંભા, માળાનો આરંભ કર. અરે ઉર્વશી, દુર્વાનો સંચય આણ અરે સુગંધે, તું સુગંધ તૈયાર કર ! તિલોત્તમે, બહાવરી બનીને શું જોયા કરે છે ? દ્વારદેશમા સ્વસ્તિકનો આદર કર અરે ધૃતાચિ, અર્ધ્ય માટે ધૃત, દધિ લાવ !"

સુમંગલા પોતાની પ્રિય સખીને ક્રીડાવાપી તરફ ખેંચી ગઈ ચંદ્રકાન્તમણિઓ વાપિની ભીંતમાથી દ્રવી રહ્યા હતા. શીતળ નિર્મળ નીર છલછલતા હતા ધોળે દિવસે આકાશના તારા એ ક્રીડાવાપીમા પોતાના પ્રતિબિંબ પાડતા.

સુનંદા સુમંગલાને એ બાથમા લઈ ઊંડા જળમા ઊતરી ગઈ. સંસારના સૌંદર્યનો સમસ્ત સાર આ વાપી-જળમા આજે લહેરિયા લેતો હતો; પણ એને જોવાનું સૂર્ય કે ચંદ્રના ભાગ્યમા પણ નહોતું.

તાજા જળકણથી શોભતી સુનંદાના દેહ પર કુળવાસિની સખીઓ અંગરાગ ને સુગંધી માટી ઘસી રહી. ફરીથી સુનંદા જળમાં પડીને છબછબિયા બોલાવવા લાગી.

"બેન, આટલાં બધાં માન !" સુનંદા પોતાના પ્રત્યેની લાગણી જોઈ બોલી ઊઠી.

"દેવીની કૃપા એવી જ છે. વરસી એટલે બારે મેઘ સાથે. બહેન, તમે તો ભવ જીતી ગયાં."

"આવું રૂપ અને કોણ વશ ન થાય? સખીઓ, નરપતીરની સ્ત્રીઓમાં કદી આવું રૂપ નીરખ્યું છે? ભાગ્યને તો હવે ગના શું થશે, પણ મને તો અત્યારે જ કંઈ કંઈ થઈ જાય છે." વિદ્યુતરેખા જેવી સુમંગલા હેમપ્રતિમા જેવી સુનંદાને પાણીમાં ને પાણીમાં ભેટી પડી. સુનંદાના બીજા ગોરા કપોલપ્રદેશ પર એણે થોડું બટકું પણ ભરી લીધું.

સુવર્ણ સ્વચ્છ થઈ રહ્યું હતું. ચેડે ચઢ્યો મેલ દૂર થતાં એ પોતાની અપૂર્વ જ્યોતિથી પ્રકાશી રહ્યું.

સુમંગલા નાભિરાયની પુત્રી હતી, ઋષભધ્વજની સાથે જન્મેલી હતી, કુળવાસિની હતી, એટલે ભવ્ય, તેજસ્વી ને ગૌરવમાન દેખાતી. એને માણસ વરી શકે, પ્રેમ કરવાની કોઈક જ હિંમત કેળવી શકે, એ ઉન્નત ગિરિશિખરો જેવી ગરિમાથી ભરેલી હતી. સહુ કોઈ ત્યાં પહોંચી શકે કે પ્રેમ મેળવી શકે તેમ નહોતું—એની ભવ્યતાને દૂરથી વંદી શકે જરૂર !

એવી ભવ્ય સુમંગલા પાસે સુનંદા સુંદર ગિરિઝરણ જેવી લાગતી હતી. એમાં સહુ હોંશે હોંશે પાન કરે, હેતે સ્નાન કરે. માખી વિનાના મધપૂડા જેવો એનો દેહ હતો. આજ્ઞા કરવા કરતાં અર્પણમાં એ વધુ માનતી. એક દેવરાણી ભાસતી, બીજી રાજરાણી જેવી શોભતી.

અંગે અંગે કાન્તિના ફોટા પ્રગટાવતી સુનંદાને સખીઓ વિલેપન કરવા લાગી; એની બંકી ગ્રીવા, રમણીય ભુજના અગ્રભાગ, મનમોહક સ્તનાવલિ ને કોમળ કપોળ પર ચંદનરસથી પત્રવલ્લરી ચીતરી; પગ, હાથ, જાનુ, ખભા ને કેશ પર નવ શ્યામ તિલક કર્યાં; વિશાળ ભાલમાં ચંદનતિલક કર્યું.

સુમંગલા એક હાથીદાંતની નાની મંજૂષા ઉઘાડી સુનંદાની આંખમાં કંઈક આંજી રહી. શમીવૃક્ષ અને પીંપળાના વૃક્ષોમાંથી બનાવેલ એ અંજન હતું. કુળવાસિની સ્ત્રીઓ કહેતી કે આ અંજનમાં વશીકરણ છે

"બેન આ ચાળા શા ?"

"ઘેલી થઈ ગઈ છું સુનંદા ! આવું રૂપ, આવી દેહશ્રી, આવું લાલિત્ય; અરે, તારા અંગેઅંગ ચૂમી લેવાનું મન થાય છે!"

"અને દેવી ! તમારું ભુવનમોહન સૌંદર્ય તો નિહાળો. માનવીમન ભૂલું પડી જાય કે હું કોઈ દેવાંગના તો નીરખી નથી રહ્યો ને !"

"રહેવા દે. મારા રૂપને જાણું છું અરે, પૂર્ણિમા, ઓ સખીઓ, હું બહાવરી બની ગઈ તેમ તમે પણ બધા શું બહાવરાં બની ગયાં છો ? કુમાર આવતા જ હશે. આજે તો મારે સુનંદાને કુમાર સાથે યોજની છે. હું તો જન્મથી એની સાથે જડાયેલી, અમને તો વિધિએ એકમેક માટે જન્માવ્યા, પણ સુનંદા તો પારકા ઘેરથી આવે છે એને અભિયુક્ત કરવા માટેનો મારે વિધિ કરવો ઘટે હું જ મારા હાથે સુનંદાને કુમારના હાથમાં સોંપીશ, મારી જેમ જ એને પણ જાણે."

"સુમંગલાબા, આપણે ત્યાં તો કદી આવું થયું નથી આ મીઢી તમારા કુમારને લઈ ન જાય !" એક દોઢડાહીએ કહ્યું

"ભલે ન થયું મને કુમાર પર ભરોસો છે કુમાર મારી સાથે ઘણી વાર આવી ચર્ચા કરતા, એ તો હસીને કહે : 'આપણા સંતાનને આમ નહી જીવવા દઈએ આપણી પુત્રીને કોઈના સાથે ને આપણા પુત્રને કોઈની પુત્રી સાથે નિયોજીશું. એમ કરીશું તો જ આ માનવકુળો વચ્ચેથી રોજની લડાઈઓ, વેરઝેર ઓછા થશે, આજે તેઓ ભેગા થઈને જે ઝેરી લડાઈઓ લડે છે; એ ઝેર આ રીતે લોહીની સગાઈથી ઉતારી શકાશે ' હું બધું સાભળતી પણ સમજમાં ન ઊતરતું. આજે સમજી કેટલો ભવ્ય આશય ! કુમાર તો શરૂ કરે ત્યારે ખરા,

હુ તો આજે એનો આરંભ કરું છુ," દેવી સુમંગલાએ કહ્યુ અને પછી સખીઓને કહ્યું :

"અરે વાતુડિયણો આમ વાદમા ને વાદમા વખત વીતી જશે. હે ધેનુપ્રિયા, તું કોઈ શ્વેત ગૌનુ દૂધ લાવ. અરે ચિત્રલેખા, તું માતૃગૃહનું નિર્માણ કર હે અગલોચા માતૃગૃહમા બે જણા બેસે તેટલી જ જગમાં આસનની યોજના કરજે કુમાર મને આગ્રહ કરશે. પણ મારે તો નથી બેસવું. હે પુંડરીકે, તુ અંભોજિનીના પત્રમાં પવિત્ર સરયૂનુ જળ લાવીને સુગંધી કરી છાંટજે."

ભોળી સુનંદાએ જન્મ ધરીને આવુ હેત નીરખ્યું નહોતું. પોતાનો સાથી તો કિશોર વયમાં જ ચાલ્યો ગયો હતો. સહુ એના તરફ દયા બતાવતા, પણ આવી માયા એ ક્યાંય પામી નહોતી. માયા વગર મન શાન્તિ કેમ પામે ? આજ એ મનડાની અપરંપાર માયા પામીને વ્યાકુળ બની ગઈ. કયા શબ્દોમા એ દેવીનો આભાર માને ? કઈ રીતે પોતાના હૃદયની અવ્યક્ત આભાર–વાણી પ્રદર્શિત કરે ? કઈ રીતે પોતે પ્રેમભરી સુમંગલા પર ઓળઘોળ થઈ જાય ?

સુનંદા સમજતી હતી, કે સોળે કળાના સૂર્ય જેવા વૃષભધ્વજને તો આ જ નારી ઓપે ! દાસીપદ ભલે પોતાનુ હોય, રાણીપદ તો આ મહામના નારીને જ અરઘે. ભભકભરી સુમંગલા જ ખરેખર કુમારની જીવનસખી થવાનું સામર્થ્ય ધરાવે છે. એના જેવો ત્યાગ, એના જેવી મહાનુભાવતા આ સંસારમાં ક્યાય નહોતાં. અરે, સુમંગલા કેવી પ્રચંડ તેજભૂતિ, સાથે કેવી પ્રબળ પ્રેમમૂર્તિ ! જાણે વજ્ર અને ફૂલ બંનેનાં તત્ત્વથી નિર્માયેલી મહાનારી !

"દેવી, તમે તો ઠોકરોનુ ભાગ્ય લઈને આવેલી તુચ્છ રજને મસ્તક ચઢાવો છો !"

"રજ ખરી પણ સુવર્ણની. એનુ તો ભાલમાં તિલક થાય;

સેંથામા સિંદૂરની જગાએ મુકાય મારી સુનંદાને હુ મસ્તક ચઢાવી નાખીશ."

સુનંદા પાસે આનો જવાબ નહોતો. હૃદય અનુભવ કરી શકતું. જિહ્વા વર્ણવી શકતી નહોતી

"સુમંગલા, દેવી !"

મેઘગર્જના જેવી વાણી સંભળાણી સખીઓ બધી બાજુમાં સરી શાન્ત ઊભી રહી ગઈ સુમેરુ પર્વતનુ કોઈ સુવર્ણ-રસ્યુ શિખર માનવદેહ ધરીને આવતું હોય તેમ, સહુને પ્રિય વૃષભધ્વજ ચાલ્યા આવતા હતા. સુગંધિત કાળી નાગપાશ સમી કેશાવલિ સિંહની યાળ જેમ એ સ્કંધ પર પડી પડી રમતી હતી ચંદ્રના જેવા શાન્ત લલાટની નીચે અણિયાળા નયનોમા અલક્ષ્ય જ્યોતિનુ તેજ ભભૂકતુ હતુ.

સૂર્યના પ્રકાશ, ચંદ્રની જ્યોત્સ્ના, નિહારીકાની સતેજતા-ન જાણે ક્યા ક્યા પરમાણુ પિંડોમાથી આ દેહ રચાયો હશે !

કુમારના મુખ પર મંદ મંદ અજેય સ્મિત હતુ વળેલી કમાનો સમા ભવા ભલભલાના શસ્ત્રો હેઠા મુકાવે તેવા પ્રચંડ હતા રમણીની કુમાશ અને યોદ્ધાની કઠોરતા બંનેનુ જાણે ત્યા મિશ્રણ હતુ

અરે, સહુનો વહાલો ઋષભ આવતો હતો એની પાછળ રોહણાચળની ઊંડી કંદારાઓમાથી આણેલુ ઉત્તમ ગજરાજનુ નાનુ બચ્ચુ ગેલ કરતુ, સૂંઢ જેવા હસ્તમાં પોતાની નાની સૂંઢ ભેરવી મીઠી તાણાતાણ કરતુ ચાલ્યુ આવતુ હતુ

"અરે સુમંગલા, તારે રમવા માટે આણેલો આ કરભક તો જો ?મારી સાથે પાણિપીડન * કરે છે ! બડો તોફાની છે."

"તમે કરો તો એ તમારી રીત ન શીખે ? તમે પાણિગ્રહણ કરો; એ જંગલનું બાળ છે, તો એ પાણીપીડન કરે !"

* પાણીપીડન-હાથ ખેંચવે લગ્ન પાણિગ્રહણ એટલે પણ લગ્ન

"પાણિગ્રહણ ! નવા નામ પાડવામા કાબેલ છો ! એનો અર્થ ?'

"હમણાં જ સમજાવુ. ત્યાં જ ઊભા રહી જજો ! આ સ્વસ્તિકને ઓળગશો નહી, મારે વિધિ કરવો છે."

"સુમગલા તારુ ભેજુ પણ આ ભીની ધરતીની જેમ ફળદ્રુપ છે આ વિધિ શુ ? ને આ પાણિગ્રહણ શુ ?"

"તમારી લુચ્ચાઈ હુ જાણુ છું આ નવા ફુલને ક્યાંકથી ઉપાડી લાવ્યા અને હવે અજાણ્યા થાઓ છો ? અરે, ખૂબ ચાલાક છો ! અને તમે સુમંગલાના જેટલો હક્ક–અધિકાર આપવા ઇચ્છો છો, પણ આપશો કઈ રીતે ? એ મારી જેમ કાઈ તમારી સાથે જન્મેલી છે ? એક જ માતાના દૂધનુ એણે અને તમે કઈ પાન કરેલુ છે ? માટે તમારી સાથે એને સલગ્ન કરવા માટે મે વિધિ યોજી કાઢી છે જુઓ, ત્યાં ગોમયથી સ્વચ્છ કરેલ માતૃગૃહની બહાર ઊભા રહો તમારી વેણી મને ગૂંથી લેવા દો; આ મણિ અને પુષ્પનાં આભૂષણ પહેરાવી લેવા દો આ મારી સખી સુનદાના રૂપ સામે તો જુઓ આ હાથીના ગડસ્થલના પ્રસ્વેદથી ગંધયુક્ત હાથ જરા પ્રક્ષાલી લેજો ! મારી સખીને કદાચ એ ન પણ રુચે"

"તારી સખી સુનદા ? ક્યારથી ?" વૃષભધ્વજે પ્રેમપૂર્વક જરા કટાક્ષ કર્યો. "એ તો મારી સખી !"

"તમારી સખી બનવાને હજી વિલબ છે ભલે પિતાજીએ, એના કુલવાસી મનુષ્યોએ, તમને તેનુ દાન કર્યું, પણ વિધિ હજી બાકી છે." સુમગલા પ્રેમપૂર્વક આભૂષણ વગેરે પહેરાવતી લાડ કરતી હતી.

ઋષભદેવનુ હૈયુ જે ભયકર ગજરાજની ત્રાડોથી લેશ પણ કંપાયમાન થતુ નહી, એ આ મહાઉદારચેતા નારીને નીરખી થડક થડક થવા લાગ્યુ જ્યા પ્રચડ વિરોધની આશા હતી ત્યાં પ્રેમ-પ્રવાહ વહી નીકળ્યો હતો ! તેઓ આ મહાનારીની આજ્ઞાને મદસ્મિત સાથે વશ થઈ અનુસરવા લાગ્યા

"અરે એ મંજુરવા ! ભદ્રશાળ વનમાથી આણેલી પવિત્ર દુર્વા અહી બિછાવ ! નંદનવનમાથી લાવેલ સુગંધીરસનો અહી છંટકાવ કર અને આ મદનફળ,* વરવધૂના હસ્તમા પહેરાવ. ચાલો સુનંદાને હુ કુમારની પાસે લાવુ છુ. પારિજાતકના પુષ્પોની એક એક છડી બન્નેના હાથમા આપ, ને આ નવમલ્લિકાનો ગૂથેલો લાંબો નવસરો હાર મને આપ, જેથી બન્નેના કંઠમા આરોપુ"

શરમાતી, ધ્રુજતી સુનંદા ઋષભની પડખે આવી ઊભી એ વારે વારે સુમંગલાના વક્ષસ્થળમા લજ્જાથી પોતાનુ મસ્તક નાખી દેતી હતી

"ચાલો, કુળ સ્ત્રીઓ, તમે સુસ્વરે કંઈક ગાઓ"

વાસના વનોમા પવન જેવી વેણુ બજાવે છે, એવુ ઝીણુ ઝીણુ કુળસ્ત્રીઓ ગાવા લાગી

"કુમાર, સુનંદાની સાથે માતૃગૃહમાં પ્રવેશ કરો !"

"પણ દેવી, તમારે પણ સાથે જ આવવું પડશે"

"ત્યા જગ્યા નથી. બે જણા માટે જ સ્થાન છે,"

"અહી સ્થળ છે" કુમારે પોતાનુ શ્રીવત્સથી શોભતુ વક્ષસ્થળ બતાવ્યુ.

"ત્યા તો મારુ આસન પડેલુ જ છે. એમાથી આજે અર્ધો ભાગ મારે બક્ષિસ આપવો છે.

"મેઘ અને મહાદેવી બન્નેની કૃપા સમાન છે"

"ચાલો, હવે પરસ્પર જીવનને ઉપયોગી દધિ, ઘૃત, નવનીત, જલ ને દુર્વાની આપલે કરો. પરસ્પર હસ્તની આપલે કરી હૃદયની આપલે સૂચવો

"સુંદર રમત રમવા માડી છે, સુમંગલા ! તારી આ રમતમાથ હુ

---

* મીંઢોળ

કર્મભૂમિને યોગ્ય કોઈ નવસદેશ જોઈ રહ્યો છુ," કુમાર ઋષભે હસતાં હસતા ને દેવીની આજ્ઞા મુજબ વર્તતા કહ્યુ.

"કૃપા કરીને સુનંદાના પદચિહ્નમા તમારો પગ મૂકીને ચાલો! આ સૂર્યનો અગ્નિ, આ સરિતાના જળ, આ જીવનદાત્રી દુર્વા ને માતાસમી આ પૃથ્વીમાતાની ધૂળ · એની સાક્ષીએ તમે જોડાઓ છો. ચાલો, સુનંદા કુમારના પગલા અનુસરો!"

એકબીજાના પગલે ચાલતા બને બહાર નીકળ્યા.

"અરે, પેલો કરભક ક્યા ગયો?"

થોડે દૂર કેળના સ્થભો સાથે સૂઢને પપાળી રહેલ ગજરાજના સપૂતને સુમંગલા સૂંઢથી પકડીને ખેંચી લાવી

"કુમાર, સુનંદાને કરમાં ગ્રહી, ઉરમાં ધરી, આ કરભક પર આરોહણ કરી તમારા મલ્લિકાભવનમાં તેડી જાઓ"

હાથી જેમ પુષ્પને ઊચકે, એમ સુનદાને ઊચકીને હાથીના બાળ પર બેસાડી કુમારે સૂઢ ગ્રહીને ચાલવા માડ્યુ.

સુમંગલા આ દશ્ય નીરખી હર્ષોન્મત્ત બની ગઈ. અન્ય કુળવાસિની સખીઓ પણ પ્રમત્ત બની ઉચ્ચ સ્વરે કઈ કઈ આલાપવા લાગી કોઈ પરસ્પર તાલી આપવા લાગી કોઈ આ દશ્ય જીરવી ન શકવાથી નાચવા-કૂદવા લાગી.

ગજ પર બેઠેલી સુદર સુનદાને આગળ ચાલી રહેલ મહાન યુગદ્રષ્ટા કુમાર ઋષભ ..આ દશ્ય જોવા આધળી દિશાઓ પણ આંખ ચોળી ઊઠી: ને જ્યારે પોતાના રસમાં જગતને તરબોળ કરનાર ચંદ્રદેવ આકાશનુ હૈયુ ભેદીને બહાર આવ્યો ને પોતાના કૌમુદીકર વાટે ડોકિયુ કર્યું ત્યારે...

મલ્લિકાભવનમા સ્વાતિનો મેઘ મોતી વરસાવી રહ્યો હતો.

# ૮. સર્વોત્તમ શક્તિની શોધ

**કૌમુદીભરી** રાત રંગ અને રસ સાથે પૂરી થઈ, ત્યાં આમ્ર-ભવનના દ્વાર પર ભયંકર કોલાહલ થઈ રહ્યો. આકાશની પુત્રી, ગાયોની માતા ને દિવસની નાયિકા ઉષાને પૃથ્વી પર આવવાને હજી વાર હતી, છતાં આકાશમાં લાલરંગ ઝડપભેર પથરાતો જતો હતો. પક્ષીઓને ચારાની શોધમાં ઊડવા જેટલો પ્રકાશ પથરાયો નહોતો, ત્યાં આકાશ પક્ષીઓના આક્રંદથી વ્યાપ્ત થઈ ગયું હતું. નાસતાં પશુઓના ચિત્કાર કાન ફાડી નાખતા હતા.

દ્વારપ્રદેશ પરથી બૂમો આવતી હતી : "હે કુમાર! હે વૃષભ-ધ્વજ, અમે સુનંદા તમને આપી એટલે સ્વર્ગના દેવાધિદેવ ઇંદ્ર અમારા પર કોપ્યા છે. પહેલાં એણે પાણી ન આપી અમને ત્રાસ પહોંચાડ્યો; આ વખતે કોઈ સર્વભક્ષી પિશાચને અમારું સત્યનાશ વાળવા મોકલ્યો છે. અમારાં બાળબચ્ચાં ભુંજાઈ ગયાં છે. અમારાં કંદમૂળનો નાશ થઈ ગયો છે. એકવાર પાણીના ત્રાસથી તમે અમારું રક્ષણ કર્યું હતું : આજે ફરી વાર અમને બચાવો! હે સુનંદાના કંથ!"

સુંવાળી હૂંફમાં સૂતેલા અવિકત આત્માઓમાંથી કુમાર વૃષભ-ધ્વજ એકદમ જાગ્રત થયા. એમણે પળવાર ચારે દિશા તરફ નજર નાખી. પશુઓનો ચિત્કાર, પ્રાણીઓનો પોકાર ને નિરાધાર માનવ-કુળોના આક્રંદ એમના દયામય હૃદયને સ્પર્શી રહ્યા.

માનવકુળનો ઉદ્ધાર એ તો એમનો જીવનમંત્ર હતો. એ એકદમ સ્વસ્થ થઈ ઊભા થયા. પોતાના પ્રિય ગજરાજને એમણે હાક મારી

વહેલી પરોઢથી વાસવનમા કૂણા કૂણા પર્ણો ચરતો ને મધુ પીતો એ ભમતો હતો રોહણાચળનો આ રાજની સ્વામી–સખાની બૂમ સાભળી એકદમ દોડતો આવ્યો. પ્રેમથી પહાડ પણ વશ થાય, એમ કુમાર વારવાર કહેતા; એનું આ ભયંકર પ્રાણી જીવંત દૃષ્ટાત હતું.

કુમાર વૃષભધ્વજ હાથી પર આરૂઢ થવા જાય છે. ત્યાં સુનદા પાછળ આવીને ઊભી રહી. એના કેશ છૂટા હતા, ને સુકોમળ ગ્રીવા પર પથરાયેલા હતા. લલાટનો તિલક રેલાયેલો હતો.

"કુમાર, હુ પણ આવવા ઇચ્છું છુ."

"અને હું હાથી પર આરોહણ કરી ચૂકી છું" ખૂબ ઝડપથી સુમગલાએ હાથી પર પોતાનુ સ્થાન લઈ લેતાં કહ્યુ

કુમાર હસ્યા સુનદાને એક બાહુથી ઊંચકી પોતે ધીરેથી ગજ પર ચઢી ગયા. આકાશ વધુ ને વધુ લાલ થતુ જતુ હતુ. ચિત્કાર, આક્રદ, પીડાના પોકાર ઉગ્ર રીતે સભળાતા હતા. પોકાર પાડવા આવેલા માનવો કુમારના હાથીની પાછળ દોડવા લાગ્યા તેઓ કાકલૂદીભર્યા સ્વરે વીનવી રહ્યા હતા :

"હે સુનદાના સ્વામી, અમારુ રક્ષણ કરો ! અમને ઇંદ્રના ત્રાસમાંથી મુક્ત કરો !"

અચાનક કુમારના સુદર મુખ પર મંદમંદ સ્મિતની રેખાઓ તરવરી રહી. આવી દુ:ખભરી પળોએ દયાનો સ્વામી કેમ હસે ? પણ સુમગલા તો કુમારના સ્વભાવની ચિરપરિચિત હતી. સાદી નજરે, પહેલી પળે અયોગ્ય ભાસતુ એક કાર્ય બીજી પળે, દીર્ઘ દૃષ્ટિથી જોતાં, યોગ્યતમ બની જતુ. પણ સુનદાને એનો અનુભવ

"નાથ, આવા શોકજનક પ્રસંગે આપને હસવું કેમ આવ્યું ? આ તો એક મહાઆપત્તિનો ભારે અનિષ્ટ પ્રસંગ છે !"

"સુનંદા !" કુમારની મોટી અણિયાળી આંખો સુનંદા તરફ ફરી. અહા, એ આંખોમાં કરુણાની, મૈત્રીની, મમતાની કેવી શાંત જ્યોત જલી રહી હતી ! દિવસો સુધી એ નેત્રોનો પ્રકાશ ઝીલ્યા કરીએ, એમાં ઊભરાતું અમી પીધા કરીએ, એમ થઈ જતું. સુનંદા, ભોળી સુનંદા પોતાનો પ્રશ્ન ભૂલી ગઈ, ને કુમારના મુખ પરના મધુનો નેત્રરૂપી મુખથી આસ્વાદ કરવા લાગી.

કુમારે થોડી વારે કહ્યું .

"સુનંદા, સંસારમાં ઘણી વાર અનિષ્ટમાંથી પણ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે એટલે શાણા માણસોએ અનિષ્ટને નીરખી શોક કે ચિંતા ન કરવા "

"પણ અનિષ્ટ, જે સર્વ સ્વાહા કર્યા કરે એ શું ઇષ્ટને આપી શકશે !" સુનંદાએ પોતાના પ્રતાપી ચહેરાને વધુ વ્યગ્ર બતાવતા કહ્યું.

માનવકુળોને આ અનિષ્ટ જ તારશે. સંસારનું અર્ધ જીવન જે નષ્ટ થતું હતું, તેને કોઈ બચાવશે તો એ જ બચાવશે !"

ગજરાજ અગ્નિ સમક્ષ લગભગ પહોંચી ગયો હતો, પણ ત્યાંનું દૃશ્ય અદ્ભુત હતું. અગ્નિથી દાઝેલા વાઘ અને સિંહ જેવા પ્રાણીઓ ભાગી ભાગીને કોઈ સુરક્ષિત ;હરણની ગુફામાં આશ્રય લેતા હતા હરણના લાંબા શિંગડા વાઘને વિઘ્ન કરતા, પણ જાણે એ પોતાનો સ્વભાવ ભૂલી ગયા હતા

દરમાંથી દાઝેલા સાપ ઝાડની ઊંચી ડાળો પર મયૂરને વળગીને વૃક્ષ પર આશ્રય લેતા બેઠા હતા થોડે દૂર પોતાની માતાથી વિખૂટું પડેલું ક્ષુધાતુર સિંહબાળ એક ગાયને ધાવતું હતું । કુમાર વૃષભ-ધ્વજના મુખ પર ફરી સ્મિત ફરકી ગયું :

"મૃત્યુ કેવી સુંદર વસ્તુ ! એક પળમાં સહુને સમાન બનાવે. ખરેખર, સંપત્તિ કરતાં આપત્તિ જ પ્રાણીમાત્રને મિત્ર બનાવે છે. સંપત્તિ છેદે છે, વિપત્તિ વિકસાવે છે."

વનના વન ચિરાતાં હતાં, ભયંકર કડેડાટી સાથે મોટા મોટા વૃક્ષ ઊથલી પડતાં હતા, ને ક્ષણવારમાં નવો પ્રગટેલો પિશાચ એને ડાળ-પાંદડાં સાથે જ આરોગી જતો હતો.

માનવીને તો એ દૈત્ય દીઠો ન મેલતો. કેટલીયે ગુફાઓમાં માનવબાળ વસતાં હતા. અત્યારે ત્યાં એક અસ્થિ પણ એમની યાદ આપવા બચ્યું નહોતું.

વાઘ સાથે લડી શકાય, કોઈ અંગધારી પ્રાણીનો બરાબર સામનો કરી શકાય, પણ આ તો અનંગ. ન એને કાન મળે કે ન એને હાથ મળે એનું માથું ક્યાં ને એના પગ ક્યા એનો પત્તો નહીં.

કેટલાક બહાદુરો એને વશ કરવા ગયા. તો ત્યાં જ રહ્યા બચ્યા તે એવા બચ્યા કે એના કરતાં મરેલા સારા કોઈના હાથ જ ગળી ગયા, કોઈના પગનું જ ઠેકાણું નહીં. કોઈના વાળ જ એ લઈ ગયો અને એવી સિફતથી ઉપાડી ગયો કે ન પૂછો વાત. કોઈના ડોળા બહાર કાઢી નાખ્યા ! અને વેદના ?

વેદના તે કેવી ? એના કરતા વાઘના મોંમાં પડવું સારું; ભોરીંગના ભક્ષ થવું સારૂં !

દાઝતા, બળતા માનવીઓ એને રોકવા, આગળ વધતો ખાળવા ઝાડના મોટા થડ, વેલાં અને લતાઓનાં ઝુંડ આડા નાખતા જતા હતા, પાણીના ઘડા છાંટતા હતા; બે હાથે નમસ્કાર કરી ઘૂંટણીએ પડી પ્રાર્થના કરતાં હતાં

પણ ઇંદ્રનો કોપ અમાપ હતો આ સર્વભક્ષી પિશાચ આગળ ને આગળ વધતો જતો હતો.

"હવે તો બચાવે તો એક માત્ર કુમાર વૃષભધ્વજ બચાવે" દીન, હીન માનવતા રક્ષણ યાચી રહી હતી

ગજરાજ સૂઢ ઊંચી કરી રહ્યો આકાશમાં કોઈ દેવ ઊતરે એમ કુમાર સૂઢ પર ઊંચકાઈને નીચે આવ્યા ત્રસ્ત લોકોએ પળવાર સાંત્વન અનુભવ્યું એમના દિલમા ઉગેલી નિરાધારતા, દુ ખ વગર ટળે, ટળી ગઈ

"અરે, આ મેદાન સાફ કરો આ લાકડાના ગજ, વેલલતાઓના ઝુંડ દૂર કરો"

"દેવ, એ અમે અર્પણ કર્યા છે હવે ખેચી લઈશુ તો એ વિશેષ કોપાયમાન તો નહી થાય ને ?"

"દેવને તમે ભયથી ભેટ આપો છો, એટલે જ એ કોપાયમાન થાય છે."

થોડી વારમા કાષ્ઠ, લતા, વેલ બધુ દૂર થઈ ગયુ, અને એ દૂર થતા જ આગળ વધતો અગ્નિ ત્યા જ થંભી ગયો

"ચાલો. એનુ સ્વાગત કરીએ એ તો માનવકુળનો રક્ષક દેવ છે."

"રક્ષક કે ભક્ષક ?"

"રક્ષક—તમે એને યથાર્થ જાણો તો જ્ઞાન વિનાની કોઈપણ શક્તિ નિર્માલ્ય છે પ્રકૃતિએ તમારા સુખ માટે અનન્ત, અચિન્ત્ય શક્તિઓને યત્રતત્ર ગમે તેવા રૂપમા વેરી રાખેલી છે પ્રયત્ન કરો તો પામશો. એને સમજશો તો સુખી થશો. તે વિષેનુ તમારુ અજ્ઞાન એ તમારો શાપ છે એ વિષેનુ જ્ઞાન તમને આશીર્વાદ સમાન છે હલાહલ મૃત્યુદાયક વિષની શક્તિનુ જો તમને જ્ઞાન હોય તો એ જીવનદાયક પણ બની શકે છે"

"જ્ઞાન એ શી ચીજ છે ?"

'પ્રત્યેક વસ્તુઓની સારાસારતાનુ ભાન, એનુ નામ જ્ઞાન જે

જળ તમને જિવાડે છે, એનાં પૂર તમને ડુબાડે છે."

"એ પૂરથી તો બચી શકીએ. આકાશ ગરજે, વીજળી ચમકે, વાદળ વરસે, એટલે અમે ચેતી જઈએ; ઊંચા ડુંગરા ઉપર ને પર્વતો પર ચાલ્યા જઈએ; પણ આ તો ગમે ત્યારે, અંધારી રાતે કે ખરે બપોરે, વગર કહ્યે, ઝબકી ઊઠે છે, સંહાર મચાવે છે. પાણીના સામાન્ય પૂરમાંથી તરી પણ શકીએ. આવા પૂરની તો પાસે પણ ન જવાય! આવો ભક્ષક દેવ તો અમે ક્યારેય જોયો નથી."

"એ પણ વાદળ, વીજળી ને મેઘની જ કરામત છે. એ બધાંની જેમ તમને ચેતવણી આપે છે, એ ચેતવણી સમજવાની શક્તિ એ જ જ્ઞાન. એ તમારે કેળવવું ઘટે. સંસારના પ્રત્યેક બનાવની અહીં નોંધ રહેલી છે. દરેક ઘટના પોતાની આગાહી રાખે છે. એ નોંધ ઉકેલતાં શીખો. એ આગાહી જાણતાં શીખો. અજ્ઞાન એ જ રહસ્ય છે. પાણીના પૂર તમને ચેતવણી આપે છે, એમ આ પણ આંધી, ઝંઝાવાત ને વેગીલા સુસવાટાથી ચેતવે છે. એ કહે છે, કે હવે દાવાગ્નિ ઝબકે છે જંગલમાથી ચાલ્યા જાઓ."

"એ વાત સાચી છે કુમાર! પણ આ પિશાચ તો બડો જબરો છે. અમારામાંના ઘણા કાગાનીદરમા હતા, ને એકદમ આકાશમાંથી કૂદીને શમી વૃક્ષની ડાળીએ આવી ઝૂલે ચઢ્યો શું ડાળીઓ! શું તોફાન! ને એ ડાળેથી જ એણે પોતાનો ચમકારો દર્શાવ્યો: એણે પહેલું પોતાનું બેસણું જ બાળ્યું. ઘડીવારમાં એ લીલુંકંચન વૃક્ષ કાળુંમેશ બની ગયું? ને પેલો ચમકારો આગળ વધ્યો."

"આવો!-આવો! આપણે એ ચમકારાના સ્વાગત કરીએ. પણ જોજો: એ અત્યંત પવિત્ર છે. તમારા હાથ એને નહીં સ્પર્શી શકે. બાકી એ તમારી રક્ષા કરશે તમારા કંદ, ફળ ને બી એ સુપક્વ ને સ્વાદિષ્ટ બનાવી દેશે"

"પણ દેવ, એ અનુભવ લેવા જેવો નથી. એ તો બધું ખાઈ

જતા શીખ્યો છે—નાખ્યું કે ઝડપ્યું સમજો."

"દરેક મૂઝવણની પાસે એને માટે માર્ગ પણ તૈયાર જ હોય છે. જાઓ, પેલી કાળી માટી લાવો ને એમાં થોડુ પાણી નાખી પગથી ખૂબ મસળી એનો ગોળો બનાવો"

હોશીલા માનવીઓ કુમાર વૃષભધ્વજની શક્તિ પર ઘેલા હતા. તરત માટીનો ગોળો લઈ આવ્યા. કુમાર એ લઈને પોતાના પ્રિય ગજરાજના કુભસ્થળ ઉપર ઘાટ બનાવવા બેઠા થોડી વારમાં તો એક સુદર પાત્ર બની ગયુ. એને અગ્નિ પાસે લઈ જઈને મૂક્યુ. અગ્નિએ થોડી વારમા એને સૂકુ ભઠ બનાવી દીધુ

સસારમા સહુ પહેલા પાત્રકાર કુમાર વૃષભધ્વજ બન્યા. પ્રજાપતિનો ઉદ્યોગ એ રીતે હસ્તીમાં આવ્યો.

"આ પાત્રમા વનફળ નાખો, કદમૂળ નાખો ને એને શેકો!"

"પણ પ્રભુ, આ દૈત્ય એને ભરખી જશે"

"નહીં ભરખી શકે પ્રકૃતિની કોઈ શક્તિ સામે હિંમત હારશો નહી. એ શક્તિને કેળવશો તો એ તમારી સજીવની બની જશે માનવશક્તિ સસારની સર્વોત્તમ શક્તિ છે."

યુગલિકોએ પાત્રમા કદમૂળ નાખ્યા. ફળફૂલ નાખ્યાં કદમૂળ શેકાઈને ભારે સ્વાદિષ્ટ બની ગયા સહુ હોશે હોશે ચાખવા લાગ્યા. કેવો અમૃત જેવો આસ્વાદ! અરે, જેને ખાતા લોઢાના દાત તૂટી જતા અને જેને પચાવતા પેટ દુઃખી આવતા, એ ફલમૂળ આજે મીણની જેમ હોશે હોશે ચવાય છે, ને સહેલાઈથી પચી જાય છે.

કેટલાક ફળ-મૂળ વધુ શેકાઈને બળી ગયા હતા યુગલિકોએ એ વાત કુમાર પાસે કરી તેઓએ તરત કહ્યુ :

"એમા થોડુ પાણી નાખો!"

ઉત્સાહી યુગલિકો દોડીને જળ લઈ આવ્યા પાત્રમા જળ

ભરીને ફળ–ફૂલ પકવવાં નાખ્યાં. થોડી વારમાં એ સુપક્વ બની ગયાં. માનવીઓ હોંશે હોંશે ચાખવા લાગ્યા. એમની જિહ્વાએ આવો સ્વાદ કદી માણ્યો ન હતો.

"અરે, તમે પેલી સૈંધવ ગિરિમાળ ને સાગર જોયાં છે ?"

"હા, પ્રભુ, ખારું ખારુ સાગરમાંથી વહેતુ પાણી હલાહલ વિષ જેવું છે"

"જાઓ એના કિનારા પર બાઝેલાં પોપડાં લઈ આવો !"

યુગલિકો દોડતાં ગયાં ને પોપડાં ઉખાડીને મૂઠીઓ ભરીને આવ્યાં. સફેદ પથ્થરો એમના હાથમાં હતા.

"ખારા ખારા ધૂધ છે; એ સાગરને તો કોઈ સ્પર્શતુ પણ નથી."

"પથ્થરનો એક ટુકડો આ પાત્રમાં નાખો."

ટુકડો નંખાયો. સહુ આશ્ચર્યથી નીરખી રહ્યાં. આજ એમના જીવનમાં સુખની અપૂર્વ ઉષા ઊગી રહી હતી.

"હવે પાત્રમાં રહેલી વાનગીઓ સહુને આસ્વાદ કરાવો !"

"અરે, અદ્ભુત ચમત્કાર ! આનો સ્વાદ અમૃત જેવો લાગે છે ! કુમાર, આ દૈત્ય તમારા સ્પર્શે દેવ જેવો બની ગયો ! દેવ તો હંમેશાં આશીર્વાદ જ આપે ને !"

"અમને પાત્ર બનાવતાં શીખવો."

કુમારે પાત્ર બનાવતાં શીખવ્યું.

"અમને અગ્નિ રક્ષણ કરતાં શીખવો !"

એ શીખવતા કુમારે કહ્યું, "અગ્નિનુ રક્ષણ સાવધાનીથી કરજો ! તો એ તમારું સદા રક્ષણ કરશે. આ કર્મયુગમાં તમારા જીવનમાં ક્રાંતિ કરવા એ પ્રગટ થયેલ છે. તમારા ઘરનાં આંગણમાં એને

સ્થાપજો સદા સારાં કાષ્ઠથી, ઉત્તમ દ્રવ્યથી, સુવાસિત પદાર્થોથી એનું યજન કરજો. અગ્નિનુ યજન અર્થાત્ યજ્ઞ એને તમારું નિત્ય કર્તવ્ય સમજજો ! તમારી પર્ણકુટીઓ, વૃક્ષાવાસો, ગુફાગૃહોના દ્વારદેશમા એની સ્થાપના કરજો ભયંકર જાનવરો એનાથી ડરીને નાસી જશે વિષધર જંતુઓ દૂર દૂર ચાલ્યા જશે. તમારા ગાત્રોને મૃત્યુની જડતા આપતો હિમાળો ત્યા નહી ડોકાય. તમારા વનફળ, કંદમૂળ કે અન્ય ખાદ્ય પદાર્થોને એ સુપક્વ, સુસ્વાદુ ને સુધારસ જેવા બનાવશે સૂર્યાસ્ત પછીની તમારી એ રક્ષક ને પ્રેરક શક્તિ છે. એનો પ્રકાશ તમારી રાત્રિઓને અજવાળશે. એને ચદન અર્પજો, દધિ–ધૃત અર્પજો, મધુ–સોમ એમા હોમજો તમારા પ્રાગણમા પ્રગટેલો આ ગૃહ–અગ્નિ કદી ન બુઝાવા દેજો ! તમારા અગ્નિમાથી અનેક પરપરાઓ જન્માવજો !"

"હે કુમાર, અમે દેવો વિષે ઘણુ સાભળ્યુ છે, પણ એને કદી નયને નીરખ્યો નથી. તમે જ અમારા દેવ ! હે દેવ શુ આ અગ્નિ નામનો નવો દેવ અમને ભક્ષી નહીં જાય ?"

"ના એ દેવ માનવીનો મિત્ર છે તમે તેની આશાતના નહી કરો, એને રવડતો–રઝળતો નહી મૂકો, એને અલ્પ કે અતિ ઇંધન નહી આપો, યજ્ઞ, પૂજા ને હોમ નહી ચૂકો, ત્યા સુધી એ તમને સૂર્યની જેમ રક્ષશે, માતાની જેમ હૂંફ આપશે. એક એક કાષ્ઠ લઈ એના અગ્ર ભાગ પર અગ્નિદેવને સ્થાપીને ગમે ત્યા વહી જાઓ. એ સર્વત્ર પ્રકાશ ને અભય પાથરશે સહુ પોતાના આગણામા અગ્નિ સ્થાપો હોશથી ને હિંમતથી એનું જતન કરો

સહુએ કાષ્ઠના નાના નાના ટુકડાના અગ્ર ભાગને અગ્નિથી પેટાવી લીધા, ને હાથમા નવા તાજા બનાવેલા ઘડાઓ લઈ લીધા.

"યુગલિકો હવે મારે માટે પણ માનવજાગૃતિ અર્થે પ્રયાણ કરવાની ઘડી આવી ચૂકી છે. માનવજાગરણ ને માનવસંસ્કૃતિ વનેવન ને જંગલેજગલમા સ્થાપવા માટે પ્રયાણનો દિન નજીકમા જ છે"

સહુ કુમાર વૃષભધ્વજનો જય જયકાર બોલાવતા પાછા ફર્યા. એ રીતે યુગલિકોના ગૃહાંગણમાં ગૃહ-અગ્નિનો સોનલવર્ણો પ્રકાશ બધે પથરાતો હતો અંગારા પર માટીનાં પાત્રો ગરમ પાણી ને ફળ-મૂળથી ઊકળતા હતા. પાત્રમાં સુપક્વ બની રહેલા ખાદ્યપદાર્થની સુગંધથી યુગલિકોના મન હર્ષોન્મત્ત બની ગયાં હતા.

અગ્નિની ચારે તરફ કૂંડાળું વાળીને સહુ પોતાની ગતમા ગાતાં હતા, ને પોતાની મસ્તીમા નાચતાં હતા.

. સંસારની સર્વશ્રેષ્ઠ શોધ પર એ દહાડે માનવસુખનો પ્રથમ અધ્યાય આરંભાતો હતો અને યુગલિકો આ મહાન શોધની શક્તિ જોઈ રહ્યા હતા

દૂર દૂર માનવખાઉ વાઘ ગર્જના કરતો આંટાફેરા મારી રહ્યો હતો એની મજાલ નહોતી કે આ ગૃહઅગ્નિ સમીપ આવે

પર્ણની પથારીમા, પ્રિયજનની સોડમા લપાઈને સૂતા છતાં ઠંડી ગાત્રોને કંપાવતી કેટલાય નવજાત શિશુ સવારે હિમના મૃત્યુ-દાયક પ્રભાવમા મરેલા મળતા. આજે વગર વસ્ત્રે, વગર પ્રિયજનની સોડે એકલતામા હૂંફ આવી રહી હતી

અંધકાર રોજ ડોળા ફાડીને ડરાવવા આવતો. સંધ્યાનો આછો પ્રકાશ ક્ષિતિજ પર બાકી હોય ત્યા તો ગુફામા, ઝાડ પર કે પર્ણ-કુટીમા ભરાઈ જવુ પડતુ, અને રાતભર ભયંકર ભોરીંગોની લાલપીળી આંખો જોતાં, ઊંદરોની રુંવાટા ઊભા કરે તેવી ડાકલી સાંભળતા, મૃત્યુ-ભયની આછી ઘેરી છાયામા પડ્યા રહેવુ પડતું. એ અંધકારનો પ્રભાવ આજ નષ્ટ થયો હતો

માનવ આજ નિર્ભયતા પામ્યો હતો. સારો, સુસ્વાદુ, સુપથ્ય ખોરાક એને લાધ્યો હતો.

## ૯. પ્રગતિ ને પ્રત્યાઘાતો

પ્રણયની પુણ્યઘડી આવી ગઈ હતી.

કુંવારી ધરતી પર કુમાર વૃષભધ્વજના ગજરાજ મદભર્યા હીંડયા જાય છે. નવજાગરણના મંડાણ મંડાયા છે વનના વન વેડાતા ચાલ્યા છે અગોચર જંગલોમાં કેડીઓ પડતી જાય છે અંધારી ગુફાઓમાં પ્રકાશ રેલાતો જાય છે

આ ગુફાઓ ને આ કેડીઓ પર આજ સુધી કોઈ માનવબાળે આ રીતે પ્રવાસ ખેડયો નહોતો જીવ જીવનો ખોરાક, મોટો જીવ નાના જીવને સંહારી આરોગવાનો અધિકારી, નિર્બળ ભક્ષ્ય ને સબળ ભક્ષક. એવો વનપ્રદેશનો મત્સ્ય-ગલાગલનો અવિચળ નિયમ સર્વત્ર પ્રચલિત હતો.

મોટા કદના સંખ્યાબંધ પ્રાણીઓ ચારેતરફ યથેચ્છ ભટકતા હતા ભયંકર કાતીવાળા ગેંડાઓ વનને એક અવાજે ધ્રૂજાવી દેતા ગુફાના ગર્ભભાગમાં રહેનારા રાક્ષસી કદના ધોળા ને કાળા રીંછ યમદૂતના બીજા અવતાર જેવા ચારે બાજુ ઘૂમતા રહેતા

નદીના ઢોળાવ પર અને કાપવાળી જમીન પર કદરૂપા મગરમચ્છો મો વિકાસીને ખૂનીની ખંધી આંખે શિકાર ખોજતા પડયા હતા. જંગલનો રાજા હાથી કે સિંહ?—એની સ્પર્ધા જ્યારે આ વનપ્રદેશમાં થતી, ત્યારે એકવાર બળુકા ગેંડાઓ અને ખૂની વરુઓ પણ બોડમાં લપાઈ જતા આ સિવાય ઝેર ઊગળતી ગરોળીઓ, ફૂંકે માનવીને સૂકવી નાખતી પ્રચંડ પાટલા-ઘો ને એક જ ફુત્કારથી ઝાડને બાળી

નાખવા સમર્થ એવા દૃષ્ટિવિષ સર્પરાજો આ જગતના વસનારાં હતાં. આ સિવાય કલ્પી ન શકાય તેવા આકારવાળાં, વિચારી ન શકાય તેવા વિકરાળ પશુઓ ને પંખીઓ અહીં વસતાં.

માણસ જેવા માણસને આખો ને આખો ઉપાડી જનારા પિશાચી પંખીઓ અહીં વસતાં. ચાલતા માણસની આંખ કોરી જનારાં બાજ, યુવાન સ્ત્રીના સ્તનનું દૂધ પી જનારા ચામાચીડિયા, પગના નળાં કરડી ખાનારા અનેક જાતના જંતુઓ અહીં ઊભરાતા.

આ સિવાય ધરતી ને પ્રકૃતિ પણ અહીં રૌદ્ર રૂપે વિલસતી ઉષ્ણ વરાળનો એક અંતરપટ વનપ્રદેશને વહેંચતો હતો સળગતો લાવારસ, આંધી, ઉલ્કાપાત ને દાવાગ્નિ નિત્યનિત્યનાં સંહારક બળો હતા. આ બધાની વચ્ચે માનવી નામનો જંતુ વસતો હતો. ઉનાળામાં ઝાડની ઘટાઓમા, શિયાળામાં ગુફાઓમા ને ચોમાસામાં ઊંચી ગિરિટોચ પર એ ભટક્યા કરતો રાત–દિન મૃત્યુ એની પાછળ હતુ. ભૂખ્યુ કોઈ પણ પ્રાણી એકાદ ગુફા, એકાદ વૃક્ષ કે એકાદ અખોલ પર હલ્લો કરતુ, ને એમા વસતાં માનવીઓનો સહેલો ને સુસ્વાદુ ભક્ષ પામતું. સ્વાદિષ્ટ ને સુપ્રાપ્ય માનવભક્ષ, આજે સાપ દેડાં ગળે એટલો તે વેળા સહેલો હતો

મોટા કેશવાળો, મોટા નખવાળો, બિહામણી આંખોવાળો, રાક્ષસી દાતવાળો માનવી સામનો અવશ્ય કરતો, પણ એના દાત, નખ ને બાહુ નિર્બળ પુરવાર થતા. એ પોતાની નિર્બળતા પિછાણી ગયો હતો એટલે કા તો નાસી છુટાય તો એ નાસી છૂટતો, ન નાસી શકાય તો જમીન પર ઊંધે મોંએ પડી રહી મૃત્યુને અધીન થતો

મોત, મોત ને મોત ! ભય, ભય ને ભય ! સદોદિત એને આ પ્રકારના ભણકારા વાગ્યા કરતા. આ બીકે એ પૂરુ ખાઈ શકતો નહીં, પૂરી નિદ્રા પણ લેતો નહી, સામે જ યૌવનભર્યુ સાથી નગ્ન દેહે ઊભું હોય

પણ કામાસ્વાદ માણી શકતો નહી. છતાંય એ બધુ કરતો, પણ સુખ વગર, મોજ વગર, ભયથી ઘેરાઈ ને

એવામા આ ચોપગા માનવબળને અચાનક એક વાતનુ જ્ઞાન થયુ કે તેમના હાથમાં અદ્ભુત શક્તિ રહી છે. અને તે પછી તેઓ પથ્થરનો ઉપયોગ કરતા શીખ્યા તેઓ સામાન્ય દુશ્મનોને પથ્થરના ઘાથી હઠાવતા, તેઓ ધારદાર પથ્થરો શોધીને એનો છરી તરીકે ઉપયોગ કરતા. હવે તો તેઓએ લાકડી સાથે મજબૂત વેલાથી ધારદાર પથ્થર બાધીને ભાલા જેવુ શસ્ત્ર બનાવ્યુ હતુ

આટઆટલી જહેમત છતા, માનવના ભાગ્યમા નિર્ભય જીવન નહોતુ; કારણ કે એક માનવ બીજા માનવને પોતાની સમાન કક્ષાનો સ્વીકારતો નહી સઘશક્તિનુ એને ભાન નહોતુ આ વનમાનવીને જો કોઈ અન્ય માનવીની ગુફા મળી જતી, તો એ ગુફામા પેસી જઈ એ નાના બાળને વઘેરી લોહી પીતો ને સુકોમળ માસની ઉજાણી કરતો મોટા માણસને મારી ઘસડી જઈને એ પોતાના કૂમામા ભક્ષ તરીકે સઘરી રાખતો, ને દહાડાઓ સુધી પડચો પડચો ઉજાણી કરતો

આ સસારમા કુળકરોએ માનવજાતને સસ્કારી બનાવી છે, એ વાતની કોઈ ને લવલેશ કલ્પના નહોતી

યુગલિકોના આરાધ્યદેવ કુમાર વૃષભધ્વજના હાથીએ જ્યારે આ ધરતી પર પગ મૂક્યા, ત્યારે ભયકર કોલાહલ મચી ગયો લોહીતરસી ગર્જનાઓ, ખૂની હુમલાઓ, ભયંકર ભૂકપોએ ચારે દિશાઓમાથી આક્રમણ શરૂ કર્યું, પણ કુમારની અવિજેય કૂચને કોઈ ખાળી ન શક્યુ.

કુમારે વનેવન વીધીને માનવેમાનવને વીણી વીણીને એકત્ર કરવા માડચા પશુના જેવી મનોદશાવાળા માણસો પ્રારભમા તો આવડા સમુદાયને નીરખી ગાડા થઈ જતા કોઈ ઝનૂને ચઢી જાન પર આવી જતા. કેટલાક તો તેઓ સપડાઈ ગયા છે ને હમણા તેઓને મારી ખાશે, એ બીકે નાસી છૂટવાનો લાગ શોધ્યા કરતા સમજવા

માટેની કોઈ શક્તિ કે સાધન એમની પાસે નહોતુ. ભાવ કે ભાષાથી તેઓ અજાણ હતા

ઉદાર ચિત્ત કુમારે એમને ધીરે ધીરે કેળવવા માંડયા પહેલા પોતાનાથી દૂર રાખી, નિર્ભય રીતે ખોરાક આપ્યા કર્યો સતાપ ને ભયની જિંદગી જીવનારને આ જીવન એકદમ ભાવી ગયુ.

ઊંઘ્યા પછી, આંખ બંધ કર્યા પછી, એ આખ ખોલશે ત્યારે આ લોકમા પ્રભાત ઊઘડશે કે પરલોકમા, તેનો જેમને વિશ્વાસ નહોતો, તેઓને નિરાંતની નિદ્રા મળી. પ્રકૃતિએ માનવમનમા ભરેલ મીઠામાં મીઠો કામરસનો સ્વાદ નિર્ભય રીતે તેઓએ હમણાં જ માણ્યો તેઓએ આશ્ચર્ય સાથે એ જાણ્યુ-જોયુ કે પડખેનો માનવ એને ખાઈ જવા ઇચ્છતો નથી, બલ્કે પડોશી થવા ઇચ્છે છે એટલે એ થોડો હળતોમળતો થયો. ટૂક સમયમા એણે જ જગલોમાથી અન્યને આમત્રવા માડયાં.

"માનવમાત્ર સમાન !" કુમાર વૃષભધ્વજનો આ સદેશ ધીરે ધીરે બધે પ્રસરવા લાગ્યો સુમગલા ને સુનદા એમા ઉત્સાહભેર ભાગ લેવા લાગ્યા કુમારના અન્ય સાથીઓ પણ પોતાની સાથે લાવેલા ગૃહઅગ્નિ વડે જગલોના માર્ગ સ્વચ્છ ને ગુફાઓ માનવને રહેવાને અનુકૂળ બનાવવા લાગ્યા

"જલદી કરો ! આ વનપ્રદેશને નિર્ભય બનાવો, ને માનવકુળો વસાવો" કુમારે આદેશ કાઢયો, ને દેવી સુમંગલાની આગેવાની નીચે પાર્શ્વચરો વનપ્રદેશને સાફ કરવા માડ્યા

મધ્યપ્રદેશમા એક મોટો યજ્ઞ રચવામાં આવ્યો, ને એમા ગૃહ-અગ્નિને સ્થાપન કરી પ્રજ્વલિત કરવામાં આવ્યો એનો ધુમાડો બધે પ્રસરી ગયો, ને જગલનાં પ્રાણીઓ ચીસેચીસ પાડતાં નાસવા માંડયાં ભયકરમા ભયકર સામનાથી જેઓ લેશમાત્ર અચકતા નહોતા, તેઓ સામાન્ય એવી ધૂણીથી નાસવા લાગ્યા કેટલાક જીવ તો આ પ્રકારની ગધથી ખૂબ જ બીધેલા હતા, કારણ કે આ વનમા જ્યારે જ્યારે

દાવાગ્નિ લાગતો ત્યારે આ જ રીતની ગંધ હવામા ભરાઈને આવતી. હાથીઓના ટોળા ચીસેચીસ નાખતા ભયંકર કચ્ચરઘાણ વાળતાં ચાલ્યા જતા હતા ભયંકર વાઘના ટોળા ભયભરી ગર્જનાઓથી પોતાનુ વનસ્થળ તજતા હતા ખંધા ચિત્તાને દીપડા પણ જમીન સાથે પેટ-ઘસતી ચાલ છોડીને ભાગવા લાગ્યા

દેવી સુમંગલાની નેતાગીરી નીચે પશુઓને એક જ માર્ગે જવા દેવામા આવતા પણ જે પશુઓ જવાને બદલે ત્યા જ ભયભીત બનીને ચક્કર લગાવ્યા કરતા, તેમને દેવીના પાર્શ્વચરો હાકીને એક વાડાની અંદર લઈ જતા, આ વાડો જ ગજ્ઞના મોટાં ઝાડના થડ, કાટાળા વેલાઓ ને છોડોનો બનાવવામા આવ્યો હતો જોતજોતામા પશુઓનો મોટો સમૂહ એમા એકઠો થઈ ગયો પ્રારંભમા તો વનવાના માનવોની જેમ તેઓ એકબીજાની સાથે ખૂબ બાખડયા, પણ ઘણા તો તરત શાત થઈ હળીમળી ગયા, એકબીજાની શિંગડીઓ ઘસી પ્રેમ પ્રદર્શિત કરવા લાગ્યા

કેટલાક પ્રાણી જીવનના અંત સુધી ન હળ્યા, ન મળ્યા. ન ચારો લે કે ન પાણી લે !

કુમારે કહ્યુ, "એ એકલવાયુ જીવન જીવનારા પ્રાણીઓને એમને માર્ગે જવા દો સમાજજીવન અને માનવમૈત્રી એમને દુષ્કર છે"

વાડામાથી એવા પશુઓને છોડી દેવામા આવ્યા હવે પેલી ધૂમ્રમય હવા ઓછી થઈ ગઈ હતી તેઓ નિરાતે બખોલમા છુપાવા ચાલ્યા ગયા શેષ રહેલા પશુઓ પર દેવી સુમંગલા દૃષ્ટિ રાખવા લાગ્યા

તાજા ઘાસ, તાજા પર્ણ ને મીઠા જળ એમને આપવા શરૂ થયા પશુઓને પણ આ સ્થળ ભાવી ગયુ આ ખાનપાન આપનાર માનવીઓ તરફ એમને ભાવ થયો. માનવીને જોતા જ પોતાનો હરીફ ધારી જે શિંગડા હિલોળતા, એ હવે માનવીને પોતાના દેહને સ્પર્શ કરવા દેતા ધીરે ધીરે તેઓ હળીમળી ગયા; માનવી સાથે ગેલ કરવા લાગ્યાં,' વાડામાથી નીકળીને માનવીની પાછળ પાછળ

ફરવા લાગ્યાં હવે તો એવો સમય આવી પહોચ્યો કે તેઓને છૂટાં મૂકવામાં આવે તોપણ સાજે તેઓ આ નિર્ભય જગાએ વગર બોલાવ્યા પાછા ચાલ્યા આવતા.

વનપ્રદેશનો વિશાળ પ્રદેશ વસવાટ માટે યોગ્ય થઈ રહ્યો હતો. આજે કુમાર અહી હોય, તો દેવી સુમ ગલા વનોને પેલે પાર હોય; વળી બીજા પાર્શ્વચરો ક્યાય હોય આ બધાની વચ્ચે ખાનપાનની વ્યવસ્થા જાળવવાનુ કામ ઉદારમના દેવી સુનદા કરતાં. તેઓ સુસ્વાદુ સુપક્વ ભોજનસામગ્રી સર્વને પહોંચાડ્યા કરતા. તેમને લાગ્યુ કે જાનવરોની પીઠ પર જો આ સામગ્રી મૂકી દઈએ, ને તેમને અમુક સ્થળે જવાની સ જ્ઞા આપી દઈએ તો લેશમાત્ર વિલ બ વિના બધુ ત્યા પહોચી જાય

દેવી સુન દાએ એક દહાડો એક પશુ પર આ પ્રયોગ અજમાવ્યો. એઅેક ફેરામા પશુ પોતાનુ કર્તવ્ય સમજી ગયુ પીઠ પર લાદેલો બોજ એને નગણ્યવત્ હતો એ સહેલાઈથી બોજો લઈને એક સ્થળેથી બીજે સ્થળે જતું—આવતુ થઈ ગયુ દશ માણસ જે કામ ઘણા શ્રમથી પણ ન કરી શકતા, એ આ એક પશુ સહેલાઈથી કરવા લાગ્યુ.

માનવી માનવીની વચ્ચે જેમ સસર્ગ વધતો ચાલ્યો તેમ માનવ અને પશુઓ વચ્ચે પ્રેમસંબધ બધાવા લાગ્યો માનવ એ પશુની વનચરોથી રક્ષા કરતો ને પશુ એની ચાકરી કરતુ પશુઓની મદદથી કુમાર વૃષભદેવના માનવ-ઉદ્ધારનુ કાર્ય વેગવંત બનવા લાગ્યુ. હવે તો કેટલીક વખત આ પશુઓ સામાનને બદલે માણસને પણ ઊચકીને લઈ જતા.

પશુ અને માનવીની આમ મૈત્રી સરજાઈ રહી હતી, ત્યા એક દહાડો દેવી સુમ ગલાને કોપ વ્યાપે તેવો બનાવ બન્યો

નવા વસવા આવેલા માનવો રાત્રે છાનામાના કેટલાક પશુઓ ઉઠાવી જઈ મારીને ખાઈ જતા હતા તેમાં પણ આ નવા પ્રાપ્ત

થયેલાં અગ્નિ પર જરા તપાવીને ખાતાં, પશુમાસનો સ્વાદ ઓર જામતો. સ્વાદલોલુપોની આ જમાત છાની છાની પણ ઝડપથી વધવા લાગી. તેઓ હૃદયપુષ્ટ પ્રાણીઓને જોતા ને તેઓની જીભ પર લાળ ટપકતી. વનમેવાના ઢગલા હવે પડ્યા પડ્યા સડી જવા લાગ્યા ચોરીનાં ઓર મીઠાં લાગે, એમ આ છૂપી પ્રવૃત્તિએ એમનો સ્વાદ–શોખ વધારી દીધો. ખાવાને વનફળ ને વનમેવાના ઢગલા આવતા. તેઓ પોતાની ચોરી છુપાવવાને વનમેવા પોતે ખાઈ ગયા છે, એમ બતાવવા તેને ખાડમા નાખી દેતા.

ખાડામાં વરસાદના પાણી ભરાતાં અને એમા સડતાં વનફળ દુર્ગંધ કાઢતા. છતાય એમની જીભને જે નવો સ્વાદ લાગ્યો હતો, એને માટે આ સ્થળ નિર્ભય હતું.

રોજ હૃષ્ટપુષ્ટ પશુ ચોરાઈને આવતા, ને રાત્રે અગ્નિમાં શેકીને બધાં પોતાની જિહ્વા ને લોલુપતાને સંતોષતાં.

દેવી સુમંગલા પોતાનાં પ્યારા પશુઓને રોજ ઓછાં થતાં જોઈ સચેત બન્યા હતાં તેઓ જતા–આવતાં પશુઓ તરફ લક્ષ આપતા. દેવી સુનંદા પણ ફરિયાદ કરતા કે ખાનપાનની સામગ્રી લઈ જનારાં પ્રાણી હવે ઓછા થતા જાય છે.

દેવી સુમંગલા પોતે ચોકી કરવા લાગ્યાં. પશુઓના ચરવાના સ્થળે પોતાના પાર્શ્વચરો મૂક્યા છતા પશુ તો ઓછા થતા જ ગયાં દેવી સુમંગલા કૃતનિશ્ચયના સ્વભાવવાળાં હતાં. તેમણે પોતાના કાર્યમાં વિશેષ ને વિશેષ લક્ષ આપવા માડ્યુ.

પશુમાસના શોખીનો પણ પોતાનુ કાર્ય ખૂબ જ કુશળતાથી કરતા હતા. અજબ હિકમતથી તેઓ પશુને હાંકી જતા, ને પોતાના ગુપ્ત સ્થળમા લઈ આવતા. આ જોખમ તેઓ જીવના સાટે ખેડતા દેવી સુમંગલાના ભયંકર કોપને અને કુમાર વૃષભધ્વજના અજેય વીરત્વને

તેઓ જાણતા હતા, છતા આ લોલુપતા ન છોડી શકાય તેવા નવાં નવા કારણો પણ ઊભાં થયે જતા હતાં.

જે ખાડાઓમાં તેઓ વનફળ કે વનમેવો ફેંકી દેતાં, એ ખાડાઓમાના એક ખાડામાંથી કોઈ અદ્દભુત પેય એમને સાંપડ્યું હતું. પહેલા તો એની વાસથી માથુ ફાટી જતું; એ ખાડાઓનાં ગંધાતા પાણી ઉલેચી નાખવાનુ પણ દિલ થતુ, પણ દેવી સુમંગલાના ચોકીદારો ડાળે ડાળે ને પાંદડે પાદડે પથરાઈ ગયા હતા; તેથી પોતાના ગુપ્તવાસની બહાર ડોકિયું પણ કરાય તેમ નહોતું. એટલે એ ગંધ સહન કરે જ છૂટકો હતો.

ધીરે ધીરે એ ગંધ એમના નાકને સહ્ય બની ગઈ. ત્યાં વળી કેટલાક દહાડા સહુને, દેવી સુમંગલાના હાથમાંથી બચવા, આખો દહાડો ગુપ્ત અવાસમા જ ભરાઈ રહેવુ પડ્યુ.

ગરમીના દિવસો હતા, પીવાનુ પાણી જલદી ખૂટી ગયુ. સહુના કંઠ તૃષાથી શોષાવા લાગ્યા. કેટલાક તો પાગલ જેવા બની પેલા ગંધાતા ખાડાઓ તરફ ગયા સૂર્યના તાપથી એ પાણી ધખધખી ગયુ હતુ ને વરાળો કાઢતુ હતું.

સહુએ ભાન ભૂલીને થોડું થોડુ પીધુ ને કંઠને ભીંજાવ્યો પણ આ શુ ? ભાન ભૂલીને પીનારાઓ એ પાણી પીને વિશેષ ભાન ભૂલ્યા હતા. છતા મગજમા ખુમારી ને દેહમા તનમનાટ આવ્યા હતાં

આ નવી ખુમારી કેવી ? મગજમા નવો પ્રકાશ ક્યાથી ? દુઃખ, દીનતા, દરિદ્રતા એ જાણે પાણીના થોડા આચમન માત્રથી દૂર થઈ ગયા આ મસ્તી ! આ બેપરવાઈ ! અરે, દેવી સુમંગલા તો શુ, કુમાર વૃષભધ્વજની બીક પણ હવે તેમને રહી નહિ. શરીરમાં જાણે નવું જોમ આવી ગયુ

અરે, આ તો મધુ કરતાય મદભર્યું ! અરે પીઓ, નાચો, હસો ! હસવાનુ કારણ નથી છતાં હસુ હસું થઈ જવાય છે.

નયનનર્તન કરવાનુ કોઈ કારણ નથી, તોય ડોળા ચકરવકર થાય છે. નાચવાનુ દિલ નથી, તોય પગ થનગની રહ્યા છે. સ્વપ્નમાં આવતી સ્વપ્નપરીઓ જેવી બધી સ્ત્રીઓ દેખાવા લાગી; સ્ત્રીઓને પુરુષો રૂપાળા દેવતા જેવા દેખાવા લાગ્યા.

સ્ત્રી ને પુરુષો દોડી એક બીજા ને ભેટી પડયાં· વાહ, આવી મજા આજ સુધીના આલિંગનોમાં જાણી નહોતી ! અને આ વનફળ જેવા સુઘટિત અંગો ! અમરફળના ભક્ષણ કરતા આ સ્ત્રી-ફળના સ્પર્શમાત્રમાં કેટલો પરમ સ્વાદ ! ભૂલ્યાં, આજ સુધી માનવોદ્ધારને નામે આપણે ખોટા માર્ગ પર ચાલ્યા ખરેખર, દીવા જેવી વાત આપણે ભૂલ્યા ! આજ સુધી બાળકોના દુગ્ધપાન માટે જ જેની હસ્તી સ્વીકારી હતી, એ વક્ષસ્થળ તો એક મોહક વસ્તુ બની બેઠી

ભારે અગમનિગમનું જ્ઞાન એમને સાંપડી ગયુ. એને આ જ્ઞાન પ્રાપ્ત પણ કેની રીતે થયું ? પેલા ખાડાના જળમાંથી ! કોઈ દૈવી કૂપ ! અરે, માનવો ! દેવકૃપાનો એ કૂપ છે વનમેવા ને વનફળની એને ભેટ આપો એને કાજે જ યજ્ઞ કરો આકાશના દેવ ઇંદ્રનુ જ એ પેય આપણને અભિનવ ખાદ્ય તો મળ્યું હતુ, હવે અભિનવ પેય પણ મળ્યુ

અને એ પછી સ્ત્રી-પુરુષનાં સહચારનુ અમૃતતુલ્ય સુખ સહુને મળવા લાગ્યુ આ પેય પીધુ કે સ્ત્રી જુદી, પુરુષ જુદો ! બને સ્વપ્નવિહારી ! રાત્રિઓ ઊજળી બની, દિવસો સુદર બન્યા ખાવુ-પીવુ, નાચવુ ને સૂવુ ! હસવુ, રમવુ ને આનદ માણવો ! કુમાર વૃષભધ્વજના માનવોદ્ધારમા એવો રસ ક્યાય હતો ? ત્યા તો બધનમા બધાવાનું, આ કરવુ-આ ન કરવુ, એ માથાકૂટો હતી અહીં એવું કશુય નહી !

પેલા દૈવી ખાડાનુ જળ છલછલતુ હતુ વનમેવા ને વનફળનો

તો ત્યાં તોટો ન હતો, પણ માંસ માટે વિપત પડવા લાગી. દેવી સુમંગલાના ચોકીપહેરા હેઠળ હવે પૂરતા પશુ મળવા અશક્ય બન્યાં હતા.

"હવે પશુ નહી મળે."

"ભલે પશુ નહી મળે, પણ માનવ તો મળશે કે નહી ?"

"માનવ ?"

માનવોનો જૂનો સ્વભાવ જાગી ગયો : "અરે, હવે તો ગુફાઓ માનવબળોથી ભરપૂર છે. જંગલનાં પશુઓ હવે તેમનો શિકાર કરી શકતાં નથી, એટલે કીડિયારોની જેમ એ ઊભરાઈ રહ્યા છે ! જ્યાં જુઓ ત્યાં સામે ભટકાય છે લાવો અને ખાદ્યની લહેજત માણો "

આ વખતે એક જણાએ કહ્યુ : "પણ માનવીએ માનવીને ના ખાવો એવી કુમાર વૃષભધ્વજની આજ્ઞા છે એનુ શું ?"

"કુમાર વૃષભધ્વજની આજ્ઞા ? વાત કરનાર જરા થભી ગયો. એની હિંમત જાણે સરતી લાગી. એ જાણતો હતો, કે એ આજ્ઞાના ઉલધનારને કેવી સજા થાય છે

"અરે, કોઈ ગમે તેવી આજ્ઞા કરે તેથી શુ આપણો પરાપૂર્વનો રિવાજ બદલાઈ જાય ? આપણા બાપદાદાઓના વારાથી આમ ચાલતું આવ્યુ છે. એક કૂબો બીજા કૂબાનો દુશ્મન છે. આપણે તેમનો નાશ કરવામાં પાછી પાની કરીશુ, તો એ આપણો નાશ કરશે. વહેલો તે પહેલો, જે પહેલો મારે એ કદી ન હારે !"

"અવશ્ય, ચાલો, આજે જ નીકળી પડીએ. સાહસ વિના સિદ્ધિ ક્યાં છે ?"

એ જ રાતે એક ટોળી માનવસહાર માટે નીકળી પડી. ચોકીદારોને તો પશુ રક્ષાનુ કાર્ય કરવાનું હતુ. માનવશિકારતો હવે ભાગ્યે જ થતો. એટલે કૂબાઓ પણ ઉઘાડા, રક્ષણ વગરના હતા

એક આખો કૂબો રોળી નાખી, કોઈના હાથ, કોઈના પગ, કોઈનું માથું ભાંગી નાખી એક કબીલાને પેલા શિકારીઓ ઉપાડી ગયા પાચેક

સ્ત્રીઓ, ત્રણેક પુરુષો ને છ એક નાના બાળકો આ લૂટમાંથી હાથ આવ્યા નાનાં નાના તાજા બાળના માંસનુ એ દહાડે તેઓએ ભોજન પકાવ્યુ.

અગ્નિના મોટા તાપણાની ચારેતરફ સહુ કૂંડાળુ વળીને બેઠા. ખાદ્ય પીરસાયુ, પેય અપાયુ ભૂખ્યા પેટે સહુએ હોશે હાશે ખાધું ને ઢીંચી ઢીંચીને પીધુ પછી સહુએ બીભત્સ કાર્યનો આરભ કર્યો. આજ સુધીની પ્રથા એવી હતી કે એક યુગલ જ પરસ્પર કામેચ્છા તૃપ્ત કરતુ આજે વળી આ રસિયાઓએ નવી તરકીબ શોધી કાઢી એક યુગલની સ્ત્રી ને બીજા યુગલનો પુરુષ ! આ પરિવર્તનમા અદ્ભુત રસ આવ્યો. વધારામા, લૂટમાં આવેલી પાચ સ્ત્રીઓ પર પણ આ રસિયાઓએ હાથ માર્યો

અને કર્ણોપકર્ણ આ વાત જ્યારે આગળ પ્રસરી, ત્યારે અનેક રસિયાઓ એમા દાખલ થયા એક તરફ માનવોદ્ધારની ઝડપી આગેકૂચ; બીજી તરફ એની પીઠ પાછળ આ મહાન ઘાતક પ્રવૃત્તિ !

પ્રગતિ સાથે જ પ્રત્યાઘાતો અનિવાર્ય હોય છે.

કુમાર વૃષભધ્વજ પાસે આજે સવારે પોકાર આવ્યો કે દેવ, કૂબાઓ પર ફરીથી શિકારીઓનો પજો પડી રહ્યો છે માનવકુળો ફરીથી ભયભીત બન્યાં છે જગલિયત ફરીથી એમનામાં જાગી રહી છે.

"દેવી સુમગલાની પ્રવૃત્તિના શા વર્તમાન છે ?"

"દેવ, એમણે તો જબરો કડપ બેસાડ્યો છે એક પણ પશુ હવે ખોવાતુ નથી કે ખૂટતુ નથી, એક પણ હણાતુ નથી"

"બરાબર એટલે જ માનવબાળ ખૂટે છે, ને ચોરાય છે સુયોધ !" કુમારે પોતાના સદાના પાર્શ્વચર સુયોધને હાક મારી.

સુયોધ પ્રચંડ કાયાવાળો પ્રતાપી યોદ્ધો હતો, વનમાનવમાથી નરમાનવ બન્યા પછી, એણે જ કુમારના સાહસોમા સાથ દીધો હતો. લાબી છતા ઝટાદાર દાઢી ને ભરાવદાર મૂછો વચ્ચે એના તાબા

જેવા ઊપસેલા ગાલ ને અગ્નિ જેવી આંખો ભલભલાને ડારી દેતી, છતાં એનું હાસ્ય બાળક જેવુ નિખાલસ હતું.

આજકાલ એ શસ્ત્રાગારની રચનામાં લાગ્યો હતો એણે અને કુમાર વૃષભધ્વજે કાલે જ લીલા વાસ ને પશુના ચામડાની દોરીમાથી ધનુષ્યની રચના કરી હતી.

ગઈ કાલનો આખો દિવસ કુમાર અને સુયોધે ટંકાર કરવાની હરિફાઈમાં જ ગુજાર્યો હતો પણ કુમારને એ કાર્ય જેટલુ સહજ હતું, એટલુ સુયોધને એ નહોતું ફાવતુ. એ તો મજબૂત વૃક્ષના થડમાંથી બનાવેલી પોલાદના જેવી ભારે ગદા ફેરવી કહેતો:

"સ્વામી, મને તો આ શસ્ત્ર યોગ્ય નથી ભાસતું. શત્રુ સાથે તો હાથોહાથ મુકાબલો હોય; આમ આવા યાંત્રિક સાધનથી શત્રુને મારવામાં મર્દાનગી શી?"

કુમાર હસતા અને કહેતા. "સુયોધ, કોઈપણ વસ્તુને કેવળ સારી કે નઠારી માનવાની જરૂર નથી. વાપરતા આવડે તો વિષ પણ અમૃત નીવડે"

સુયોધ—વીરત્વની પ્રતિમાશો વફાદાર યોદ્ધો—કઈ જવાબ ન આપતો આ એક શુ, કુમારની આવી ચિત્ર વિચિત્ર અનેક વાતોના એની પાસે જવાબ નહોતા - એ શ્રદ્ધાધન હતો : શ્રદ્ધાથી સાંભળતો, શ્રદ્ધાથી ધારતો ને શ્રદ્ધાથી આચરતો.

આજે સુયોધને બોલાવી કુમારે કહ્યું : "સુયોધ, કાલે પ્રાતઃકાલે વનપ્રદેશના નિરીક્ષણ માટે જવાનું છે ફરીથી માનવશિકાર શરૂ થયો લાગે છે"

"માનવશિકાર?"

"હા, દેવી સુમંગલાએ પશુરક્ષણનુ કાર્ય કડપથી શરૂ કર્યું, એટલે માંસના સ્વાદીલાઓએ જૂની રીત ચાલુ કરી છે"

"કોણ છે એ, પ્રભુ !"

"હું નથી જાણતો."

"દેવી સુમંગલા પણ નથી જાણતા ?"

"ના !"

"તો આને કેવી રીતે જાણ્યું ?"

"અનુમાનથી."

આ અનુમાન તે કઈ વસ્તુ હતી કે જે, જોયા વગર, જાણ્યા વગર, સાંભળ્યા વગર, ઘણી ઘટનાઓ વિષે પ્રથમથી આગાહી કરી જતી ? આવા અનુમાનને પિછાણવા એણે ઘણી વાર પ્રયત્ન કરેલો, પણ એ સાદોસીધો જોદ્ધો નિષ્ફળ નીવડચો હતો.

"આપણું નવું શસ્ત્ર લઈ લેજે !"

"ધનુષ્ય ?"

"હા."

"વારુ, પ્રભુ ! ત્યારે કરું તૈયારી, પણ અહીં કોણ રહેશે ?"

"સુનંદા."

સુનંદા, શાંતરસની પ્રતિમા, પાછળ જ ઊભી હતી. એના મોંનું લાવણ્ય હમણાં વધતું ચાલ્યું હતું. એનાં અંગો મોહક રીતે સ્થૂળ બની રહ્યાં હતાં. સિંહચર્મની નવી જ બનાવેલી કંચૂકી એના યૌવનભર્યા દેહને તંગ બનાવી રહી હતી, ને ડોલરફૂલ નાખીને ઇંગુદીરસથી છલાછલ બાંધેલી વેણી જોનારની આંખને પકડી રાખતી હતી એણે પોતાના નાજુક હાથોમા કંઈક છુપાવ્યું હતું.

સુનંદાએ કહ્યું 'મેરુકુલવાસિનીને એક વાર તો આ પર્વતો ઓળંગતી નિહાળો સુયોધ, તમે અહીં રહેજો, કુમાર સાથે હું જઈશ.

"સુમંગલા હોત તો તનેજ લઈ જાત. અમને મેદાનના યોદ્ધાઓને

પર્વતની શ્રેણી પર ચઢવુ સ્વાભાવિક રીતે દુષ્કર લાગે છે. તારો જરૂર ખપ પડે તું ઉપયોગી નીવડે છતાં આ બધા સમુદાય માટે તારી અહીં જ જરૂર છે."

"ભલે, પણ મારી એક વાત સ્વીકારવી પડશે."

"શી વાત ? દેવી સુનંદાની કોઈ વાત સ્વીકારવામાં આવી ન હોય તેવો એકાદ દાખલો આપશો ?" કુમારના શબ્દોમાં ઘેલું વાત્સલ્ય હતું.

"મને તમારી સુંદર વેણી ગૂંથવા દો ! આ ઇંગુદીરસ લઈને આવી છું. રોજ ઝાડઝાંખરામા ફરતાં વેણી કેવી વિવર્ણ ને વિશીર્ણ થઈ ગઈ છે ! કુળવાસિની લલનાઓ મને રોજ ઠપકો આપે છે કે કુમારની કેશાવલિ જેવી નયનસુભગ કેશાવલિ આપણામાં કોની હતી ?" હજારો કુળસ્ત્રીઓ એની ઈર્ષ્યા કરતી. એની આજે આ વિવર્ણ દશા ?"

કુમારે કહ્યું : "કેશની રક્ષા કરતાં આપણા કર્તવ્યની રક્ષા વધુ જરૂરી છે."

"એ વાત સાચી. પણ દેવી સુમંગલા હોય તો, તમને મસ્તકે ગ્રહીને કેશ ગૂંથે. તેમની અનુપસ્થિતિમા મારું કર્તવ્ય મારાથી કેમ ચુકાય ?"

. કુમારે કેવળ મુક્ત હાસ્ય કર્યું.

સુયોધ નમીને ચાલ્યો ગયો. સુનંદાએ ધીરેથી કુમારના સુંદર મસ્તકને પોતાના વક્ષસ્થળ પર મૂક્યુ : કોમળ હાથે લટોમાં રસ સીંચવા માંડ્યો.

એ દશ્ય અપૂર્વ હતું. ઘનશ્યામ વાદળોની એ કોર પર સૂર્ય ને ચંદ્ર પ્રકાશતા હતા. કૌમુદીએ જાણે વાદળના વસ્ત્રથી સૂર્યને ગ્રહ્યો હતો.

## ૧૦. અષ્ટાપદના પંજામાં

**વનપ્રદેશ** પર અંધકારનો ઘેરો અંચળો પથરાયેલો હતો. થોડે થોડે દૂર ચોકીદારોના તાપણાના અગ્નિ સિવાય ને આકાશમાં ઠેરઠેર વેરાયેલા તારાઓ સિવાય પ્રકાશની એક પણ રેખા ક્યાય દેખાતી નહોતી.

વસંતની સુશ્રી બધે વિલસતી હતી, પણ ઋતુઓ ઘણીજ અસ્થિર હતી આકાશમાં અચાનક આંધી ઘેરાતી લાગી મંદ મંદ વાતો વાયુ વેગીલો બનતો ચાલ્યો ઝાડપાન ચિરાવા લાગ્યા પણ એથી આ પ્રદેશ પર વસનારાઓની નિદ્રામાં ભંગ નહોતો થયો

મધરાતની શીળી રાત, માતાની ગોદ બનીને, સહુને ગાઢ આશ્લેષમાં સમાવી રહી હતી. કેવળ ચોકીદારોના તાપણા વારવાર બુઝાઈ જતા હતા એને જલતા રાખવાની માથાકૂટ ભારે હતી, અને એ માથાકૂટમાં ચોકીદારોની આંખો રોકાયેલી હતી.

આંધી, સુસવાટા ને અંધકારની મદદથી કુમાર વૃષભધ્વજના વસતિસ્થાન તરફ કેટલાક અંધાર-ઓળા ચાલ્યા જતા હતા. તેમના હાથમાં અસ્થિના, ખોપરીના, લાકડાના ને પથ્થરના સાધનો હતા. એમની આંખો સાપના જેવી લીલી લીલી ચકમકતી હતી, એમના પગલા મિલાડીના હતા, ને પંજા વરુના હતા તેઓ વૃક્ષની ઓથે લપાતા લપાતા આગળ વધતા હતા આકાશના તારાઓ તરફ તેઓ વારવાર કંઈ સૂચક દૃષ્ટિ નાખતા હતા.

અચાનક કંઈક સંકેત થયો, કોઈ જોરથી દોડતુ લાગ્યુ. થોડો

કોલાહલ, એક-બે ઝીણી તીવ્ર ચીસ ને ધસાગના એકાદ બે અવાજ · ને એ અંધાર-ઓળાઓ કોઈ ભારે વસ્તુ ઉઠાવીને ચોરપગલે ચાલ્યા જતા જોવાયા.

આ સંસારમા એકબીજા એકબીજાને ખાઈ જતા; પણ ચોરી જેવી વસ્તુ હમણાથી જાણી હતી.

અંધારઘેર્યા માર્ગ પર એ પગલા સાવચેતીથી થોડાં જ આગળ વધ્યા હશે, કે પાછળ ઘુમરાણ થઈ રહ્યું સુયોધનો વન કંપાવતો અવાજ કર્ણગોચર થવા લાગ્યો. તાપણાઓ એક પછી એક વિશેષ પ્રજ્વલિત થતા જોવાયા એમાથી એક મોટું લાકડું ઉપાડીને સુયોધ આંધીના જોરથી ચારેતરફ ઘૂમતો દેખાયો એની પાછળ, એનું અનુકરણ કરીને, અગ્નિની શિખાઓ આમતેમ ચાલતી દેખાતી હતી

અચાનક મેઘગર્જના જેવો સ્વર સંભળાયો. દૂર દૂરના પહાડોમા એનો પડઘો પડચો પડઘાએ સ્વરને ભયંકર કરી મૂક્યો વાયુ થભી જાય, પર્ણ ખડખડતા સ્તબ્ધ થઈ જાય, નીર વહેતાં અટકી જાય · એટલો રૌદ્ર પ્રતાપ સ્વરમા હતો

સહુએ જાણી લીધું કે કુમાર વૃષભધ્વજ પોતાના પ્રિય ઐરાવતને બોલાવતા હતા. મંગલમૂર્તિ કુમારના કંઠમાં જ્યાં સદા પ્રેમની ઝાલર રણઝણ્યા કરતી, આજે એમા પ્રલયના શંખ ફૂંકાયા હતા

થોડીવારમા વનની આછી ઊજળી કેડી પર, સ્કંધ પર ગદા નાખીને વાદરાની જેમ ઠેકતો, હરણની જેમ છલંગ ભરતો સુયોધ આવતો દેખાયો

એની પાછળ ગજરાજ ઐરાવત હવામા સૂંઢથી ફેડકા બોલાવતો આવતો હતો સ્વામીના મનના ભાવ સમજનાર એ પ્રાણી આજ કાંટા, કાંકરા, ખાડા ટેકરા ભૂલી ઝંઝાવાતના વેગે ધસ્યું આવતું હતું. એની સૂંઢ યમરાજની અદાથી વીંઝાતી હતી. સુયોધ અને એની ગતિ વચ્ચે જાણે હરિફાઈ ચાલી રહી હતી

કુમારના ચહેરા પર અત્યારે મીટ માંડી મુકાય તેમ નહોતી; પ્રલયનો દેવ જાણે આવીને ચહેરા પર સ્તબ્ધ બની ગયો હતો

અચાનક હવામાં ભારે સુસવાટો થયો અંધકારને વીંધતું તીર અંધાર-ઓળાઓમાંના એકને વીંધી રહ્યું

એકે ભૂમિશરણ થતાં કહ્યું . "ઝીણો ઝીણો અવાજ આવી રહ્યો છે એ મહાપ્રાણી આવવાની ઘડીઓ નજીક છે, જલદી કરો, આડા રસ્તે ચાલો !"

કયું પ્રાણી આવે છે? ન સમજાય તેવો આ સંકેત હતો

અંધાર-ઓળાઓ ભારે ચીજ ઉપાડીને, પાછળના હલ્લાથી બચવા વનરાજિનો આશ્રય લેતા હતા હવે એમનો કાળ નજીક હતો એ કાળથી બચવા ઓળાઓ બે ભાગમાં વહેંચાઈ ગયા અંધકાર એમને આશ્રય આપી રહ્યો

ઐરાવતની ચીસોથી વનપ્રદેશ ગર્જી રહ્યો હતો સુયોધની ગદા ભયંકર રીતે ઘૂમી રહી હતી અને સામેની દિશામાંથી જાણે આંધી આવી રહી હોય તેવો અવાજ નજીક ને નજીક આવી રહ્યો હતો.

આખરે ભેટભેટા થઈ ચૂક્યા સુયોધની ગદાએ કેટલાયને ભૂમિશાયી કરી નાખ્યા

ધનુર્ધર કુમારે પણ પરાક્રમમાં પાછી પાની કરી નહીં; પણ જેને માટે તેઓ આવ્યા હતા, તે કયાં ?

"સુયોધ, અડધા બીજે માર્ગે વળ્યા લાગે છે "

સુયોધ ફરીથી જોરથી ધૂણ્યો—જાણે ઝંઝાવાતે પોતાના વેગની દિશા બદલી. એણે હાડ કંપાવે તેવો ભયંકર ચિત્કાર કર્યો, હવા સૂંઘી, ને દિશા બદલી

ફરી સુયોધ અને ઐરાવતની સરસાઈ ચાલી

કુમારની આંખો અંધકારને ભેદતી હતી એણે ફરીથી ભયંકર

સિંહનાદ કર્યો. વાઘને સામે જોઈ ગાય જેમ ગરદન ઢાળી દે, એમ દૂર દૂર જતા ઓળાઓ થથરી ઊઠયા એમણે ઉપાડેલો બોજ જમીન પર ગબડી પડયો

સનન કરતુ તીર આવ્યુ : એક, બે ને ત્રણ!

ભાગનારાઓ ભાગતા હતા, છતા પડકારની પેલી પારથી આવતા ભયકર અવાજ તરફ વધુ લક્ષ આપી રહ્યા હતા થોડીવારમા એક ઊચા પહાડ પરથી ભયકર વાદળ ઊતરી આવતું જણાયુ. નાસનારાઓએ હર્ષની કિકિયારી કરી, અને પહાડની બાજુની ઉપત્યકામા છુપાવા યત્ન કર્યો

એક બાજુ પોતે, વચ્ચે પેલુ વાદળ ને પેલી તરફ કુમાર અને સુયોધ. અધાર-ઓળાઓની આ યોજના સફળ થવાની તૈયારીમા હતી; પણ સનસનાટ આવતાં તીરોએ કોઈની પણ શરમ ન રાખી.

આ પ્રદેશ પર આમ હવામા શસ્ત્ર ચાલ્યા આવે ને માનવીને વીંધે એ નવી વાત હતી ઓળાઓ એક પછી એક પડતા જતા હતા. એક ઊંચા પડછંદ ઓળાએ કહ્યું :

"આ મિષ્ટ શિકાર લઈને હવે નાસી છૂટવુ અશક્ય છે. ખાવુ નહી તો ખાવા પણ ન જ દેવુ; મહાપ્રાણી અષ્ટાપદને અર્પી દો."

—ને તેઓ આકાશમાં સરી આવતા ભયકર વાદળ તરફ હાથ જોડીને અને સાથેના મૂર્ચ્છિત શિકારને સમક્ષ ધરીને ઊભા રહ્યા.

ભયંકર વાદળ અધકારમાં સરતું સરતુ સમીપ આવતુ હતુ એ ભયકર પક્ષી હતું કે પ્રાણી એ સમજાતું નહોતું. એને મોંના બદલે મોટી ભયકર ચાંચ હતી; એને બદલે આઠ પગ હતા, ને પગને એક ઝપાટે ભલભલા પ્રાણીને ચીરી નાખે તેવા તીક્ષ્ણ નહોર હતા; એની ભારે પાખોના ફફડાટમાં માણસ ઊડી જાય એટલો વેગ હતો. એની આખો પીળી ધમરખ જેવી ચમકતી હતી ને એ જ્યારે શ્વાસ લેતુ ત્યારે અગ્નિની જ્વાલાઓ નાકવાટે આવ-જા કરતી.

"અરે, આ તો મહાપ્રાણી અષ્ટાપદ આવ્યુ, ભાગો!"

કુમારની પાછળ આવી રહેલા વનવાસીઓ ભયથી ધ્રૂજી ઊઠ્યા કેટલાક તો અષ્ટાપદના નામ માત્રથી ત્યા જ બેભાન બનીને પડી ગયા

કુમારનો પ્રિય ઐરાવત પણ પળવાર થ ભી ગયો અષ્ટાપદ તો હાથીઓનો કાળ—દેખ્યા ન મૂકે અષ્ટાપદની વીંઝાતી મોટી પાંખોના સૂસવાટા જ્યા સ ભળાય ત્યા ગમે તેવા ઉચ્છૃ ખલ હાથીના ધણના ય મોતિયા મરી જાય

અષ્ટાપદે ભયંકર કિકિયારી કરી ઐરાવતે સૂઢ મોંમા નાખી દીધી વનવાસીઓ ભૂમિ પર પડી એ મહાપ્રાણીને પ્રણામ કરી રહ્યા, ને પોતાની રક્ષા માટે ચિત્રવિચિત્ર પ્રાર્થનાઓ કરવા લાગ્યા.

પેલા અ ધાર-ઓળાઓએ પોતે ઉપાડેલો બોજ ભક્ષ તરીકે આગળ ધરી દીધો મહાપ્રાણીએ હર્ષની એક કારમી ચીસ નાખી એના અવાજથી પાસેના વૃક્ષ પણ હાલી ઊઠ્યા એણે પહાડની કરાડ પર પોતાના પ જા ગોઠવી ચાંચ લ બાવી.

ભક્ષ નિશ્ચેતન પડ્યો હતો એના શ્વાસોચ્છ્વાસમા રમતી અગ્નિરેખાના પ્રકાશમા જોયુ, તો કોઈ મહાસુંદર, અત્ય ત સ્વચ્છ, ફૂલ જેવી સુકોમળ સ્ત્રી ભરનિદ્રામા સામે પડી હતી

બાળક કરતાય સ્ત્રીના ભક્ષમા અતિ મીઠાશ, એમા પણ જો ગર્ભિણી હોય તો એના તો સ્વાદની કોઈ સીમા જ નહી તાંબાના મોટા દરવાજા જેવી એ પ્રાણીની ચાચ પહોળી થઈ. એ આછી તીણી વન ક પાવતી કિકિયારી કરતુ ભક્ષને લેવા જાય છે, ત્યા કોઈએ પથ્થરનો ઘા કર્યો, એ ઘા મહાપ્રાણીના લમણામા આવ્યો પહાડ પરથી કાકરી ખરે તેમ એ ઘા તો ખરી ગયો, પણ તેના જવાબમા એ મહાપ્રાણીએ પોતાના પ્રચંડ નહોરથી પહાડની ભૂમિને લીસોટા કર્યા. એ લીસોટા માત્રથી મોટા પથ્થરોની ચારેતરફ વર્ષા થઈ રહી.

મહાપ્રાણીએ* ફરીથી પોતાની ચાંચ લંબાવી, ભક્ષને ઉપાડવા માંડ્યો. એના ઉપર ભયંકર ઘાની કશી અસર નહોતી, પણ જેવો એણે ભક્ષ લીધો કે ગદાનો પ્રચંડ ફટકો એના વિશાળ જડબા પર આવ્યો. જડબાં જેવા કોમળ ભાગ પર આ ઘા અસર કરનારો નીવડ્યો મહાપ્રાણી મૂંઝાયું એણે મુખ પાછું ખેંચી લીધું ક્ષણવાર એના નાકમાંથી અગ્નિના ગોટેગોટા નીકળવા માંડ્યા. એણે ભયંકર કિકિયારી કરી ને પેલા ગદાધર પર ઝાવું નાખ્યું

મોત સાથે તો માનવી સ્વસ્થતાથી લડી શકે, પણ આ મહાપ્રાણી તો મોત કરતાય ભયંકર હતું; આની સામે લડવું જ હાસ્યાસ્પદ હતું

મહાપ્રાણીએ પોતાનો વિનાશક પંજો ઉગામ્યો એના એક પંજાથી હાથી બે ભાગમાં ચિરાઈ જાય, તો માનવીનું શું ગજું? પણ ગદાધર જબરો કુશળ નીકળ્યો, મહાપ્રાણીએ ઉડાડેલા પથ્થરોના ગંજ નીચે એ ભરાઈ ગયો.

પંજો પથ્થરો સાથે અફળાઈ નિરર્થક થયો. ફરીથી પંજો ઊંચકાયો આ વેળા મહાપ્રાણીની અગ્નિકુંડના જેવી ભભકતી લીલી આંખો જાણે સહુને ભરખી જવા માગતી હતી છંછેડાયેલા આ પ્રાણીના કરાળ પંજામાંથી છૂટવું મુશ્કેલ હતું.

અચાનક એક તીર આવ્યું, ને એ જલતી આંખોના મર્મ-ભાગમાં પ્રવેશી ગયું. આંખોમાંથી લોહીનો ફુવારો છૂટ્યો, ને ઐરાવત પર બેઠેલા કુમારે કૂદકો માર્યો. મહાપ્રાણીનો ઉગામેલો પંજો નિશાન ચૂકી ગયો, એનો ઘા વ્યર્થ ગયો, ને એ આંખની ભારે વેદનાથી વ્યાકુળ બની ગયું.

* આવાં મહાપ્રાણી એ કવિકલ્પના નથી, પણ સંશોધનનો પણ તેને ટેકો છે પૌર્વાત્યો અષ્ટાપદ, ભારંડ વગેરેને રજૂ કરે છે, પાશ્ચિમાત્યો 'મૅમથ' પ્રાણીની વાતો કરે છે. આવા પ્રાણી કોક સમયે થતાં હશે, તેની સાબિતી આપતું કલકત્તાના મ્યૂઝિયમમાં એક જબરું હાડપિંજર છે.

ફરીથી બીજું તીર ! બીજી આંખને એ સ્પર્શી રહ્યું મર્મભાગ બચી ગયો. ઝાંખું ઝાંખું દેખાતું હતું

ગદાધરની ગદા વીંઝાતી જ હતી

અચાનક મહાપ્રાણીએ પોતાની પાંખોના ફફડાટ બોલાવ્યા, ને એ ઝડપથી આકાશમાં અદ્ધર થઈ ગયું પેલો મિષ્ટ શિકાર સુગંધ વહાવતો ત્યાં પડ્યો હતો એ લેવાનો લોભ એ ન ખાળી શક્યું પણ શિકારની પડખે જ પેલો ગદાધર ખડો હતો !

મહાપ્રાણીએ વેગ કર્યો વેરનો બદલો લેવા ગદા તોળીને ઊભેલા માનવીને જ પંજામાં નાખી લીધો, ને આકાશમાંથી વાદળ સરી જાય એમ પહાડની ટોચ પરથી ઊડીને અદૃશ્ય એ થઈ ગયું.

"સુ યો ..ધ !" કુમારે ચીસ નાખી. એ અવાજથી વનરાજિ કંપી રહી એક પછી એક ધનુષ્ટંકારની શ્રેણી એ દિશામાં બંધાઈ ગઈ પણ વૃક્ષના પર્ણ પરથી પાણીનું બિંદુ સરી જાય, એમ એ તીર પ્રાણીની મહાકાય પરથી સરી જવા લાગ્યાં

આકાશમાંથી ધીરો છતાં મક્કમ અવાજ આવ્યો "જય વૃષભધ્વજ !"

"સુ યો ધ !" ફરીથી વાત્સલ્યના અવતાર કુમારે ચિત્કાર કર્યો, પણ સુયોધને ઉપાડીને વનની વ્યવસ્થાને ઊલટપાલટ કરનાર મહાપ્રાણી હવે અદૃશ્ય થઈ ગયું હતું

કુમારે પૃથ્વી પર પડેલ ભક્ષ તરીકે અર્પણ થયેલ સ્ત્રીના બેભાન દેહને ઉપાડી, મુખ પર પાણી છાંટ્યું, ને ધીરેથી હાક મારી

"સુનંદા !"

પોતાનો પ્રિય કુમાર બોલાવે ને સુનંદા મોતની આરામગાહમાં પોઢી હોય તોય એકવાર બેઠી થઈને બોલી ઊઠે, ત્યારે આ તો મૂર્છાવસ્થા હતી. એણે તરત પ્રત્યુત્તર વાળ્યો :

"પ્રિય રાજ!"

પણ કુંજ તેના મોં પર કોઈ દિવ્ય ગંધ અમર જમાવી રહી હતી એ કુમારના કંઠમાં પોતાના નાજુક બાહુ વીંટળી દઈ ઊંઘી ગઈ કુમારે આજુબાજુ પાર્શ્વચરો માટે જોયું ચારે બાજુ આકાશ માર્ગે જેના ભ્રમણ થતા હતા

ત્યાં દૂરથી કોલાહલ સંભળાતો જણાયો પશુઓની ચડભડાટી દૃષ્ટિગોચર થવા લાગી. થોડીવારમાં જણાયું કે એક પ્રચંડ ગજ પર બેસીને દેવી સુમંગલા પોતાના પાર્શ્વચરો સાથે આવી રહ્યાં છે એમના એક હાથમાં જ્યોતિની જ્વાળા છે.

બાળા વનમાનવીએ સ્વર્ગમાં વસતી જે અપ્સરા દેવીઓની આજ સુધી કલ્પના કરી હતી, એનું મહાદેવી સુમંગલા સાકાર રૂપ હતાં પાછળ વિવિધ જાતનાં પશુઓ પર આરૂઢ થઈ વનવાસીઓ ધસ્યા આવતા હતા. માનવીઓનો મન-વેગ અપૂર્વ હતો; પશુઓનો તન-વેગ અજબ હતો

"કુમાર!"

"દેવી તમે વખતસર આવ્યાં. સુનંદાને સંભાળો સુઘોષની સહાય માટે મારે જવું છે."

"જનાર ઘણા છે. તમે વિશ્રામ કરો." સુમંગલાએ કહ્યું

"દેવી, સુઘોષ ઘણાનો નથી—એ મારો એકનો છે. અમારો સ્વામી-સેવકનો સંબંધ છે. સેવક સ્વામી માટે સદા પ્રાણ પાથરે,

અને વખત પડયે સ્વામી સેવક પર ઓળઘોળ ન થઈ જાય, તો એ સ્વામીનો આત્મા નથી, પાપાત્મા છે. હુ જાઉ છુ; તમે માનવોદ્ધારનુ કાર્ય જારી રાખો "

"નાથ, માનવોદ્ધાર પરથી મારી શ્રદ્ધા હટી ગઈ છે માનવ-સ્વભાવ મૂળમા જ પાપ પ્રવૃત્તિમા રાચનારો છે આપણી મહેનત માથે પડી લાગે છે!"

"માનવીના કાર્ય-અકાર્યને ન જુઓ. એની અદર વસતા સુદર આત્માને નિહાળો પેલી નાળિયેરી જોઈ? એના ફળ બાહ્ય રીતે કેટલા કઠિન ને અનાકર્ષક છે, પણ તમે તેને કેવા પ્રેમથી સ્વીકારો છો એને તમે કલ્પવૃક્ષ કહી સબોધો છો કારણ? કારણ એટલુ જ કે, તમે જાણો છો કે, અદર સુસ્વાદુ ને મિષ્ટ તત્ત્વ છુપાયેલુ છે"

"નાળિયેરની અદર શું છે, તે આપણે જાણીએ છીએ, પણ માનવદેહની અદર શુ વસે છે, એ કોણે જાણ્યુ, કુમાર? શત્રુ તરફ પણ પ્રેમ રાખવો એ તમારો સ્વભાવ છે. તમે તો અજાતશત્રુ છો. માણસ તો શુ, પશુને પણ કષ્ટ પડતુ દેખીને અકળાઈ ઊઠો છો! પણ પશુને સુધારવા સહેલ છે—એ તમારો કરેલો ગુણ નહી ભૂલે. પણ માણસ? મારા મતથી માનવ તો પશુ કરતાય બેત છે"

"શ્રદ્ધાને જાળવો, માનવી તો સસારની એક મહાશક્તિ છે. કેવળ માનવી જ સંસારને સુખી બનાવી શકશે સાદી આખે દેખાતા અનિષ્ટથી ન છેતરાઈએ. ત્યા જ આપણા મનની કસોટી છે; એ અનિષ્ટની પાછળ જ ઇષ્ટ ઊભુ હોય છે દેવી, પુરુષાર્થીને કદી પરાજય સાપડયો છે? હુ તો સ્વપ્નદ્રષ્ટા છુ પ્રાણાતે પણ એ દર્શન ન તજી શકુ "

"આપ અહીં રહો એ મહાપ્રાણીની પાછળ જવાની મને અનુજ્ઞા આપો"

"સુનંદા તમારી જરૂર છે. ચક્રવર્તીની માતા અહીં જ રહે ને વ્યવસ્થા ગણે. કોઈ શીઘ્રગામી પશુ આપશો?"

"ચક્રવર્તીની માતા?" શીઘ્રગામી પશુ કુમારને સોંપતાં સુમંગલાએ શબ્દોને બેવડયા. આ શબ્દોમાં કુમારે સુમંગલાની વર્તમાન સ્થિતિ પરત્વે આડકતરું સૂચન કર્યું હતુ.

છેલ્લા દિવસોની માનવ-ઉદ્ધારની ધમાલમાં દેવી સુમંગલાને સુંદર સ્વપ્નો લાધતા હતા. એ જાણી ગયાં કે પોતે માતા બનવાના છે, કોઈ બે યુગલ આત્માઓ એના દેહમાં આવીને માળો બાંધી રહ્યા છે. ત્યારથી એમના અંતરમાં ઘણીવાર તપ-વૈરાગ્યની અને કેટલીક વાર વસુંધરા-વિજયની ભાવના જાગી જતી. આતતાયીઓના નાશની અને પૃથ્વી-રક્ષણની વીરહાક રોમેરોમમાં ગુંજી રહેતી. એ વાતની કુમાર મશ્કરી કરી રહ્યા હતા—ચક્રવર્તીની માતાના નામે!

ચક્રવર્તી શબ્દ આ પૃથ્વી ઉપર નવો આવ્યો હતો, પણ સુમંગલાને એનો અર્થ જ્ઞાત હતો, પણ રે, જેનો સમર્થ પિતા કુલકર પણ નથી એનો પુત્ર ચક્રવર્તી શી રીતે બને? ને ચક્રવર્તી બનીનેય આ જંગલી વનમાનવોના સ્વામી બનવાનું ને? એ દગાખોર માનવીની સાથે જીવવુ, એના ઘાતકીપણાને જીરવવુ અશક્ય હતુ. છતાં સંસારમા માબાપ જેવુ ઘેલુ પ્રાણી બીજું કોણ છે!

"કુમાર, અજાણી ધરતી છે. ન જાણે કંઈ આપત્તિ આવે! મારું મન તમને રજા આપતા આચકો ખાય છે. તમારો વાળ પણ વાંકો થાય તો......"

"લેશ પણ ચિંતા ન કરશો. કોઈ મહાન ભાવિ મને પ્રેરી રહ્યું છે. જેની નસેનસમા કર્તવ્યની ભાવના વહે છે, જેને કોઈની સાથે અકારણ વેરભાવ નથી, તેનો વાળ પણ કોઈથી વાંકો કરી શકાશે

નહી. ગમે તેટલી આપત્તિ ભલે આવે, મારુ જ્ઞાન કહે છે, મારા પ્રયાસમાં શુભ સંકેત છે. દેવી ! મારે શીઘ્રાતિશીઘ્ર જવું ઘટે ”

ક્ષિતિજમાં ઉષા ઊગતી હતી, ને એની લાલપમાં સુમંગલાનો સ્વામી પહાડની કરાડો ઓળંગી ક્ષિતિજ તરફ ધસતો હતો. સુમંગલા અનિમેષ નયને એને નીરખી રહી, અને પોતાનો પ્રાણ જાણે દેહ તજીને દૂર થતો હોય તેવી વેદના અનુભવી રહી

# ૧૧. માણસને સજા કે ક્ષમા ?

સુનંદા ધીરે ધીરે શુદ્ધિમા આવી રહી હતી. એના પર કોઈ કેફી વનૌષધિની અસર હજી જણાતી હતી કમળદળ જેવા એના નયન ઊઘડી ઊઘડીને પાછા મીંચાઈ જતા હતાં.

"આ ષડ્યંત્ર કોણે રચ્યું ? દોષપાત્રને પકડી આણો"

—સ્વામીના વિરહથી અકળાયેલી, આતતાયીઓના નાશ માટે ઉદ્યુક્ત દેવી સુમંગલાએ હાકલ કરી. ક્ષણવારમાં ઘાયલ અંધકાર-ઓળાઓને સહુ ત્યાં ખેંચી લાવ્યા પોતાના પાપકર્મથી તેઓ અંતરમાં પશ્ચાત્તાપ અનુભવી રહ્યા હતા. પેલા ખાડાવાલા માદક પીણાનો એમને ચઢેલો કેફ ઊતરી ગયો હતો

"એકએકને હાથેપગે બાંધીને તાડવૃક્ષ ઉપર લટકાવી દો ! કુમાર પાછા આવે ત્યાં સુધી ભલે હવા એમને હીંચોળે એમના પાપકર્મ એવાં ભારે છે, કે સાંભળીને રોમાંચ ખડા થઈ જાય એવી સજા એમને થવી ઘટે."

આજ્ઞાનો જ વિલંબ હતો. ઊંચી ઊંચી નાળિયેરી પર આ નરપશુઓને બાંધવાનું ને તાડન કરવાનું શરૂ થયું. જોતજોતામાં સહુ ત્રાસી ગયા કેટલાકે કરુણાભર્યા અવાજે કહ્યું :

"દેવી ! અમારા પાપ ભારે છે અમારી કથની સાંભળો, અમને શુદ્ધ થવાની તક આપો."

"શુદ્ધ થવાની તક ?" દેવી સુમંગલા ક્ષણવાર થંભી ગયા.

મહામના કુમારની યાદ આવી ગઇ એ ક્ષણવાર સહૃદય બની ગયા. એમણે કહ્યું

"સારુ, તમારી સાચેસાચી કથની કહી દો. બીજો નિર્ણય તે પછી કરીશુ. અરે વનમાલા, દેવી સુનંદાની પરિચર્યા કરો, ને સત્વર જાગ્રત થઈ મારા કાર્યમા મદદ કરે તેવી અવસ્થામા આણો !"

"દેવી, અમે પાપાત્માઓ દેવ જેવા કુમારની આજ્ઞા ઉલ્લંઘી પશુમાંસભક્ષણનો આરંભ કર્યો હતો; એ માટે આપના ગોષ્ઠિકોમાંથી અમે પશુ ચોરવા માંડયા પશુ ઓછાં થતા આપની ચોકી વધુ કડક બની ને છેવટે પશુ મેળવવા અશક્ય થઈ પડયા પણ અમારી જિહ્વાની લોલુપતા હવે મર્યાદા વટાવી ગઈ હતી. અમે માનવમાંસનું ભક્ષણ શરૂ કર્યું એવામાં અમારા ગુપ્તનિવાસસ્થાનના એક ખાડાનુ પાણી અમારા પીવામાં આવ્યુ. પહેલવહેલુ જેમણે એ ચાખ્યુ એ બહુ કુશળ ને વાચાળ હતા એમણે કહ્યું "અરે, આ તો દેવોનું પ્રિય પેય છે, સુરોની પ્રિય વસ્તુ સારા છે. એને રોજ ફળમેવા ધરો ને એનુ આચમન કરો !'

"આ સુરાએ અમને જાણે અદ્‌ભુત બનાવ્યા એના પાનની સાથે અમે પળવારમાં દેવોના સ્વર્ગમા ચાલ્યા જતાં શી મસ્તી! શી એકતાનતા ! આ સુરાના સંસર્ગ પછી માંસનો સ્વાદ પણ વિશેષ લાગ્યો, ને સ્ત્રીઓ ને પુરુષોનો સંપર્ક પણ લહેજત જન્માવતો લાગ્યો. અમે ઘેલા બની ગયા; એ સુખદ સ્વર્ગ માણવામા ડૂબી ગયા

"પણ અમારા આ સ્વર્ગમાં કાંટા પણ હતા. એ કાંટારૂપ તે તમે અને કુમારસ્વામી. કુમારના પ્રભાવ ને વીરત્વથી અમે જાણીતા હતા. એની શસ્ત્રવિદ્યા અદ્‌ભુત છે, એ પણ અમે જાણતા હતા. પણ કાંટાને કાઢવાનો અમારો દૃઢ ઈરાદો હતો. એક દહાડો અમે સુરપાનની મંડળીમાં એ વિચાર છણ્યો વિચારના આખરે એક ભયંકર નિર્ણય કર્યો" વાત કરનાર ક્ષણભર થંભી ગયો

"કથની પૂરી કરો. લેશ પણ અસત્ય નહી ચાલે, સત્ય પાસે જ દયા આવશે." દેવી સુમંગલાએ બૂમ પાડી. સુનંદા હવે સાવધ થઈ ગઈ હતી, ને પાસે આવીને બેઠી હતી. એની આંખો પ્રિય કુમારને શોધી રહી હતી.

"મહાદેવી ! અમારી મંડળીએ આખરે કાંટાથી કાંટો કાઢવાનો –વનના રાજા અષ્ટાપદને આમંત્રણ આપવાનો—નિર્ણય કર્યો દુર્જય કુમારનો પરાજય કોઈ પણ કરી શકે તો તે આ મહાપ્રાણી અષ્ટાપદ."

"અષ્ટાપદ ? એ કેવું પ્રાણી છે ?"

"દેવી, એ પ્રાણી નથી, દેવતા છે. વિંધ્યપર્વતની ટોચ પર એ વસે છે. વરસમા ચારેક વખત એ પ્રવાસે નીકળે છે, ત્યારે કૂબાઓના કૂબાઓનો નાશ કરી નાખે છે. એ સહારનો દેવ છે, એ માટે લોકો એની માનતા કરે છે એના દર પ્રવાસે માનવી પોતાના એકાદ બાળનો ભોગ ધરે છે. જે કૂબા ને ગુફાઓ ઉપર માનવભક્ષ હાજર હોય ત્યાથી એ ભક્ષ લેવા સિવાય, એ મહાન અષ્ટાપદ કંઈ હાનિ કરતો નથી. નહી તો બાજ જેમ અંધારી રાતે વૃક્ષોની ઘટામાંથી પંખીના માળા પારખી લે છે, એમ એ ગમે તે ગુફા, કંદરા કે પર્વતખીણમાં છુપાયેલા કૂબા ઝડપી લે છે, ને ત્યા સત્યાનાશ વરસાવે છે.

"એ આવે એટલે તોફાની હાથીઓનાં ટોળા શાન્ત થઈ જાય. એની ત્રાડ સાભળતાં વાઘ બકરી જેવા બની જાય મહાદેવી ! જ્યારે જ્યારે હાથીના ટોળા ખૂબ વધી જઈ ને અમને ત્રાસ આપે, વાઘની વસ્તી ઊભરાઈ જાય ને જ્યારે અમે તેઓને વશ કરવા કંઈ ન કરી શકીએ, ત્યારે આ મહાપ્રાણીને નોતરીએ છીએ"

"તમારા નિમંત્રણે એ આવે ખરો ?"

"નિમંત્રણ તો નામનુ, દેવી ! એ તો સત્યાનાશની પાટી," દેવી સુમંગલા ને સુનંદાને આમાં ખૂબ રસ લેતા જોઈ કથન કથનારને

હૈયે કંઈક ધરપત વળી. ધરપત વળતાં એનો ઉત્સાહ ઓર વધ્યો. એણે આગળ ચલાવ્યું :

"દેવી, એને નિમંત્રણ દેવાની રીત જરા જુદી છે. અમે એક જાતની વનસ્પતિનો રસ બાળીએ; એની ગંધ પહોંચતા એ આવી પહોંચે છે. એ આવે ત્યારે અમે તે માટે જાતજાતનાં બાળકો અથવા પૂર્ણ ગર્ભવતી સ્ત્રીઓ તૈયાર રાખીએ છીએ પોતાને પ્રિય ભક્ષ મળતાં એ એક જાતનો વિચિત્ર અવાજ કાઢે છે અમે એથી સમજીએ છીએ કે આ મહાપ્રાણી ખુશ થયું છે.

"પછી પેલી વનસ્પતિનો રસ બાળતા બાળતાં અમે આગળ ચાલીએ છીએ, ને મહાપ્રાણી પાછળ પાછળ આવે છે. માર્ગમાં આવતા હજારો પશુ-પંખીઓનો એ સત્યાનાશ વાળી નાખે છે. પણ ભક્ષ તો અમે આપીએ તે લે છે અમારે દર મજલે વારાફરતી એક બાળક ને એક ગર્ભવતી સ્ત્રી ધરવી પડે છે, તે તેવી ન મળે તો જુવાન સ્ત્રી ભક્ષ માટે મળે તેવી વ્યવસ્થા રાખવી પડે છે."

"વનસ્પતિનો રસ બાળવાનું ક્યાથી શીખ્યા ?" દેવી, સુમંગલાએ વચ્ચે પ્રશ્ન કર્યો.

"દેવી, પહેલા તો તે માટે અમારે વનમા દાવાનલ પ્રગટે તેની રાહ જોવી પડતી—એમ કરતા ઘણો વખત વીતી જતો—પણ હવે તો કુમારે ઘેર ઘેર ગૃહઅગ્નિ શોધી આપ્યો આથી અમારું કાર્ય અત્યંત સરળ થયું."

"કુમારની શોધ અને તે કુમારના નાશ માટે વાપરવાની ! હં, આગળ ચલાવો."

"મહાપ્રાણીના નિમંત્રણનો ભાર અમુક જણાને સાંપી, અમે અમારા માટે કાંટારૂપ બનેલા તમામના નાશની યુક્તિ રચી. દેવી, ક્ષમા કરજો, યથાર્થ ઘટના કહેવાની આજ્ઞા છે, એટલે કહું છું : મહાપ્રાણીના

છેલ્લા ભક્ષ માટે અમે દેવી સુનંદાની પસંદગી કરી! દેવી સુનંદા જેવો ભક્ષ પામીને એ મહાપ્રાણી ખુશ થાય ને એને બચાવવા કુમાર મેદાને પડે, એટલે એ પણ મહાપ્રાણીના કોપના ભક્ષ થાય—એક કાંકરે બે પક્ષી મરે। આ માટે અમે બરાબર વખતનો ખ્યાલ રાખ્યો, અને એ જ વખતે સુનંદાને ઉપાડયા."

"દેવી સુનંદાએ બૂમ નહોતી પાડી?"

"ના દેવી, એ માટે અમે એક કેફી વનસ્પતિનો રસ લઈ ગયા હતા. આ રસ અમે વનમા અમારા કૂબાની આસપાસ છાંટીએ છીએ, એનાથી મોટા મોટા ભોરીંગો પણ મૂર્છાવશ થઈ જાય, એ દરમિયાન તેમને પકડી લઈને ઠેકાણે પાડી દઈએ.

"જે પ્રાણીને શસ્ત્રથી કે હાથથી ન પકડી શકીએ તેને આ રીતે અમે વશ કરીએ છીએ. આ રસ અમે દેવી સુનંદાના મુખ પર છાંટયો હતો. અમે યોજેલી યોજના પૂરેપૂરી સફળ થઈ. મહાપ્રાણીના આગમનનો અવાજ સંભળાયો ત્યારે જ અમે દેવી સુનંદાનું હરણ કર્યું, બરાબર યોજના પ્રમાણે જ કુમારે અમારો પીછો લીધો ને સુવ્યવસ્થિત રીતે કુમારનો અને મહાપ્રાણીનો અમે ભેટો કરાવી દીધો! કુમાર આ રીતે એ મહાપ્રાણીને હરાવશે, એ તો અમે સ્વપ્નમાં પણ કલ્પ્યું નહોતુ દેવી, એ મહાપ્રાણી મરશે, તો માનવજાત સુખી થશે. હમેશાં હજારો માનવબાળનો એ ભક્ષ લે છે"

"કુમારને મારવાની ઇચ્છાવાળા તમે, એ મહાપ્રાણીના મૃત્યુને કેમ વાંછો છો? દગાખોરો મને છેતરવા ઇચ્છો છો? હું સમજુ છુ કે સુરા, સુંદરી ને સુમિષ્ટ માંસના સ્વાદીલાઓ તમે, આજે સપડાયા એટલે આમ બોલો છો. આતતાયીઓને પૃથ્વીના પડ પરથી ઉખેડી નાખવા પડશે; એ વિના માનવઉદ્ધાર શકય નથી. દેવી સુનંદા, તમારી શી ઇચ્છા છે? તેઓએ તમને અતિ કષ્ટ આપ્યું છે." દેવી

સુમંગલાનો ચહેરો અગ્નિ જેવો બની ગયો હતો.

"દેવી, મારા કષ્ટનો પ્રશ્ન નથી; પણ જેણે કુમારનું અનિષ્ટ વાંછ્યું એનું નામોનિશાન મિટાવી દેવું જોઈએ. પણ દેવી, સામેથી ધૂળની ડમરી ચઢતી આવે છે. કોઈ નવી આપત્તિ તો આવતી નથી ને?"

"આપત્તિ નથી મેં જ કુમારના પ્રિય મિત્ર દેવયશને બોલાવ્યો હતો જુઓ એની ધજા પર ગરૂડની છાપ છે જેની પાસે ગરૂડ-ધ્વજ હોય તેને દેવયશ સમજવો. આર્યત્વના પ્રચારનો માનવ-ઉદ્ધારનો એ ખૂબ હોંશીલો છે. ભલે આવ્યો."

મસ્ત વૃષભ પર આરૂઢ થયેલો દેવયશ વેગથી આવતો હતો. એનો વૃષભ દેવયશ જેટલો જ ઝડપી હતો

દેવયશ આવીને કુશળ પૂછી રહ્યો. સુમંગલાએ બધો વૃત્તાંત સવિસ્તર કહ્યો.

"આપો, કંઈ આજ્ઞા!"

"આજ્ઞા એક જ. માનવોદ્ધારના વિરોધીઓનો સર્વનાશ. મેં અને દેવી સુનંદાએ એવો નિર્ણય લીધો છે."

પણ બેન, કુમારને—પશુ, પ્રાણી કે માણસ—જીવ માત્ર સરખા વહાલા છે એમા માનવ માટે તો અતિ ચાહ છે. આપણે આ લોકોને સજા કરીએ અને કુમારને ન રુચે તો ?" સુનંદાએ વચ્ચે શંકા કરતા કહ્યું, "બેન, આ અજ્ઞાન માનવબાળને કુમાર પોતાના બાળ સમજે છે. બાળકને પોતાના હિતનું કંઈ ભાન હોય છે ? એને હિતવર્ધક ખોરાક આપતાંય તે સામો થાય છે, પાટુ મારે છે, બધું ઢોળી નાખવા યત્ન કરે છે; છતા માબાપ કોપે ભરાય છે ખરા ?"

"સુનંદા, તું મોટા મનની છે. તારી જગાએ હું હોત તો સાંભળીને આ દુષ્ટોનું રોમ રોમ કંપી જાય તેવી સજા કરત. પાપાત્માઓને પાપની સજા થવી જ ઘટે ક્ષમા અસંભવ છે," સુમંગલાનો સત્તાવાહી અવાજ ગાજી રહ્યો.

"દેવયશ સુનંદાના વચનથી આ પાપાત્માઓને હું દેહાંતની સજા નથી કરતી; સહુ ભલે આ તાડફળ પર લટકતા રહે. એમને અડધે પેટ રાખો. કુમાર આવીને એમનો ન્યાય કરશે."

સુમંગલાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની કોઈ પાસે શક્તિ નહોતી. અપરાધીઓને તરત પકડીને લટકાવી દેવામાં આવ્યા.

"આર્ય દેવયશ, તમે કુમારની શોધ માટે જાઓ. મને તો તેઓએ નિષેધ કર્યો છે."

"પણ મને તો નિષેધ નથી બહેન, હું પર્વતોમાં વસેલી છું. એની કંદરાઓ, ખીણો, ગુફાઓમાં હું ફરી જાણું છું. મને આજ્ઞા આપો."

"ભલે, આર્ય દેવયશ તમારું રક્ષણ કરો. કુમારની ચિંતા મનને ઘેલું કરી રહી છે."

"અમને મુક્ત કરો, દેવી! અમારા પ્રિય કુમાર માટે અમને કંઈક કરવા દો. અમે સહેલો ને સીધો માર્ગ બતાવીશું," ઝાડ પર લટકાવેલા કેટલાક માનવીઓએ બૂમ પાડી

માર્ગદર્શકની જરૂર હતી.

તેઓને મુક્ત કરવાનું આર્ય દેવયશને મન થયું. પણ દેવીની પાસે કોનું ચાલે? ત્યાં તો દેવીએ જ કહ્યું:

"સુનંદા, આ પાપાત્માઓમાંથી થોડાને સાથે લઈ જાઓ, માર્ગદર્શક તરીકે ખપ લાગે તો સારું. જો તેઓ પોતાનો સ્વભાવ ન ભૂલે તો લેશમાત્ર દયા ન દાખવશો."

"દેવી, ચિંતા ન કરશો. હાથી પણ એક વાર ભૂલથી બંધાઈ જાય છે, પણ હંમેશાં બંધાતો નથી. બિલાડી એક વાર દૂધ પી શકે—આપણી ગફલતનો લાભ લઈને. પણ પછી હંમેશ માટે દૂધ પીવું તેને માટે કાંઈ સહેલ નથી. સુનંદાએ તમારાં ને કુમારનાં પડખાં સેવ્યાં છે."

"દેવી, નિર્ભય રહેજો. કુમાર આવ્યા સમજો—વસંત આવે તે પહેલા."

થોડી વારમા દેવી સુનંદા ને આર્ય દેવયશની સરદારી નીચે એક મોટું જૂથ પહાડોની કરાડો ચઢવા લાગ્યું.

મદમસ્ત વૃષભની પીઠ પર હાથ મૂકીને ઊભેલા દેવી સુમંગલા ઘડીભર સ્નેહભીની આંખે સહુને જતાં જોઈ રહ્યાં.

એ વખતે દૂર દૂરથી એક હાથી પર કુલકર નાભિદેવ ને માતા મરુદેવા ચાલ્યાં આવતાં દેખાયા.

## ૧૨. વિરહિણી મહાદેવી

દિવસોના દિવસો વીતી ગયા ઉષા હવે વસંતનો સંદેશ લાવતી હતી. વનરાજિમાં નવું જીવન જાગી ગયું હતું. આમ્રડાળે કોકિલા બેસીને પ્રીતમને વનની શોભા માણવા આમંત્રી રહી હતી. પણ ગયેલા સાજનના કંઈ સમાચાર કે ખબરઅંતર નહોતાં.

સરયૂનો તટ માનવકુળોથી ભરચક થયે જતો હતો, પણ સુમંગલા માટે એ સૂનો સૂનો હતો. હવે તો માનવીઓ પંખીઓના માળા ને શિયાળની બોડ જેવાં વૃક્ષ કે ગુફાનાં ઘર મૂકી સુંદર પર્ણકુટીમાં આવીને વસ્યાં હતાં. માટીનાં બનાવેલાં પાત્રોમાં સુસ્વાદુ જળ છે. વનના ફળફૂલ ભરચક હતાં. ઝાડની છાલ કે સુંદર મૃગ-ચર્મ કે વ્યાઘ્રચર્મના ઓઢણ તેઓની પાસે હતા. આંગણામાં ગૃહ-અગ્નિ રાત–દહાડો જલીને પવિત્રતાની સૌરભ ફેલાવે જતો હતો. કદી વશ ન થતો આ અગ્નિદેવ હવે જાણે માનવીનો આજ્ઞાંકિત સેવક બની ગયો હતો. ઝેરી મધમાખોનાં ટોળાને એ પોતાની ધૂમ્રશિખા-ઓથી ભગાડી દેતો. વનપશુ તો આ દેવીની લાલ લાલ આંખો જોઈ ઊભે પૂંછડે ભાગતાં હતાં. સર્પાદિ વિષધરોએ પણ આ ઊનાં ઊનાં આંગણા છોડી જંગલોની ઠંડી છાયામાં જઈ આરામ લેવા માંડ્યો હતો.

કલ્પવૃક્ષ નષ્ટ થયાનો સહુનો જૂનો સંતાપ હવે દૂર થયો હતો. 'કલ્પવૃક્ષ ગયાં, હવે કેમ જિવાશે ? આપણો નાશ જરૂર થવાનો.'— એવી હાય વરાળ કાઢનારાઓને હવે આ નવું જીવન મીઠું લાગવા માંડ્યું હતું.

પહેલાં ભૂખ લાગી–ન લાગી ને ખાવાનુ મળી જતુ; ક્ષુધાની મીઠાશ કદી જણાઈ નહોતી.

તૃષા પૂરી લાગી–ન લાગી કે જળના ઝરણા પીવા મળ્યા જ છે ન ક્યાય ઝંખના, ન ક્યાય પુરુષાર્થ કે ન મળે પરિશ્રમ ! બાવડાના બળ જાણે નકામાં ! પગ જાણે પ્રાણવગરના, દેહનુ જાણે હલનચલન જ નહી . મગજમા કોઈ જીવ ત સાહસનુ મનોમંથન જ નહી .

એકલુ ગળપણ ક્યા સુધી ખાઈ શકાય ? એમા ખટાશ કે તીખાશ હોય તો જ મજા આવે

ભલે આવી કર્મભૂમિ; સ્વાગતમ્ ! ભોગભૂમિ નષ્ટ થઈ તો ભલે થઈ; અમારા બાવડાં સાબૂત છે, અમારા પગ સશક્ત છે, અમે પૃથ્વીના પટ પરથી ખાદ્ય ને પેય શોધી લાવીશું. અરે, અત્યારે ક્ષુધા ભલે થોડી વાર સંતપ્ત કરતી હોય, પણ મનને કેવા ઉત્સાહથી રંગી દે છે ! એ ક્ષુધા પેલાં સુસ્વાદુ તાડ, નાળિયેરી, વનફળ ને વનમેવાની કિંમત સમજાવે છે; ને પોતાના પ્રયત્નથી મેળવેલી ચીજ કેવી મીઠી લાગે તે બતાવે છે.

ગૌરવ લેવા જેવી વાત તો એ છે, કે અમારા જીવનની એકેએક વસ્તુ અમે સરજી છે, અમારા બાહુબળથી એકત્રિત કરી છે. એણે અમારા નિષ્કર્મણ્ય જીવનમા ચેતન પૂર્યું છે

હવે પ્રત્યેક ઉષા એક નવીન આશાનો સંદેશ લઈ આવે છે, પ્રત્યેક રાત મનોરથની સિદ્ધિના સોણલાથી રંગાઈને આવે છે

શ્રમ પછીની નિવૃત્તિ, પરિશ્રમ પછીની નિદ્રા, વિયોગ પછીનો સંયોગ, ક્ષુધા પછીની તૃપ્તિ—એની મજા, મનવાછિત વસ્તુઓ મનના ધારેલા સમયે પ્રાપ્ત કરનાર ભોગભૂમિના જીવો શુ જાણે !

એકલી શાંતિ પણ કંટાળો આપે છે, એકલો શ્રમ પણ થકવે છે, એકલુ સુખ પણ નિઃસ્વાદ લાગે છે, એકલુ દુઃખ પણ દુષ્કર લાગે છે. અમારા પ્રિય કુમાર વૃષભધ્વજે જેમ એક જ પાત્રમા

જાતજાતના ને ભાતભાતના વનમેવા ભેળવી એક નવો રસ પેદા કર્યો એમ જ વૈવિધ્યભર્યા પરાક્રમરસ અમારા જીવનને જીવત રાખે છે.

માનવી અશક્ત પણ નથી. દેહથી ભલે એ વાઘ–સિંહ કરતાં દુર્બળ હોય, પણ એનું બુદ્ધિબળ એટલું પ્રબળ છે, કે વાઘ–સિંહને પણ પોતાને વશ કરી શકે

કુમાર વૃષભધ્વજે સદેશ આપ્યો હતો કે માનવમાત્ર સમાન છે. એ સમાનતા જેટલા કેળવી શકે, એમાં જેઓ માને, તેઓનુ એક જૂથ બનીને સાથે કા ન રહે ? પ્રવાસ, પરિશ્રમ, પુરુષાર્થ સહુ સાથે સપીને કાં ન અજમાવે ?

ફૂલગજરા જેવા આ માનવઝૂમખા હવે એક સ્થળે એકત્ર રહેતાં. એક મન, એક ભાવ ને સમાન સ્વભાવવાળાં બની એ સાથે વસતા, ને સાથે જ વનરાજિમાં, સરિતાતટે, પર્વતો પર, ખાનપાનની શોધમા જતાં, અને જે મળે તે એકત્ર કરીને સરખે ભાગે વહેંચી લેતા

જંતુ જેવો લેખાતો માનવી પહાડ જેવો દુર્ધર્ષ, હાથી જેવો દુર્જય ને દેવ જેવો પરાક્રમી બન્યો હતો એને આકાશના તારલા તોડવાના અભિલાષ થતાં એને પાતાળઝરા ભેદભાવના હુંકાર ઊઠતા.

નાભિદેવ કુલકરના પરાક્રમી પૂર્વજો વન–જંગલમાથી સહુ-પહેલાં હાથીને વશ કરી લાવેલા. એ વેળા હાથીને વશ કરવો એ પહાડને ઊખેડી નાખવા જેટલુ ભયંકર કાર્ય લાગતું. જે કોઈ એ પહાડ જેવા પ્રાણીને જોતુ તે ભયથી નાસી છૂટતુ. આજે એ જ નાસનારાઓને કુમાર વૃષભધ્વજે જાણે સંજીવની કળા આપી હતી. તેઓ હાથી, વાઘ કે વનગેડાથી લેશમાત્ર ડરતા નહોતા. પચીસ–પચાસ જણા સાથે હોય તો એને હરાવીને પણ ચાલ્યા આવતા.

જાગૃતિની એ નવ ઉષાને ટાણે કુમાર વૃષભધ્વજ પર આપત્તિ આવ ઘેરાણી. જેમા નવીઓ માટે એમણે પોતાનુ જીવતર આપ્યું.

તેઓએ જ એમનુ કીમતી જીવતર લેવા પ્રયાસ કર્યો ! પ્રગતિની કૂચ આડે એક મહાન વિઘ્ન ખડુ થઈ ગયું.

આ જગતમા કોઈ માનવ લાંબા પ્રવાસે ન જતો. એક જ વાર એ પ્રવાસે જતો, જેમાથી તે કદી પાછો ન ફરતો.

કુમાર વૃષભધ્વજ પ્રવાસના શોખીન હતા, પણ આ તો મૃત્યુના મોંમા જવાનો પ્રવાસ હતો

વૃદ્ધ નાભિદેવ દૈવી અધિકારથી યુક્ત પોતાના પુત્ર માટે વ્યાકુળ બની ગયા, પણ આ ઉમરે પહાડો ઓળગવાની શક્તિ એમની પાસે નહોતી મરુદેવા વ્યાકુળ બની બેઠાં હતાં એ થોડી થોડી વારે અન્ય-મનસ્ક બની વૃષભ ! વૃષભ ! મારો વૃષભ એમ બોલ્યા કરતા.

સુમગલાની સ્થિતિ જુદી હતી. એને માથે તો કર્તવ્યનો ભાર આવ્યો હતો. એને કુમારની પાછળ કુમારના પ્રિય કાર્યને મને-કમને આગળ ધપાવવાનું હતુ એ ગંભીર બની ગઈ હતી. એનાં ચચળ નયનો અષાઢના મેઘની જેમ ભારેખમ બની બેઠાં હતા

સ્વસ્થતાથી એણે નાભિદેવ ને મરુદેવા માતાને બધો વૃત્તાત કહ્યો છેલ્લે છેલ્લે કહ્યું

"માતાજી, ધૈર્ય રાખશો કુમારનુ અનિષ્ટ કરી શકે તેવો કોઈ જીવ આ પૃથ્વી પર જન્મ્યો નથી. એ પ્રેમમૂર્તિ તો જ્યા જશે ત્યા પૂજાશે. આપણે તેમનુ કાર્ય આગળ ધપાવીએ."

મરુદેવામાતાને પુત્રમા જેટલો રસ હતો, તેટલી બીજી વાતોમા નહોતો. સુમગલા જેવી પ્રેમાળ સ્રીને આટલી ધીરજ ધરતી જોઈ નાભિદેવ સ્વસ્થ થયા પોતાને તો પુત્ર સાથે ટૂંક સમય જ રહેવાનુ નિર્માયેલુ છે, પણ જેનો એ જીવનભરનો સાથી છે, તેને જ અપૂર્વ શૌર્ય દાખવતી નિહાળી મરુદેવા પણ સ્વસ્થ થયાં—પણ બાહ્ય રીતે અતરમાં તો અસ્વસ્થતા ચાલુ જ હતી

"પિતાજી, આ માનવોને આપણા કુળોમાં ભેળવી દઈએ. એમને નવસંસ્કાર અર્પીએ અને આ પશુઓને સહુ કુળમાં વહેંચી દઈએ. એ આપણી વચ્ચે વસતાં શીખ્યા, હવે એમને જંગલવાસી પશુઓ નહીં સંઘરે." સુમંગલાએ કહ્યું.

નાભિદેવે આ સૂચનાઓનો સહર્ષ સ્વીકાર કર્યો. આ વનપ્રદેશનાં માનવીઓને એમણે પોતાનાં કુળોની સમીપ વસવા ને તેમના સંસ્કાર ઝીલવા અનુમતિ આપી. એક મોટા યજ્ઞની આયોજના કરવામાં આવી. ગૃહ-અગ્નિ વહેંચાયો અંતે પશુઓની પણ વહેંચણી થઈ ચૂકી.

સર્વપ્રથમ આ નિર્ણય સહુએ જાણ્યો ત્યારે કુળોના વડીલોને લાગ્યું કે આપણું જ પેટ પરિશ્રમથી ભરીએ છીએ ત્યાં વળી આ નવું તૂત શું ?

પણ સુમંગલાનો નિર્ણય એ કુમારનો નિર્ણય. અને પ્રિય કુમારની એ આજ્ઞાને કેમ ઉથાપાય ? એની આજ્ઞાના અંતરમાં ન જાણે કયા આશીર્વાદ ભર્યા હશે ?

અને એ આશીર્વાદની ઓળખ થતાં પણ વાર ન લાગી. આવેલાં પશુઓ નમ્ર ને મળતાવડાં હતાં. કેટલાંક તો જોતજોતામાં માણસની આજ્ઞાઓ ઓળખતાં ને એને અનુસરતાં શીખી ગયાં એમના ખાન-પાનનો ભાર પણ માનવીને માથે ન રહ્યો : એ તો એકલાં એકલાં વનમાં ચાલ્યાં જતાં ને એકલાં જમી-રમીને પાછાં આવી જતાં.

માતાના સ્તનમાં જેવાં મીઠાં દૂધ હતાં, એવાં મીઠા દૂધ આ પશુઓનાં આંચળમાં પણ ભર્યાં હતાં. નાનાં પશુબાળની સાથે માનવબાળ પણ એનુ દૂધ પીતો. પશુબાળ યોગ્ય ઉંમરનું થતાં માતાનું સ્તન-પાન છોડી દેતું. એ વેળા માતાને સ્તનપાનના દૂધના ભરાવાથી અત્યંત વેદના થતી. આ પયોધરધારી પ્રાણીઓએ—એમના ફાટફાટ થતાં થાનોએ—માનવીનું લક્ષ દોર્યું. માનવી એમની વેદના ઓછી કરવા દૂધના ભરાવાને આંગળાંવતી દોહી લેતા શીખ્યો.

એ દૂધ અમૃત જેવું લાગ્યું. પીનારાનાં શરીર હૃષ્ટપુષ્ટ બનતાં

ચાલ્યાં આ દૂધ ઉપર જ માનવી આખો દહાડો નિર્ભર રહી શકતો એને ફૂલ-ફળાદિની ઓછી આવશ્યકતા પડતી. વર્ષાના અને હિમના દિવસોમા ફળફળાદિ ઓછા મળશે તો પણ હવે ચાલી શકશે; દિવસો આના પર કાઢી શકાશે—જીવનનો અડધો ચિંતાભાર ઓછો થઈ ગયો ! અરે, આપણને કામધેનુ મળી ! સહુના હર્ષનો પાર ન રહ્યો દૂધાળા પશુ પર સહુને અત્યંત વહાલ ઊપજ્યુ

' જીવનમાં દૂધે એક જ મોજ પેદા કરી !

એક દહાડો સહુ વસંતોત્સવ માણવા' જંગલમા ગયા, ને ત્યા સુપક્વ વનફળોથી સારી રીતે પેટ ભરીને આરોગી લીધુ. સાયંકાળે સહુ પાછા ફર્યા ત્યારે દૂધના ઘડા છલકાતા પડ્યા હતા હવે શું થાય ?

પેટમા લેશ માત્ર જગ્યા નહોતી બીજી સવારે આરોગવાનો નિર્ણય કરી સહુ સૂઈ ગયા

પણ બીજી સવારે કુળની કેટલીક સ્ત્રીઓએ ભારે કોલાહલ મચાવી મૂક્યો કોક અસુરનો હાથ એમના દૂધને લાગ્યો હતો ! પ્રવાહી દૂધ ઠરીને, ખડગ્મા જેવુ થઈ ગયું હતુ.

"હાય રે મા, કયા કુદેવની, કઈ ડાકણીની નજર લાગી ! અરે, શી દેન છે એ ડાકણ્ શાકણ્ કે દેવની ! ખબર કરો કુળકર નાભિદેવને !"

સહુ પહોંચ્યા નાભિદેવની પાસે નાભિદેવે કુળવાસીઓનું કલ્પાંત સાભળી હાસ્ય કર્યું તેમના વડવાઓના વખતથી આ પયોધરધારી પશુ કુળકરોને ત્યા અમૃત રેલાવતુ. તેમણે કાષ્ટના પાત્ર વડે એના ભાગ કરી સહુના હાથમા મૂક્યુ ને ખાવા સૂચન કર્યું

ખાતા પહેલાં તો ડર લાગ્યો, પણ ખાધુ ત્યારે તો દૂધથી પણ ભારે સ્વાદીલુ લાગ્યુ દૂધમા તો મોળી મીઠાશ હતી, આમા ખટમધુરો સ્વાદ હતો. સહુ હોંશે હોંશે આરોગી ગયાં જોતજોતામા પાત્રનુ તળિયુ દેખાયુ તળિયાના ભાગમાં આંબલીના કાતરા પડ્યા હતા આંબલીના કાતરા ફેંકી દેતા કુળવાસીઓએ કહ્યુ :

"રે, આ બાળકો કેવાં તોફાની છે! કેવી કેવી નકામી ચીજો આવી અમૃત જેવી વસ્તુઓમાં નાખી દે છે! પ્રભુ, આ વસ્તુ કઈ શક્તિના બળે બનતી હશે? શુ અમે તેને રોજ પ્રાપ્ત કરી શકીશું."

"અવશ્ય."

"કેવી રીતે? ક્યા મત્રથી? કયા અભિચારથી? કોના આશીર્વાદથી?"

" આ કાતરાના આશીર્વાદથી! જે વસ્તુને તમે બાળકોનાં અડપલાં સમજી નાખી દીધી, એના જ બળથી આ વસ્તુ બનશે–તમને જોઈશે તેટલી."

"આંબલીના કાતરાથી?"

" હા, તેની ખટાશથી! પણ હવે તો જેમ એક ગૃહ–અગ્નિથી બીજો અગ્નિ પ્રગટે છે, તેમ આ એકમાથી જ બીજુ બનશે."

"આનું નામ?"

"દધિ. દધિ દધિને બનાવશે દૂધના ઘડામા થોડું દધિ નાખજો: પછી દધિ જ દધિ!"

આ દધિએ તો કુળવાસીઓમા આનદ પસારી દીધો. પણ એક દહાડો આ દધિ પર પણ દેવોનો કોપ ઊતર્યો. દધિ બે–ચાર દહાડા રાખી મૂકતા, એ આમલીના કાતરા 'કરતા પણ ખાટુ બની જવા લાગ્યુ; ખાવામા અપ્રિય ને હાનિકર્તા ભાસ્યુ.

તેઓ તો ફરી નાભિદેવ પાસે ગયા. નાભિદેવે એક મોટા પાત્રમાં એ ખાટુ બનેલું, શપિત દધિ નખાવ્યુ, ને પોતાના હાથમા ધારણ'કરેલ દંડને ખૂબ ઘુમાવવા કહ્યુ.

દહી તો પાણી પાણી થઈ ગયું, પણ એના ઉપર ચીકણો, ચળકતો પદાર્થ તરી આવ્યો. નાભિદેવે એ તરતો સ્નિગ્ધ પદાર્થ જુદો તારવી સહુને ચાખવા આપ્યો.

અરે, દૂધને ભુલાવે, દધિને વિસરાવે તેવી સ્વાદિષ્ટ વસ્તુ એમાંથી પેદા થઈ હતી! ખાતાંની સાથે જાણે દેહમાં બળનો અધિદેવ જાગ્રત થઈ જતો. અદ્ભુત કરામત છે, નાભિદેવના રાજદંડની! અરે, આ તો જાદુઈ લકડી!

"પ્રભુ, આનુ નામ?"

"નવનીત–માખણ. જે સફેદ પાણી બાકી રહ્યું છે, એનુ નામ તક્ર–છાસ. એને નકામી ન સમજશો. એ પણ તમને આરોગ્ય, આયુષ્ય ને બળ આપશે. વપરાતા વધેલા માખણને તમારા અગ્નિ પર તપાવી લેજો; એ દિવસો સુધી રહી શકશે"

"હે દેવ, આ પયોધરધારી પશુમાં કોઈ દેવ વસતા લાગે છે! અમે એની અર્ચા કરીશુ, પૂજા કરીશુ, એને રહેવા કુટી આપીશુ, એને ચરવા ઘાસ ને પીવા જળ આપીશુ. અમે જીવથી એનુ જતન કરીશુ"

"તો એ તમારું જતન કરશે"

પયોધરધારી પશુઓનુ સંરક્ષણ–સંવર્ધન એકદમ વધી ગયુ પ્રત્યેક માનવીના આગણામા આ પયોધરધારી પશુ માટે પર્ણકુટી ખડી થઈ ગઈ. ગૃહ–અગ્નિની જેમ આ પશુનુ પાલન પણ એક વિધિરૂપ થઈ ગયુ.

પણ આથી અપયોધરધારક પશુઓ પર થોડી આપત્તિ આવી. સ્વાર્થી માનવ તેમની દરકાર ઓછી લેવા લાગ્યો. છતા તેઓએ પણ પોતાનુ સ્થાન તરત લઈ લીધુ.

કેટલાક પ્રાણીઓએ આગણાના છેડા પર ધામા નાખ્યા, ને ચોકીનુ કામ શરૂ કર્યું: વનમાંથી છાના છતા ચાલ્યા આવતાં જંગલી પ્રાણીઓને નસાડવાનું કામ વગર કહે સ્વીકારી લીધુ. તેઓએ કોઈ ભયંકર વનચરના આગમનની માહિતી, ખૂબ મોટા સ્વરે, સહુને

આપવા માંડી કુળવાસીઓને આ પ્રાણી વહાલું લાગ્યું. એની હાજરીમા માનવી આહાર–નિદ્રા નિશ્ચિંતતાથી લઈ શકતાં. વળી પયોધરધારી પશુઓ સ્વભાવે શાંત હતા, અને આ પશુઓમાં ઝનૂનનો વધુ અંશ હતો, એટલે જ્યારે એ પશુઓ વનમાં કે રાનમાં ચારા માટે ફરતાં ત્યારે આ ચોકીદાર પ્રાણી એની રક્ષા કરતું.

શ્વાપદોથી રક્ષા કરનાર એ પ્રાણીનુ નામ શ્વાન રાખ્યુ.

આ રીતે પયોધરધારી ને ચોકીદાર એ બે પ્રકારનાં પશુઓએ માનવજાતમા સ્થાન લઈ લીધું. હવે બાકી બચેલાં પશુઓએ પણ માનવજીવનમાં મદદ કરવા માંડી. કુળનો વિસ્તાર ઘણો વધ્યો હતો. એક કુળથી બીજે કુળ પગે ચાલીને જતાં ઘણો વિલંબ થતો. કોઈ વનપશુના કે વનમાનવોના હુમલાને વખતે પારસ્પરિક સહાય માટે ધાર્યા સમયે પહોંચી શકાતુ નહિ. આ કામ કેટલાંક પાતળાં પગવાળાં શીઘ્રવેગી પશુઓએ માથે લીધું; માનવીને પ્રવાસના પરિશ્રમથી બચાવી લીધો

માનવીએ પોતાના આંગણામાં તેઓને સ્થાન આપ્યું. કેટલાંક પ્રાણીઓ ભારવહનનું કાર્ય પણ કરવા લાગ્યાં.

માનવી માનવી વચ્ચે આ પરિસ્થિતિમાં વેરઝેર ઓછાં થતા ગયાં. જવા–આવવાની સગવડ વધી તેમ સહકાર વધતો ગયો. એક-બીજાની મિત્રતા કેળવવા માંડી. જીવનનો પારો ઊર્ધ્વગામી બનતો ચાલ્યો કુમાર વૃષભધ્વજનું માનવોદ્ધારનું કાર્ય સફળતા વરવા લાગ્યુ. જ્યા જ્યાં આ સંદેશ પહોંચ્યા, ત્યાં ત્યાં માનવી સળવળ્યાં એકબીજાની દેખાદેખીથી વિકાસ સાધવા માંડ્યાં.

"પણ રે ! કુમાર વૃષભધ્વજ ક્યાં ?" દેવી સુમંગલા, જે કુમારના સંગમા સિંહણુ સમી રહેતી, એ મહાનારી કુમારની રાહ જોઈ જોઈને હવે ગંભીર બનતી જતી હતી. એના અંતરમાથી પ્રેમની સહસ્રધારાઓ વહેવા લાગી હતી પેલા ગુનેગારોને તાડવૃક્ષ પરથી મુક્ત કર્યા હતા એટલુ જ નહિ, તેઓને મોટા મનથી પોતાના કુળમાં ભેળવી પણ

દીધા હતા. એમાથી જેઓ અષ્ટાપદનો માર્ગ જાણતા હતા, તેમને શીઘ્ર ભાળ લેવા રવાના કર્યા.

કુળરચનાના કાર્યમા દેવીએ દિવસોથી વેણી ગૂંથી નહોતી–ઇંગુદી રસ ને પુષ્પવેણીની તો વાત જ ક્યાથી હોય ? પથ્થરની શિલા પર દેવી શાંત, ચિંતામગ્ન બેસી રહેતાં. કદી કદી વૈદૂર્યમણિથી બાધેલા કુંડ પર જઈ એના સ્વચ્છ જળમાં પોતાની પ્રતિકૃતિ નીરખી રહેતાં. ભોજનમાથી આસ્વાદ ગયો હતો. પેયમાંથી મીઠાશ ગઈ હતી. દેહમાથી તાજગી ધીરે ધીરે જતી હતી. વહાલાનો વિયોગ હવે એ મહાનારીને સાલતો હતો. એનું મન જાણે ધા નાખતું હતુ :

"પ્યારો વૃષભ! પ્યારો વૃષભ ! સાથી વિહોણું કેવુ નીરસ જીવન! એક દહાડો સાથી વિહોણી સુનંદા રડતી હતી, હુ હસતી હતી. હવે સમજાય છે કે માનવી કેવુ સામાજિક પ્રાણી છે ! સાથી–સંગી વિના જીવન કેવું ભાસે છે !

"પેલી ગાય ને એનું વત્સ ! પેલુ વત્સ ને એની માતા ! પેલા મૃગ અને મૃગી ! પેલાં સારસ અને સારસી, ચાંચમાં ચાંચ ને મોંમાં મોં નાખી કેવા ગેલ કરે છે ! અરે, પેલાં કપોત ને કપોતી, પાંખમાં પાંખ નાખી કેવી પ્રેમચેષ્ટા કરે છે !

"આખો સંસાર સુખી, દુઃખી એકલી સુમંગલા !" જાજરમાન દેવીનુ મો ઘડીભર ઓશિયાળું બની ગયુ.

"દેવી, કેશસંસ્કાર કરવા માટે આવ્યા છીએ," કુળવાસિની સખીઓ ધીરે ધીરે હાથમા ધૂપ, ઇંગુદીરસ વગેરે સામગ્રી લઈને આવતી હતી. તેમણે દેવીનો હાથ પકડી, બિલોરી કાચ જેવા સ્વચ્છ જળમાં એમનુ મુખ નમાવતાં કહ્યું :

"જુઓ તો ખરા, વેણીની કેવી દશા કરી નાખી છે ! જાણે સુગરીએ માળો બાધ્યો ! કુમાર તમને તો ઠીક, પણ અમને ઠપકો આપશે"

"ઠપકો કુમાર મને આપશે કે હુ તેને આપીશ ? આ વેણી તો કુમારે ગૂથવાની એને આવીને જ્યારે ગૂથવી હોય ત્યારે ગૂંથે !"

"બા, આ દેહ સામુ તો જુઓ ! આવું બાલાજોબન તો કદી પાંગર્યું નહોતું."

"અરે, હુ તો ચિંતામા અડધી થઈ ગઈ છું." દેવી સુમ ગલાએ શોક દર્શાવતા કહ્યુ, "તમને વળી બાલાજોબન ને નવજોબનના નખરા સૂઝે છે!"

"કોણે કહ્યું ? અમે તો રોજ તમને નવનવુ રૂપ કાઢતાં ને પુષ્ટ બનતા નીરખીએ છીએ." સખીઓએ કચુકા પર આગળીનો ટકોરો મારતાં કહ્યુ : "અરે, આ નગુરાઓને તો જુઓ એની પાસે તો સુવર્ણ કલશ પણ હીન લાગે છે" બટકબોલી સખીઓએ સુમ ગલાના પુષ્ટ સ્તનો તરફ લક્ષ ખેચ્યુ

"જૂઠી છે આ નદાદેવી ! સુવર્ણકળશ ક્યાં છે ? આ તો સુવર્ણકમળ છે, નહી તો આ કાળા કાળા બે ભમરા ક્યાંથી આવીને બેસે ?" શ્યામ બનેલા સ્તનના અગ્રભાગ તરફ લક્ષ કરીને સખીઓએ કટાક્ષ કર્યો

"અને આ નિતબનો ભાગ તો જુઓ. વીણાના તુબડાની જેમ ફૂલતો જ ચાલ્યો છે !"

"ને આ કપોલપ્રદેશ ન જાણે ક્યા હર્ષથી પ્રફુલ્લિત બની રહ્યો છે!"

"સખીઓ, આ મશ્કરી મને પસ દ નથી. શુ કુમારનો વિરહ મને સુખકર હશે ? નથી ખાવાનો આસ્વાદ, નથી પીવાનો રસ કે નથી નિદ્રા, ને છતા મારો દેહ પ્રફુલ્લિત કેમ બને ?"

"તમને કુમારનો વિરહ છે, એ અમે કબૂલ કરીએ છીએ. પણ તમારી પ્રફુલ્લિત દેહવલ્લરી કુમારના પ્રતિનિધિ જેવા કોક બે જીવોનો આગમનકાળ સૂચવી રહી છે."

"એ જીવ ?" દેવી સુમંગલા હસી પડી, લજ્જાવત્ થઈ ગઈ. લજ્જાથી લાલ કમળની શોભાને પામેલા દેવીના આરક્ત ગાલોને બે બાજુથી બે સખીઓએ ચૂમી લીધા.

"ચક્રવર્તી'ની માતા !" કોક અદૃશ્યમા બોલતુ હોય તેવા દેવીના અંતરમાં પડઘા પડ્યા. આ તો પ્રવાસે જતા કુમારે કહેલી આગમવાણી !

"અરે, શું કુમાર આવ્યો !"

"ના ના, માતા મરુદેવા આવે છે. અરે, તેમના હસ્તમા રક્ત આસોપાલવને બદલે શ્વેત આસોપાલવની વેણી છે. આપણુ કહ્યું તો દેવીએ ન માન્યુ. ચાલો હવે શુ થાય છે, તે જોઈએ"

"બેટા, આ શ્વેત આસોપાલવ સિદ્ધિદાતા છે તારી આશાઓની સિદ્ધિ ઘણી જલદી થશે."

"વડીલનુ વચન ફળો !" શરમાતી, નવોઢાની ભાવોર્મિને સ્પર્શી રહેલી દેવી સુમંગલાએ કહ્યુ.

"બેટા, મે આજ સ્વપ્નમા ગંભીરાવર્ત શંખને વાગતા સાંભળ્યો: મારો લાડકવાયો આવ્યો સમજ."

"સહુનો લાડકવાયો, બા ! કુમાર કોને પ્રિય નથી ?"

"સહુને"

"ના, સહુથી વધુ મને," દેવી સુમંગલાએ કહ્યું.

"ના, સહુથી વધુ મને," મરુદેવાએ કહ્યુ.

"સહુથી વધુ અમને," સખીઓએ કહ્યુ.

"ના, અમને !" આગણામા ઊભેલી નંદાવર્ત ગૌએ કહ્યુ.

હર્મ્ય પર બેઠેલો મોર ટહુકા કરતો બોલી રહ્યો: "કોને ? કોને ? અમને ! અમને !"

આ વિવાદનો નિર્ણય કોણ કરે ?

## ૧૩. માનવી—દેવોને પણ પૂજ્ય

અનન્ત ક્ષિતિજ સુધી હિમ પથરાયો હતો. પશુઓ ત્યાં ચરતાં નહોતા પક્ષીઓ ત્યાં ગાતાં નહોતાં. ચારેતરફની સ્મશાનશાંતિમાં જાણે પૃથ્વીનું શબ શ્વેત અંબર ઓઢીને પડ્યું હતુ.

ધુમ્મસનું ગાઢ વાદળ આકાશથી પૃથ્વીને સાંધી રહ્યું હતું.

ન ઝરણાંનો કલરવ કાને પડતો, ન સાગરનું સંગીત. કપૂરની લાકડીઓશા વૃક્ષ તો જાણે જીવતા શાપિત થયાં હતા. પહાડના પહાડ ગળીને હિમ બની ગયા હતા.

હિમ, હિમ ને હિમ! જ્યા નજર નાખો, જ્યાં દૃષ્ટિ ફેંકો ત્યાં હિમ, હિમ ને હિમ! માનવબાળ આવા સ્થળે ક્યાંથી જડે? જીવન જાણે મોતમાં થીજી ગયું હતું.

આ નિશ્ચેતન વિરાટ હિમપ્રદેશ પરથી એક માનવી સડસડાટ ચાલ્યો જતો હતો. વજ્ર સમી એની કાય હતી. દીર્ઘ એની દેહ હતી. એનાં ભારે પગલાંની મુદ્રા હિમમાં અંકાતી જતી હતી. સુવર્ણ વર્ણ-વાળો દેહ જાણે આ સફેદ સૃષ્ટિમાં દીપકનો પ્રકાશ ફેંકી રહ્યો હતો

એ માનવને પગલે પગલે ઉષા આવતી દેખાઈ, દિવસોની કાળાશ ધોવાવા લાગી. દિવસની નાયિકા, જીવનસખી ઉષાને આવતી નીરખી કોણ મત્ત ન થાય! શ્વેત શુભ્ર હિમ પર પથરાતી લાલ રંગી ઉષા હિમના પ્રદેશને જાણે સોને મઢી રહી હતી

પણ પેલા મહામાનવને થોભવાની નવરાશ નહોતી. એના પગલે

પગલે આવતી ઉષાને, સોનલવર્ણાં સુવર્ણ કિરણોને, આલસ્ય તજી જાગતા જીવનને નીરખવાની એને હૈયે નિરાત નહોતી.

દીર્ઘ એની સફર હતી. કંટકાકીર્ણ એનો માર્ગ હતો.

થીજેલા ઘી જેવો હિમ, સૂર્યના નવીન કિરણોની આતાપનામાં પ્રવાહી બની ઝરણાંના નાદે વહેતો થયો હતો. મૃત જેવા ઝાડપાન પાંગરી ઊઠ્યા હતા છમાસી નિદ્રાના ધારણ આજ વહેલાં વહેલા તૂટતા હતા. ઊંડા કૂબાઓમાં મૃત્યુ જેવી નિદ્રામા પડેલાં માનવ-જંતુ નવીન ઉષ્મા પામી બહાર નીકળતાં હતા. પશુ-પક્ષી પણ વહેલા વહેલાં વાસસ્થાનો છોડી મેદાને પડ્યાં હતા.

"અરે, આજ વસંત કાં વહેલી આવી?" છમાસી નિદ્રાને ટેવાયેલા નર-નાર એકબીજાને પૂછી રહ્યાં હતા.

ફૂલ જલદી ખીલવા લાગ્યા હતા. દ્રાક્ષાવેલ તો, જોતજોતામાં લચી પડી. વનફળો ને વનમધુ તો ભારથી લદાઈ ગયા. હિમપ્રવાહ મધુર સંગીત છેડતો વહી નીકળ્યો. સૃષ્ટિ સ્વરૂપ બદલી બેઠી, પણ પેલો મહામાનવ આગળ ને આગળ વધતો હતો.

એને પગલે પગલે સમૃદ્ધિ જાગી હતી, પણ એ તો પંથ કાપે જતો હતો.

"જુઓ, જુઓ, ઋતુનો સ્વામી-સ્વયં વસંત-અહીંથી જ ગયો છે. આ એના ચરણ! આવા પગલા આપણી દુનિયામા કોના છે? અને આ પદ્મની છાપ હિમથી બળેલા આપણા ચપટાં તળિયામાં ક્યાથી સંભવે!" જાગેલા માનવીઓ વાતો કરવા લાગ્યાં પશુઓ પણ પોતાની બોલીમા આ નવવસંતની જ વાત કરતા હતાં.

"નથી દિશામા આંધી, નથી આકાશમાં ધુમ્મસ! સૂર્ય પણ કેવો ચોખ્ખો છે! આ નવજીવન કોણ લાવ્યુ?" હિમપ્રદેશની એક આગેવાન સ્ત્રીએ હાથમાં રહેલુ ફૂલ એ ચરણપંક્તિ પર મૂક્યુ. બીજાંઓએ એનું અનુકરણ કર્યું.

અચાનક એક છીંકોટાએ વનપ્રદેશને ગજવી મૂક્યો. નવજાગ્રત નરનારીઓની દૃષ્ટિએ દિશા તરફ વળી

હિમવાન પર્વતનુ વાસી, ભલભલાં વનચરોને ધ્રૂજાવનાર, સફેદ મહાકાય રી છ શિકારે નીકળ્યુ હતુ છ માસની નિદ્રાએ એની ક્ષુધાને અગ્નિની જેમ પ્રજ્વલિત કરી હતી એ અગ્નિને શાત કરવા આહારની જરૂર હતી અને વાહ રે કુદરત! જાગતાંની સાથે જ જાણે સુદર શિકાર એની આખ સામે આવી ઊભો

એક મહાકાય માનવી પાસેથી સરતો દેખાયો.

રીછે પ્રચડ ધ્રૂજારી સાથે પોતાની કેશવાળીને હલાવી; કોઈ ઋષિની દાઢી પરથી જેમ શ્વેત જલકણ સરી પડે, એમ હિમની પોપડીઓ એની દેહ પરથી ખરી પડી.

બીજી જ ક્ષણે એણે છલાંગ મારી એક જ સપાટો ને મામલો ખતમ–મીઠો મજાનો ભક્ષ્ પ જામા. હિમવાન પર્વતના આ અધિરાજને શું અશક્ય હતુ ! પણ અજબ જેવી વાત ! મહામાનવ તો એની છલાગને ચૂકવી પાસે જ શાત ને સ્વસ્થ ઊભો રહ્યો; ન નાસવાનુ કે ન ભાગવાનુ. એનુ એક પણ રૂંવાડુ ભયથી ધ્રૂજતુ નહોતુ. એના એક પણ અ ગમા કમકમાટી નહોતી. એની આખમા તો જાણે નિર્મળ ઝરણુ જેવી પ્રભા ઝમકી રહી હતી.

"અરે દોડો, દોડો! જેના પગલે વસ ત વહેલી આવી, એના પર જીવ-લેણ હુમલો ! આ ભૂખ્યો રાક્ષસ એને નહી મૂકે !" હિમવાન પર્વતના વાસીઓ ખળભળી ઊઠયા. વૃક્ષની ડાળીઓ, હિમના ગોળા, પથ્થરના તીક્ષ્ણ ટુકડા લઈ સહુ દોડયા. પણ હિમ પર સડસડાટ દોડવુ, એ કઈ સહેલુ નહોતુ. એ પહેલા તો ત્યા રમત પૂરી થઈ જાય, ખેલ ખલાસ થઈ જાય ! આંખો ચોળતાં, ભૂખ્યા માનવી પેલા નવા માનવી-ની મદદ માટે ધાયા.

પણ ત્યા નર અને પશુ વચ્ચે અદ્ભુત ખેલ મંડાયો હતો પેલા માનવીની આંખો એ રાક્ષસની સામે *તકતક નીરખી રહી હતી, ને પેલા રાક્ષસના પગ જાણે ઢીલા પડતા જતા હતા. આખોથી આંખો દૂર રાખવા એ ઘણી મહેનત કરતુ, પણ જાણે એનો દેહ એને વશ રહ્યો નહોતો એનુ બળ, એનો ગર્વ, એનું પરાક્રમ એળે જતુ લાગ્યું. માનવી તો નિર્ભય ખડો હતો—ફક્ત એક વાંસના છેડે. પણ રે ક્ષુધા ! તુ જ ભુલાઈ ગઈ, તો પછી બિચારુ પ્રાણી તો શું કરે ?

આ તારામૈત્રી કેટલીએક પળ ચાલી. રાક્ષસ ધીરે ધીરે ભૂમિ સૂંઘતો નજીક આવ્યો ઝીણી ઝીણી ઘુઘવાટી કરી કૂતરો પૂછડી પટપટાવે તેમ તેણે કરવા માંડ્યુ એણે માનવીના પગ ચાટ્યા—શી મીઠાશ !

એ મીઠાશ ક્ષુધાની નહોતી, તૃપ્તિની હતી, અંતરની કોઈ અગમ્ય મીઠાશ હતી માનવીએ પ્રેમથી એની લાબી રુવાટી પર હાથ ફેરવ્યો. ભૂખ્યો રાક્ષસ પ્રેમઘેલો બન્યો. એણે પોતાના પંજા માનવીના ગળાની આજુબાજુ નાખ્યા. એ હેત કરી રહ્યુ પણ આ હેતના દશ્યે હિમપ્રદેશના વાસીઓને ગભરાવી મૂક્યાં. તેમણે ભયંકર કિકિયારી કરી કિકિયારીનો પડઘો સર્વત્ર પ્રસરી રહ્યો

ગળે વીંટાયેલું રીંછ પડઘા સાભળી ચમક્યુ. એની આખોમા પ્રતિહિંસા ઝળકી ઊઠી એ છલાગ મારી દૂર જઈ ઊભું

"ડરીશ મા, ભાઈ!" માનવીએ શબ્દો ઉચ્ચાર્યા, ને ફરી જાણે એ નિર્ભય બની ગયુ એ નજીક સર્યું પણ કિકિયારીઓ વધતી જતી હતી. માનવીઓ સમીપ આવી પહોંચ્યા હતા. હિમપ્રદેશનો આ

* આવા બનાવો આજે પણ બને છે. ચંપાલાલજી નામના એક જૈન મુનિને એવો અનુભવ થયેલો. તેમણે એક હિંસ્ર જાનવર સાથે તારામૈત્રક રચ્યુ; ભયંકર વાઘ આડે રસ્તે ઊતરી ગયો

અધિપતિ એક છલાગે પાછો હઠયો, ને બીજી છલાંગે ઊંડી ગુફામાં સરી ગયો.

વિચિત્ર ભાષા બોલતાં આ માનવપ્રાણી પેલા મહાકાય પુરુષની સમીપ આવ્યાં. વનનો વિકરાળ રાક્ષસ જ્યારે આ પુરુષને કંઈ ન કરી શકયો, ત્યારે નક્કી આ કોઈ મૃત્યુલોકની બહારનો પુરુષ ! ખુદ મૃત્યુ પણ એને સ્પર્શ ન કરી શકયું ! અમર માનવી !

સહુ એના પગમાં આળોટવા લાગ્યા.

પેલા મહામાનવની આંખોમાં કરુણાના મેઘ ઘટાટોપ જમાવી રહ્યા હતા. આ માનવયૂથમાં કોઈ નગ્ન હતા, કોઈ અર્ધનગ્ન: ક્ષુધાથી એમનાં અસ્થિ બહાર નીકળ્યાં હતા. અરે, સૃષ્ટિનો અદ્ભુત જીવ તે માનવી ! એ માનવ આવી દીનહીન દશામાં રહે ? પશુથી પણ હીન રહે ? એને ખાવા માટે પશુની જેમ હાડ-માસ જ જોઈએ ? પશુના જેવો જ ખોરાક ? પશુના જેવા જ વાસસ્થાન ? પશુના સંસ્કાર ને પશુની સંસ્કૃતિ ? પશુયે પરસ્પરની બોધી સમજે, માનવીમા એ પણ નહીં ? વાઘ વાઘને ન ખાય ! અને માનવી માનવીને પોતાનો ખોરાક સમજે ?

આ માનવ જાતનો ઉદ્ધાર કેમ થાય ? રે ! નાભિ-શાસનના એ રસિયા કેમ બને ? કુળકરોની પ્રજા એ કેમ બને ? એક જ ભાષા, એક જ ભાવ, એક જ દેશ ને એક જ આચારવિચારવાળા એ કેમ થાય ? સંસ્કૃતિનું સૂત્ર સહુને ઐકયના ભાવે કેમ બાંધે ? સંસ્કારનાં બંધન સહુને સુખને ઝૂલે કેમ ઝુલાવે ?

હિમવાસીઓ પોતાની કૃતજ્ઞતા અજબ રીતે પ્રદર્શિત કરી રહ્યા હતા :

કોઈ એમના ચરણે વનમેવા મૂકતા હતા.

કોઈ એમને મધપૂડાની ભેટ ધરતા હતા.

કોઈ એમને તાજું આણેલું ભક્ષ ભેટ આપતા હતા.

"અરે, એમને હૂંફ માટે કોઈ સાથી ક્યાં છે?" કોઈ કોઈ તો હિમપ્રદેશની ફૂટડી શ્વેતાંગી સુંદરીઓ એમને અર્પણ કરવા લાગ્યા.

જેને પગલે વસંત વહેલી આવી, જેને હિમપ્રદેશનો મહાન રાક્ષસ પણ નમીને ચાલતો થયો, એનું સન્માન કોણ ન કરે?

સહુ સ્વાગત અર્થે બોલવા લાગ્યા "દેવ છો! આકાશના વસનાર છો! ગર્જનાના સ્વામી છો! વીજળીના વજ્રના ધારક છો!"

"ના, ના, પૃથ્વી પર ચાલનારો તમારા જેવો જ મનુષ્ય છું." મહામાનવે સંજ્ઞાથી સમજાવ્યું

"અમારા જેવા માનવ?" કોઈને શ્રદ્ધા ન બેઠી. સંશયથી સહુ એકબીજા સામે જોઈ રહ્યા આપણા જેવો હોય તો પેલો હિમપ્રદેશનો શ્વેત રાક્ષસ એમને આમ કાંઈ લટુડાંપટુડા કરે? દેહને ખાઈ જવાનું મન થાય તેવી ક્ષુધા હોય છતા એમને જીવતા મૂકી કંઈ ચાલ્યો જાય?

અમે તો પામર છીએ. તમે તો દેવ છો. ભલા, એ રાક્ષસને તમે કેમ જીત્યો?"

"પ્રેમથી, નિર્ભયતાથી"

આ શબ્દોનો ભાવાર્થ કોઈ ન સમજ્યું. પણ એની ચેષ્ટાથી આ બધા કંઈ કંઈ સમજી રહ્યા. આવો દેવતા આપણી સાથે હોય તો કેવી નિર્ભયતા રહે?

"તમે અહીં રહેશો?"

"અવશ્ય, પણ ઝાઝાં નહીં. તમારામાંથી કોઈ અષ્ટાપદનો માર્ગ જાણો છો? એનું વાસસ્થાન પારખો છો?"

"અષ્ટાપદનું વાસસ્થાન અષ્ટાપદ પર્વત. કોક ઘરડા જાણતા હોય તો ભલે! પણ હે દેવ! અમારા વડવાઓએ એ દિશા તરફ જવાની અમને બંધી કરી છે. જેને મરવું હોય એ ત્યાં જાય—ત્યાં

ગયેલો કોઈ પાછો આવ્યો જાણ્યો નથી.”

“મારે ત્યાં જવુ છે.”

સહુ આશ્ચર્યમાં એકબીજા સામે મોં ફાડીને જોઈ રહ્યા.

“એકાદ જણ રસ્તો બતાવી ન જાઓ !”

“જરૂર, પણ ઓ દેવ, ત્યાં કોઈ માનવ જતું નથી, એ તો રાક્ષસોની ભૂમિ છે”

“એ ભૂમિને હુ માનવને યોગ્ય બનાવીશ,” એ રૂપાળા માનવીએ મૂઠીઓ વાળીને મક્કમતાથી કહ્યુ, “પણ આમ આવો. તમે થર થર ધ્રૂજો છો તમને શીત બહુ પજવે છે, કાં ? તેને દૂર કરવાનો માર્ગ બતાવુ ”

“શીત ? એ કેમ દૂર થાય ? એ તો સ્વર્ગમા વસતા માનવ–દ્વેષી દુષ્ટ રાક્ષસના નિશ્વાસ છે એ નિશ્વાસના બળથી છ છ મહિના સુધી એ અમને જીવતા–મૂએલા જેવા બનાવી નાખે છે. અધકારમા, હિમમાં, ધુમ્મસના વટોળમાં એ આવીને અમારાં બાળકોને, અમારાં સાથીઓને ભરખી જાય છે.”

“એ શીત નામનો રાક્ષસ હવે તમને પજવી નહીં શકે. અહી આવો, ને થોડું સૂકુ ઘાસ લઈ આવો ”

સૂકુ ઘાસ આવી ગયુ. પેલા રૂપાળા માનવીએ પાસે પડેલા બે ચમકતા પથ્થરો લઈને જોરથી ઘસ્યા એમાથી તેજનાં સ્ફુલિગ ઝર્યા. ઘાસમા ઝગારો થયો, ને થોડી વારમા અગ્નિની રાતી રાતી શેડો પ્રગટી નીકળી.

દિશાઓમાથી હજી ઠડી હવાની લહેરો આવતી હતી, પણ જેઓ આ અગ્નિની પાસે બેઠા, તેઓને જાણે તે કંઈ કરી શકવાને અસમર્થ હતી, “હાશ ! જે ટાઢ પૃથ્વીના ભૂગર્ભમાં કે જાનવરનાં ચામડાં ઓઢીને અધકારમાં પડી રહ્યાં છતાં દૂર થતી નહોતી, તે હવે વિશાળ

આકાશની નીચે ખુલ્લી દિશાઓમા બેઠા બેઠાં ભગાડી શકાશે " સહુ આજુબાજુ બેસી ગયા, ને સુખદ આતાપના લેવા લાગ્યા કેટલાક એને સ્પર્શ કરી જોવા ગયા, તો દાઝ્યા

"દૂર રહી એનુ સન્માન કરો !"

આટલી વારમા તો પેલા દેવપુરુષે માટીનો પિંડ લાવી એક પાત્ર બનાવ્યુ, ને એને અગ્નિમાં મૂકી દીધુ સાથે સાથે કેટલાક ફળો ને કંદ અગ્નિમા નાખ્યાં. થોડીવારમાં પેલુ પાત્ર પણ તૈયાર થયુ ને પેલા ફળ પણ પાકી ગયા ફળોનો શો મધુર આસ્વાદ ! "અરે, આ તો કોઈ અદ્‌ભુત માનવી ! એના હાથ અડ્યા ને ફળોમા કેવો સ્વાદ આવ્યો !" ખાધા પછી પણ સહુ જીભને હોઠ પર પંપાળવા લાગ્યા

"આ પાત્રમા પાણી ભરો પેલી વનસ્પતિઓને એમા નાખો, બરાબર ઉકળો. એક નવા પ્રકારની રસવતી તૈયાર થશે"

આ પછી પેલા તેજસ્વી માનવે જીવન સુખે જીવવા યોગ્ય બને એવી અનેક વિધિઓ તેમને દર્શાવી. નાના નાના રૂપાળા ઘર, આગણામાં પ્રજળતો ગૃહઅગ્નિ, પથ્થરના શસ્ત્રાસ્ત્ર, જંગલના મળતાવડા પશુઓનો ઉપયોગ, એકબીજાની મદદની તૈયારી વગેરે ઘણુ ઘણુ શીખવ્યુ હોંશીલા માનવીઓએ બધી વાતો ચિત્ત દઈને ગ્રહણ કરી વાતવાતમા આ પ્રદેશ વસી ગયો

"હે દેવતા, અષ્ટાપદ ગયા વગર નહી ચાલે ? ભલભલાના મોતિયા મરી જાય છે ત્યા તો !"

"જવુ જ પડશે !" ને પેલા રૂપાળા પુરુષે ઊભા થઈ વિદાય લીધી. પરિચય તો માત્ર થોડો જ, પણ જાણે યુગોનો સંબંધ ન હોય, તેવો સ્નેહ બંધાઈ ગયો. જુદા પડતા દુઃખ થવા લાગ્યુ : "આ જુદા પડવાનુ પણ શા માટે ? મૃત્યુના મોમા જવા માટે ! અમારના મહાપ્રાણી અષ્ટાપદથી કોઈ માનવી બાથ ભીડી શક્યુ છે ?"

પણ જનારને રોકવાની શક્તિ કોઈની પાસે નહોની.

સહુ વળોટવા ચાલ્યાં. કેટલાક મોતની માયા મૂકી સાથે ચાલ્યાં. સાથે જનારાને પણ વળોટાવા લોકો આવ્યાં. પણ કોઈ પાછા ફરવાની વાત કરતુ નથી.

જંગલોનાં જંગલો પાર કર્યા તોય પાછા ફરવાનુ કોઈને દિલ થતુ નથી. સહુને થતું : પાછા ફરીને પણ ત્યાં શુ આપણું પડ્યું રહ્યું છે ? હવે તો જ્યા વહાલો વૃષભ ત્યાં આપણે ! આપણને જેણે જીવન આપ્યુ, જીવન જીવવાની સમજ આપી, કુદરતના ગુપ્ત હેતુઓનુ રહસ્ય દર્શાવ્યું એને કેમ છોડી શકાય ? એની જે ગતિ તે આપણી ગતિ હો !"

વિચિત્ર પ્રદેશો, ભયંકર પહાડો, વિકરાળ જ્વાળામુખીઓ, મગર ને વિષધર સાપોથી છલકાતાં નદીનવાણો, ભયંકર વનેચરો—આ બધાંની વચ્ચેથી તેઓનો માર્ગ પસાર થતો ગયો સાથે સાથે જે જે વનમાથી, જે જે ગુફાઓમાથી માનવી મળ્યાં ત્યાં ત્યાથી એકત્ર કર્યા. તેઓને નવજીવન આપ્યું. તેઓને જંતુજીવનમાથી ઊંચે ચઢાવ્યા. નાના નાના અનેક કુળો સ્થપાયા

ભયંકર પ્રવાસ કલ્યાણમય બન્યો અનિષ્ટ એકે ન સ્પર્શ્યું.

...ને અષ્ટાપદનુ ગગનચુંબી શિખર દેખાયુ. એના શિખર પરથી આભઊંચી જતી અગ્નિજ્વાળાઓ ગમે તેવાની હિંમત હરી લેવા લાગી. માનવના માંસની ગંધ નાકને ગૂંગળાવવા લાગી. પહેલાં માનવી ખોપરી અને શિંગડાંને પાત્ર તરીકે વાપરતો.

"દેવ અહી થોભી જાઓ. આગળ વધવુ સલામત નથી."

"અષ્ટાપદ મારા પ્રિય સુયોધને હરી ગયો છે. એની પાસેથી એ આણવો રહ્યો તમે થોભો ને રાહ જુઓ. હુ આવુ છુ." દેવ જેવો માણસ સડસડાટ ચાલ્યો ગયો.

સહુ ચારે દિશાઓમા ભયભીત નજર ફેરવતા જોઈ રહ્યા : "અરેરે, આવો ઉત્તમ દેહ હતો—ન હતો થઈ જવાનો. એ જાય, એ જાય, જાણે પહાડ પર ચઢતો નથી, પણ ઊડતો જાય છે ! એને પગ નથી, પણ પાંખો છે!

## ૧૪. અષ્ટાપદ

અષ્ટાપદ પર્વત તો મહાભયંકર !

બેકાર ગુફાઓમાં દષ્ટિવિષ સર્પ બેઠા છે: ફુત્કાર નાખતા જ પશુ, પંખી કે ઝાડ—જે સામે આવ્યું તે—બળીને ભસ્મ થઈ જાય છે.

ઊંડી ઊંડી કંદરાઓમાં વ્યાઘ્રમુખ મગર-મત્સ્યો ફરી રહ્યાં છે; એમના નસકોરામાંથી અગ્નિના ફુવારા છૂટી રહ્યા છે.

ભયંકર હાથીઓના ટોળાના ચિત્કાર સદાસર્વદા સંભળાયા કરે છે. વૃક્ષના વૃક્ષ, વનના વન ખૂંદતા એ ટોળાં બેફામ ચાલ્યાં જાય છે. અષ્ટાપદની ભયંકર ગર્જના સિવાય એમનો મદ કદી શાન્ત થતો નથી.

દિવ્ય ઔષધિઓનો અહીં ભંડાર છે. પર્ણે પર્ણે પ્રકાશના પુંજ ઠાલવતાં વૃક્ષો છે અહીંના જ વૃક્ષોના રસથી પાણી ઉપર જમીનની જેમ પગ મૂકીને ચાલી શકાય તેમ છે.

આ પહાડ જ અદ્‌ભુત છે. એના પથ્થરમાંથી દિવ્ય અંજન બને છે, અને એ અંજનથી અંધકારમાં પણ પ્રકાશની જેમ જોવાય છે. એની ઉપત્યકાના ઝરણમાં એવો રસ સદા નીતર્યા કરે છે, કે એનો ઉપભોગ કરનાર માનવી કદી વૃદ્ધ ન બને. અહીંના જીવજંતુ અત્યંત બલિષ્ઠ, દીર્ઘ આયુષ્ય ભોગવનાર છે, ને અહીંનો વાયુ ચંદનના વનોમાંથી આવે છે. સુંદર ઝરણાં, છલકાતાં નવાણો, લચી પડતાં ફળફૂલનાં વૃક્ષો, કંદમૂળથી ફળદ્રુપ ભૂમિ ! હવા સંગીત કરે છે, આકાશ પ્રકાશ રેલાવે છે, દિશાઓ જાણે આલિંગન આપે છે.

કેવું સુંદર સ્થળ! કુમારને પહેલી નજરે ભાવી ગયું. જીવનનું વિરામસ્થળ, ચિંતનનું સુંદર ધામ, મૃત્યુનું અદ્ભુત વિરામસ્થળ! જેટલું ભયંકર એટલું જ સુંદર! મૃત્યુમાં જાણે નવજીવન ન બેઠું હોય, અદ્ભુત છે આ પહાડ!

ઊંચા ઊંચા એના શિખર આકાશથી વાતો કરે છે એક એક શિખર પર અગ્નિજ્વાલાઓ વીંટળાઈ વળતી ધૂમ્યા કરે છે શિખરના મૂળમાં ભયંકર ઊંડા જળ ધૂમરીઓ ખાતા ફેરફૂદડી ફર્યા કરે છે. માનવશક્તિ તો રજકણની તોલે પણ કામ લાગે તેમ નથી મોટા મોટા હાથી મચ્છરની જેમ સમાઈ જાય ત્યાં બીજા જીવજંતુની ગણના શી?

છતાં પેલો માનવી ચાલ્યો જાય છે એને હૈયે કંપ નથી, પગમાં જંપ નથી, મસ્તક તો આકાશની તરફ ઊઠેલું છે

અચાનક એક શિખર ફૂટતું હોય એવા કડાકા સાથે પર્વતમુખ ફાટયું દિશાઓ કંપી ઊઠી લાલ લાલ ભડાકાઓથી આકાશ કેસરવર્ણું થઈ ગયું ચારે ચરતા હાથીઓનાં ટોળાએ મૂંઢ મોંમા નાખી દીધાં વાઘ-સિંહે ઝાડીમાં આશરો લઈ લીધો વૈતિયા માનવી ભયથી બહાર આવ્યા. જેવા આવ્યા એવા ગભરાટથી નિષ્પ્રાણ જેવા થઈ ગયા!

એક ભયંકર સનસનાટી વાતાવરણમાં પ્રસરી રહી

ભલે સંસાર કંપે, વીજળીઓ ચમકે, પણ જાણે આ માનવી ભયને પિછાણતો જ નથી અવાજની દિશા તરફ એણે પોતાનો વેગ વધાર્યો ધુમાડાના ગોટેગોટા એનો માર્ગ અંધારો કરી રહ્યા હતા છતાં જાણે એને દિવ્ય ચક્ષુ હતા એ કેડી વગરના માર્ગે ચાલ્યો જ જતો હતો, પણ હવે આગળ વધાય તેમ નહોતું.

વમળો ખાતા, ધૂમરીઓ લેતાં ઊંડા જળ સામે આવીને ઊભા પગરસ્તે જવું અશક્ય હતું, જળરસ્તો ભયંકર હતો, પણ ધૂંધવી રહેલા શિખરે પહોંચવા માટે એ ટૂંકામાં ટૂંકો એકમાત્ર માર્ગ હતો.

માનવીએ ચારે તરફ નજર ફેરવી. પાણીના વમળોએ એક ઝાડના થડને કિનારે ફેંકી દીધેલું. એક જ પળ ને પેલા માનવીએ ધીરેથી થડને કોરવા માંડ્યુ. થડમા તો પાણી પર તરવાની કુદરતી શક્તિ ભરી છે. એનો લાભ માનવી કેમ ન લઈ શકે? થડ પર બેસીને માનવી જઈ શકે, પણ એમા જોખમ ઘણુ હતુ. જળચરો સહેલાઈથી હેરાન કરી શકતા. ધારેલ માર્ગે જઈ શકાતું નહી. એ માટે થોડી વારમા એ અદ્ભુત કલાકારે અદર માનવી સુખે બેસી શકે તેટલી જગા કોરી કાઢી; આગળનો ભાગ છોલીને તીર જેવો પાતળો બનાવ્યો, ને પછી એ કાષ્ઠને ધકેલીને પાણીમા તરતુ મૂક્યુ, પણ છીછરા પાણીમા એને તરતુ કરવુ દુષ્કર હતુ

કિનારા પર વાસના જગલો ભરેલા હતા લીલા કુમળા વાંસનાં પર્ણ ચરતા હાથીઓએ હમણા જ વાસના અનેક ઝુડોને કચડી નીચે નાખી દીધા હતા. તેમાંથી બે મોટા મોટા વાસ ખેચી લઈ જમીનમાં ભરાવી કાષ્ઠના નવા બનાવેલા વાહનને ધક્કો માર્યો. ઝાડનુ થડ પાણીના પ્રવાહમા જઈ પહોચ્યુ, ને વેગ વધ્યો

આજની જલનૌકાએ એ દહાડે પહેલવહેલી પાણીમા સફર કરી, પણ એ સફર આજના જેવી સહેલી નહોતી. પહાડ જેવડા મોજા ને નાનાશા કાષ્ઠખડ જેવી નૌકા! બીજી બાજુ ભયકર જળચરોનો પોતાના શાતિ-સામ્રાજ્યમા આ નવી દખલગીરી સામેનો જીવલેણ વિરોધ, આ સફર નહોતી, પણ સતત સગ્રામ હતો. એક જ પળની ચૂક ને આખી હોડી કોઈ મહામત્સ્યના પેટમા કે જળના ભયકર પેટાળમા ગર્ક થઈ જાય!

પણ વાહ રે નૌકાનાયક! બે વાંસની મદદથી એણે નૌકાને અજબ રીતે ઘૂમતી, પણ કાપતી બનાવી દીધી. જળઘોડા, જળહાથી ને જલમગર આ નવા ઉત્પાતને પોતાની તીણી, સળગતી આખે નીરખી રહ્યા પણ એ સળગતી આખો સામે આજે એવી બે આખો મડાયેલી હતી કે જે સહુને નિસ્તેજ કરી નાખતી.

સગ્રામ-સફર ખેડતી આ નૌકા ઇષ્ટ સ્થળે પહોંચવાની તૈયારીમા હતી, ત્યા ઉપરથી મોટા મોટા સળગતા પથ્થરો ગબડતા ગબડતા આવતા જણાયા. થોડી વારમા તો ભયંકર ઉલ્કાપાત મચી રહ્યો, પણ ત્યાં તો કોઈ પહાડ જેવડુ મોટું કલેવર રક્ત નીતરતું આવી રહેલું દેખાયુ. હાથીના પગથી પણ જાડા જાડા એના આઠ પગ ઘાયલ દશામાં દડવડતા હતા. માર્ગનાં ગુફાઓ ને વૃક્ષો એના ભાર નીચે દબાઈ છૂ દાઈ જતા હતા

કોઈ મહારાક્ષસ પહાડ પરથી ગબડતો હતો આમ તો એના દેહ પર શત શત ઘા હતા. પ્રાણના છેલ્લા શ્વાસોચ્છ્વાસ ચાલતા હોય તેમ દેખાતું હતુ. એની નિશાની તરીકે મોટી ગુફા જેવા એનાં નસકોરામાથી ઝીણી વિદ્યુતરેખા જેવી અગ્નિની રેખા નીકળ્યા કરતી હતી એ રાક્ષસ બ ને આખે અ ધ બન્યો હતો.

"અરે, આ જ અષ્ટાપદ!" નૌકામાંથી છલાંગ મારી જમીન પર કૂદકો મારતા પેલા માનવીએ કહ્યુ, એની આખો જાણે વેરભાવથી નહી પણ વાત્સલ્યભાવથી ચમકી રહી.

"શાન્ત થા, મહાપ્રાણી!" અને એણે જળ લાવીને એના તરફડના દેહને સુખ પહોંચાડવા મહેનત કરવા માડી. અરે, આ તો જીવનનો તો મિત્ર છે, પણ મૃત્યુનો પણ મિત્ર છે! એના સ્વરો એવા મૃદુ હતા, કે મૃત્યુની છેલ્લી પળે ઝનૂની બનેલુ એ મહાપ્રાણી પણ શાન્ત પડી ગયુ એણે પોતાની ભયંકર તીક્ષ્ણ ચાચ માનવીના સુવાળા હાથ પર ઘસી, ને કાકલૂદીભર્યા સ્વરે છેલ્લી ઝીણી કિકિયારી કરી. એ કિકિયારી સાંભળી કિનારે આવેલાં જલમગર પણ પાણીમાં નાસી ગયાં.

"અનેકના મૃત્યુ એ જ જેનો નિત્યનો ખોરાક, એને પણ પોતાનું મૃત્યુ કેવું લાચાર બનાવી મૂકે છે! વાહ રે મૃત્યુ!" માનવીની આખમા કરુણાની સ્નિગ્ધતા હતી. એણે ફરીથી મરતાના મોમાં પાણી રેડ્યું, એક મમતાભર્યો હાથ એના દેહ પર ફેરવ્યો.

મહાપ્રાણી ધીરે ધીરે નિષ્પ્રાણ બનતુ જતુ હતુ. ત્યાં પહાડની કરાડ પર ફરી ઘસારો જણાયો, ઉપરથી કોઈ નીચે આવતું જણાયું. વેલાઓ એને વીંટળાઈ ગયા હતા ધૂળ-માટીનો પાર નહોતો બે-ચાર સાપ પણ એ વેલાની સાથે વળગ્યા આવતા હતા આગંતુકના શરીરમાંથી રક્તના રેલા ચાલ્યા જતા હતા.

મહાપ્રાણીની સુશ્રુષા કરનાર માનવીએ એ તરફ જોયુ તો એના મોંમાંથી ચીસ નીકળી ગઈ: "કોણ, સુયોધ ?" અને એ વાનરની છલાંગે ઠેકયો; અને એને હરણની ગતિએ પડતા સુયોધને પોતાના આજાન્ બાહુમા ઝીલી લીધો.

"દુષ્ટનો નાશ કરો !" એ બૂમ સાથે ઉપરથી ગબડતો સુયોધ બેભાન થઈ ગયો. શ્રમથી, ખેદથી, ક્ષુધાથી એની પહાડ જેવી કાયા ઓગળી ગઈ હતી; છતાં શૌર્યનો ઉદ્રેક એનો એ હતો. એના દેહ પરના ભયંકર ઉઝરડા, થયેલી ઝપાઝપીની તીવ્રતા દર્શાવતા હતા

પેલો રૂપાળો માનવી પહાડ જેવા સુયોધને રમકડાની જેમ ઉઠાવી પાણીની નજીક લઈ ગયો. એણે એના ઘા ધોયા, ને વનસ્પતિ મૂકી વેલાના પાટા બાંધ્યા; એને થોડુ પાણી પાયુ ને વનસ્પતિ મૂકી કપાળ પર હાથ મૂકી બેચાર મીઠા શબ્દો કહ્યા. એ શુદ્ધિમાં આવતો જતો હતો. એને હવે વનફળોના સાત્વિક રસની જરૂર હતી. અને એ માટે શોધમાં જતાં સુયોધનુ શુ કરવુ એ સવાલ હતો. એને એકલો કેમ મૂકવો ?

અષ્ટાપદ સદાને માટે સૂઈ ગયો હતો. અને એની છેલ્લી ચીસે એ સમાચાર વનપર્વત, વનગુફા ને કંદરાઓમા આપી દીધા હતા. જીવ સમસ્તનો ભારે દુશ્મન આજે અજબ સંજોગોમાં નાશ પામ્યો, એની ખુશાલી ઊજવવા અષ્ટાપદ પર્વતની ગુફાઓમાંથી માનવીઓ ધીરે ધીરે ડોકિયાં કરતાં બહાર નીકળતા હતા અને અષ્ટાપદની પહાડી કાયાને શત શત ભાગમા વહેંચાયેલી જોઈ સહુ એક વાર થનગની ઊઠયાં, એમના દેહ પરથી જાણે ભયનો આતંક સદાને માટે ઊડી ગયો.

હવાનો સ્વતંત્ર આસ્વાદ, વનમાં સ્વચ્છંદે વિહરણ, નિર્દ્વંદ્વતાથી વનમેવાનો ઉપભોગ, ન હવે સંતાન માટે ભય, ન હવે ક્ષુધાની ચિંતા! આયુષ્યના અંધારામાં નવજીવનની જાણે ઉષા ઊગી: અને એ બધું કોને આભારી? પેલા બેભાન બનેલા માનવીને!

સહુ આભારથી નત મસ્તકે ત્યાં આવવા લાગ્યાં. જિહ્વાથી આભાર કેમ વ્યક્ત કરવો, એની કોઈને ખબર નહોતી; પણ ચેષ્ટાથી, હાવભાવથી એ દર્શાવવા લાગ્યા. ફૂલના, ફળના, મધના, વનસ્પતિના ઢગલેઢગલા સહુ લાવતા હતા. અષ્ટાપદ પર્વત તો ઔષધિઓનો ભંડાર હતો.

કોઈ કંઈ વાટીને લાવ્યું, કોઈ હાથમાં રસ લઈને આવ્યું. સુયોધના ઘા પર કંઈક લગાડ્યું, કંઈક એને સુંઘાડ્યું, કંઈક એને પીવરાવ્યું. બે-ચાર શ્વેતાંગીઓએ પાસે બેસી એને હૂંફ આપી.

પર્વતવાસીઓ એકે એક આવી રહ્યા હતા. પડખોપડખ વસવા છતાં જે એકબીજાને કદી મળ્યા નહોતા, એ આજે નિર્ભય વાતાવરણમાં મળી રહ્યા હતા. પોતાના જેવા જ એક માનવીએ અષ્ટાપદ પર્વતને નિર્ભય બનાવ્યો તેઓ જોઈ રહ્યા હતા કે અષ્ટાપદ જેવા મહાપ્રાણીનો નાશ કરનાર પોતાના જેવો જ માનવી છે: એને બે હાથ છે, બે પગ છે, એક માથું છે; અને એ વીરની સુશ્રુષા કરનાર પણ પોતાના જેવો જ હતો. આ દશ્યે સહુનાં મન ઉત્સાહી બની રહ્યા.

પણ દિશાઓમાં ફરી આંધી આવવા લાગી હતી. ઠંડીના વાયરા ને ગાઢ ધુમ્મસ વીંટળાઈ વળવા આવી રહ્યાં હતાં. એકઠાં મળેલા પર્વતવાસીઓ ફરી ગુફામાં ભરાઈ જવા તૈયાર થયાં, પણ સુયોધની સારવારમાં રહેલા માનવીએ સહુને ત્યાં જ રહેવા સૂચવ્યું, ને એણે પોતાની પાસે રહેલા બે પથ્થરો ઘસ્યા. ઘસતાની સાથે એમાંથી તેજના સ્ફુલિંગ ઝર્યા. એકઠા કરેલા ઘાસ પર સ્ફુલિંગ ઝર્યા ને ધુમાડાના ગોટા નીકળ્યા. થોડી વારમાં જ્વાળાઓ ભભૂકી ઊઠી.

એકમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી, ત્રીજીમાંથી ચોથી, એમ પ્રકાશની રેખાઓ પાણીમાં પ્રતિબિંબ પાડી રહી. બધાં તેની આસપાસ એકત્ર થઈ ગયા. અરે, આ તો અદ્‌ભુત ચમત્કાર! ન ધુમ્મસ નડે છે, ન આંધી સ્પર્શે છે; હિમાળો જાણે ઓગળી ચાલ્યો; ન ગુફામાં દોડી જવાની ઉતાવળ છે, ને ન ઘાસ-પાદડાથી દેહ ઢાંકી દેવાની ફિકર છે!

કેટલાક ફળો અગ્નિમાં પડ્યાં છે, એમાંથી કાઢીને બધાંને એક એક આપતાં જાય છે વાહ વાહ, શો સ્વાદ! આવું સ્વાદિષ્ટ સમૂહભોજન તો કદી જાણ્યું નહોતું!

અચાનક પહાડની કંદરામાંથી ભયંકર વ્યાઘ્ર-ગર્જના સંભળાઈ. ગર્જના રોમાંચ ખડા કરે તેવી હતી. સહુના હાથમાંથી સુસ્વાદુ ફળ પડી ગયા, ને સહુએ નાસવાની તૈયારી કરવા માંડી. પણ પેલો માનવ ફરી આડો ફર્યો. એણે એક બળતું લાકડું લીધું ને વાઘની સામે જઈને ઊભો. અગ્નિ જોતાની સાથે વનનો રાજા પૂંછ દબાવી પાછલા પગે નાસી છૂટ્યો આ નીરખી પર્વતવાસીઓના આનંદનો પાર ન રહ્યો તેઓ તો બળતું લાકડું લઈને ઊભેલા માનવીની આસ-પાસ કૂંડાળે વળી હાથ-પગ લાંબા-ટૂંકા કરી નાચવા-કૂદવા લાગ્યા.

ઔષધિઓના અને સારવારના પ્રતાપે સુયોધ બહુ જલદી સાજો થવા લાગ્યો ધીરે ધીરે એણે સ્વસ્થતા મેળવી, ને પ્રથમ આંખ ઉઘાડી તો પોતાના પ્રિય સ્વામી જ સામે ખડા હતા અરે, આવા ભયંકર સ્થળે, જ્યાં કદી માનવપગોએ કેડી પાડી નથી ત્યાં, પોતાના પ્રિય કુમાર ક્યાંથી? આ તે સ્વપ્ન કે સત્ય, એ સમજવાની ભ્રમણામાં એણે ઘણો વખત કાઢ્યો

"સ્વામી!" એ ધીરેથી બોલ્યો

"કેમ છે, સુયોધ?"

"આવે ઠેકાણે સ્વામી મળતા કઈ વાતની ખામી રહે? પ્રભુ, હું જીવી ગયો"

વિશેષ સ્વસ્થતા મળતાં સ્વામીને સુયોધે ઘણી ઘણી વાતો કરી. હાથોહાથની લડાઈમાં બે તીરથી અંધ બનેલ અષ્ટાપદ કેવી રીતે એને આ પર્વત પર લાવ્યો, ને એનું અને પોતાનું દ્વંદ્વ સદા કેમ ચાલતુ રહ્યું એનું વર્ણન કર્યું. જ્વાલામુખ શિખરોની પછવાડે પોતે એ ભયંકર પ્રાણીના પંજાથી બચવા કેવી રીતે રોજ શેકાતો ને આખરે હાથોહાથની લડાઈમાં કેવી યુક્તિથી પહાડની બળતી ખાઈમાં એને ધકેલ્યો ને ત્યાંથી મરવા માટે નીચે ગબડાવી દીધો. એનો રોમાંચક વૃત્તાંત કહ્યો. છેલ્લે ઉમેર્યું કે "સ્વામી, અંધ થયો હતો, એટલે રાક્ષસ જિતાયો; દેખતો હોત તો એને જીતવો અશક્ય હતો."

"સુયોધ, માનવીને માટે કશું અસાધ્ય નથી."

આટલા વખતમાં પર્વતવાસીઓને બંનેનો ગાઢ પરિચય થઈ ગયો. સહુ બંનેને સ્વામી અને સુયોધને નામે જ ઓળખવા લાગ્યાં. એમની હૂંફે સહુમાં જાણે નવું જીવન પ્રવેશવા લાગ્યું. એકબીજાં એકઠાં વસવા લાગ્યાં, એકઠાં જમવા લાગ્યાં, એકઠાં વન વીંધવા લાગ્યાં કંઈ આપત્તિ આવી, કંઈ ભય પેદા થયો કે તરત સ્વામી કે સુયોધની પાસે દોડી આવવા લાગ્યાં.

જીવન જાણે નવી સુખસંપત્તિ લઈને આવ્યું હતું.

સુયોધ ધીરે ધીરે શક્તિ મેળવી રહ્યો હતો. પ્રવાસની શક્તિ આવતાં જ તેઓને પ્રસ્થાન નિશ્ચિત હતું. અચાનક એક રાતે મશાલોથી જંગલ ઝળહળી ઊઠ્યું; વાઘ છીંકોટા નાખવા માંડ્યા ને મગરો પાણી ઉછાળવા માંડ્યા. જાગતા માનવીઓ સ્વામી અને સુયોધ પાસે દોડી ગયાં.

ધનુષ્યના ટંકારથી પૃથ્વી ગાજી રહી. અરે, આ કોણ હિમપ્રદેશ પર ચડાઈ લઈને આવ્યું ? હજારો માણસ પાછળ છે. અજવાળાંનો પાર નથી.

એક ચિત્કાર કરતા નિવેદન કર્યું :

"મહારાજ, આ પર્વતના એક ભાગમાં અનેક જાતની વિદ્યાના સ્વામી વિદ્યાધરો રહે છે તેઓ શ્વેત વર્ણના, ઘાટીલા, નયનસુંદર લોકો છે પશુ-પ્રાણી સહુ તેમને વશ રહે છે. તેઓ ધારે તો મગરને વાહન બનાવે, ચાહે તો સિંહને સવારીનુ સાધન બનાવે. ખૂબ લહેરી, ખૂબ આનંદી, ખૂબ વિલાસી! એમના હાથમા એક વાસનો નાનો ખંડ હોય છે, પણ શું સુંદર એ બોલે છે! એ સ્વરો સાંભળી ઉન્મત્ત ગજ-યૂથ પણ વશ થઈ જાય છે, સ્ત્રીઓ પાગલ બની જાય છે. વન સોંસરવા એ સૂરો વહેતા હોય ત્યારે અદ્ભુત મીઠાશ લાગે છે—જાણે ખાવું-પીવુ મૂકી સાંભળ્યા જ કરીએ! સ્વામી વિદ્યાધરોની સ્ત્રીઓ તો અપાર રૂપવતી હોય છે. વૃક્ષના રેસામાંથી કંઈક બનાવીને એ શરીર પર કંઈક રંગબેરંગી ઓઢે છે પણ શું સુંદર લાગે છે! અમે તો સ્વપ્નમાં પણ એવુ સૌંદર્ય જોયુ નથી! તેઓ પાણી પર ચાલી શકે છે, પર્વત પણ ઊડી શકે છે; ધાર્યા વૃક્ષથી વનમેવા બેઠા બેઠા પોતાના સ્થાને મંગાવી શકે છે: પણ આ તરફ કદી આવતા નથી આજે આ વાત નવાઈ ભરી બની છે"

"વૃષભધ્વજનો જય હો!" ધનુષ્યનો ટંકર આવ્યો અને પાણી પર કોઈ ત્રણ વ્યક્તિ, જાણે પૃથ્વી પર ચાલતી હોય એમ, ચાલતી આવી.

સુબોધ અને તેના સ્વામી એ ત્રણેના સ્વાગતે આગળ વધ્યા.

"સ્વામી! સામા જશો મા, એ તમને ખાઈ જશે."

"ચિંતા કરશો નહીં. અમારા જ એ સ્વજનો છે," અને સ્વામીએ જોરથી ગર્જના કરી.

"સુનંદા!"

"કુમાર!" સામેથી અવાજ આવ્યો, અને યોદ્ધાના પોશાકમા સજ્જ થયેલ એક વ્યક્તિ સડસડાટ કરતી આવવા લાગી. અરે, શું

અદ્‌ભુત રૂપ! સ્વામીનુ રૂપ એની પાસે જાણે ઝાંખુ પડવા લાગ્યુ. એણે ખભા પર વિદ્યાધરો ધારણ કરે તેવુ દેવદૂષ્ય ધારણ કરેલુ ને મસ્તક પર સોનાનો મુગટ પહેરેલો. હાથમાં વિધવિધ જાતના અસ્ત્ર! મુખ પરથી તો જાણે રૂપના ઓઘ નીતરે.

એ સુદર વ્યક્તિ દોડીને સ્વામીના કઠે વળગી પડી; બંને ભુજપાશ લાંબા કરી આલિંગી રહી.

"સુનદા, કુશળ છે ને?"

"હા સ્વામી! તમારા દર્શનથી વિશેષ"

"બીજો કોણ, દેવયશ સાથે છે?"

"હા, સ્વામી! તમારી શોધમા એનો મને પૂરતો સાથ છે"

"ને ત્રીજો આવે છે એ?"

"અષ્ટાપદ પર્વતના પૂર્વ વિભાગમાં વસતા વિદ્યાધર દેવોનો એ રાજા છે"

દેવયશ અને વિદ્યાધર રાજા ત્યાં ધીમે ધીમે આવી પહોચ્યા. દેવયશે સ્વામીને નમસ્કાર કર્યા વિદ્યાધરે પણ તેનું અનુકરણ કર્યું. સ્વામી ને સુયોધે એનુ પ્રતિવિધાન કર્યું. અને સુયોધની બધી હકીકત કહી.

"સ્વામી, મારા અશ્વિનોએ માણસના રોગો માટે ઠીક ઠીક શોધ કરી છે. એ સુયોધને થોડી જ પળોમાં પૂર્વવત્ સ્વસ્થ બનાવી દેશે"

"એમ કરશો તો તમારી કૃપા થશે." સ્વામીએ પોતાના સેવકની સ્વસ્થતા માટે લાચારીના શબ્દો ઉચ્ચાર્યા. સ્વામીના કરતાં સેવક કોઈ રીતે અલ્પ નહોતો.

"એ શું કહ્યું, નાથ? આ સુનંદ દેવના અમે તો આજ્ઞાંકિત છીએ."

"સુનંદ દેવના? એ વળી શું?"

"હા, કુમાર! દેવયશે વચ્ચે કહ્યુ, સુન દદેવે બળથી ને રૂપથી આ વિદ્યાધરોને પ્રભાવિત કર્યા છે. અનેક ગૌરાંગી કુમારિકાઓ ને ગૌરાગ કુમારો એમની પાછળ ઘેલા બન્યા છે બે-ચાર ગૌરાગી તો એમની કોટે વળગી સમજો!"

સહુ ખડખડાટ હસી પડયાં. વિદ્યાધર આ હાસ્યનુ કારણ ન સમજ્યો. એણે પોતાના વૈદ્ય અશ્વિનીકુમારને બૂમ મારી. તરત જ સામે કિનારેથી એક સુદર જુવાનિયો જળપ્રવાહ પર નૃત્ય કરતો ચાલ્યો આવ્યો એણે આવતાની સાથે જ ઔષધિના દશેક બિંદુ સુયોધના મોમાં મૂકયા. પળવારમા સુયોધ સર્વ અશક્તિ, સર્વ આલસ્ય ખખેરી નવજીવન અનુભવવા લાગ્યો એણે પોતે નવી બનાવેલી ગદા હાથમા લીધી, તે જોરથી ઘુમાવી જોઈ કાડામા સપૂર્ણ શક્તિ આવી ગઈ હતી દોડીને એણે એક વૃક્ષ પર ગદા અજમાવી કડડભૂસ કરતુ નીચે ઢળી પડયુ.

"સ્વામી, સપૂર્ણ સ્વાસ્થ્ય મળી ગયુ!" સુયોધે પૃથ્વી પર બેચાર મનભર છલાગો ભરતા કહ્યુ સ્વામી આંખમાં ઝળઝળિયાં સાથે સેવકને નાચતો ફરતો જોઈ રહ્યા

"સ્વામી, હવે ચાલો અમારા પ્રદેશમા," વિદ્યાધરે કહ્યુ

"ના, સ્વામી! ના જશો, અમને તજીને ન જશો! અમે તમારા વિના નહી રહી શકીએ." પર્વતવાસીઓ પોતાના જીવન-દાતાના જવાની વાત સહી ન શકયા તેઓએ આક્રદ મચાવી મૂકયુ સ્વામીની આખો કરુણાથી ભરાઈ આવી. તેમણે સહુને કહ્યુ :

ભાઈઓ, તમારી મમતા અપાર છે. આ અષ્ટાપદ પર્વતનો પણ મહિમા અપાર છે એની એક એક ગુફા માતાની ગોદ જેવી હૂંફાળી ને મીઠી છે અહીની હવામાં ઔષધિ ને પાણીમા જીવન છે, પણ મારે ગયા વગર છૂટકો નથી સયોગની બીજી બાજુ વિયોગ છે જો ધારીએ તો વિયોગ સયોગ કરતાં વધુ જીવન આપે માનવ-

જાગૃતિનું મારું કાર્ય હજી ઘણું બાકી છે. તમે અહીં બેઠા એ કાર્ય કરો. માનવમાત્રને એકઠાં કરો, એકઠાં રહો ને કુળ વસાવો. પછી વખત મળે તો સરયૂતીરે આવજો"

"પણ એટલું તો કહેતા જાઓ કે તમે અમારા સ્વામી છો. અમે તમને સ્વામી સ્થાપીએ છીએ અને એક વચન આપો : અમે ત્યાં આવીએ કે ન આવીએ, એક વાર તમે અહીં જરૂર આવજો"

"જરૂર આવીશ. આપો વિદાય !"

એ વિદાય દર્દભરી હતી. કદી રડતા ન શીખેલાં માનવીની આંખોમાંથી દડદડ પાણી ચાલ્યાં જતાં હતા.

"સ્વામી, પધારો અમારે ત્યાં. વિદ્યાધરો ને વિદ્યાધરીઓ રાહ જોઈ રહ્યા છે. સુનંદ દેવ !" વિદ્યાધરના રાજાએ કહ્યું

"તમારે ત્યાં આવવું અશક્ય છે વળી ફરી જોઈ લઈશું," સુનંદાએ વચ્ચે પડતા કહ્યું, ને કુમાર વૃષભ તરફ ફરીને કહ્યું : "દેવી સુમંગલા રાહ જોતા હશે. જલદી પાછા ફરવું ઘટે. આપની વેણીની ચિંતા કરીને જ એ તો અડધાં થઈ જતા હશે !"

"અને મારા દેહની નહીં ?"

"તમારા દેહ પર તો મારા કરતાં એમને વધુ વિશ્વાસ છે. એ કહે છે, કે એ દેહને દુભાવનાર કોઈ પાક્યું નથી સ્વામી, અત્યારે એમને પ્રસૂતિની પીડા જાગી હશે. મારું મન એ કલ્પનાથી વ્યાકુળ બની રહ્યું છે આપણે સત્વર પહોંચવું રહ્યું."

વિદ્યાધર રાજા પોતાની માગણીના અસ્વીકારથી દુઃખી થઈ રહ્યો હતો. એણે કહ્યું : "સ્વામી, સુનંદ દેવે અમને ઘેલાં કર્યાં છે. અમારા દેવો આપને નીરખી ખુશ ખુશ થઈ જશે. માનવગણ માટેનો એમનો અભિપ્રાય બહુ હલકો હતો. અમારા દેવ-દેવીઓ તો માનવને સ્પર્શ પણ કરતાં સંકોચ અનુભવતા, અન્ય જંતુ કે કીટ જેટલી જ તેની

કિંમત આંકતા; માનવીના શરીરને ગંદુ, ગોબરું ને હીન સમજતાં; એનું સ્પર્શેલું કંઈ સ્પર્શતાં. એનું ખાદ્ય ને પેય જોઈ અમારાં આંધવોને ચીતરી ચડતી, માનવ વચ્ચે વસવું અમને અકારું લાગતું પણ સુનંદ દેવે અમારી માન્યતામાં મોટું પરિવર્તન કરી નાખ્યું "

"એ પરિવર્તન માનવકુળ માટે આશીર્વાદરૂપ બનશે વિદ્યાધરરાજા, તમારી લાગણી માટે કંઈ કહેવાનું નથી, પણ મારી ઇચ્છા છે, કે તમે આ માનવકુળો માટે કંઈક કરજો ! એમને જરૂર પડે સહાય આપજો ! માનવ તો દેવ કરતા પણ મહાન છે, એટલું ધ્યાનમાં રાખજો."

"માનવ દેવ કરતા મહાન ?" રાજાએ ગર્વથી પૂછ્યું

"હા, દેવો પણ એની સેવા કરશે." સ્વામીએ ગર્વથી કહ્યું, "પણ એ વિવાદની અત્યારે જરૂર નથી અમે તમારો સ્નેહ, તમારી સહાય માગીએ છીએ અષ્ટાપદવાસીઓને આપત્તિ વખતે મદદ કરજો "

"અવશ્ય, સ્વામી પણ એક વાર અમારે ત્યા..."

"એક વાર આવીશ, જરૂર આવીશ, પણ હમણા નહી તમે સરયૂતટે આવજો."

"ચાલો, મહાપ્રસ્થાનની પહેલા થોડીએક પળ આનંદ તો કરી લઈએ "

દેવીઓએ સુંદર બંસીઓ બજાવવી શરૂ કરી. દેવોએ નૃત્ય શરૂ કર્યાં.

સુનંદાએ પતિની કેશવાળીમાં આંગળા પરોવ્યા

સુબોધ પોતાની ગદાને અને પોતાના થનક્ થનક્ થતા પગોને રોકવા અશક્ત નીવડ્યો

વિદાયની એ રાત્રિ, કૌમુદીભરી, સંગીતભરી, નૃત્યગાનભરી, સ્નેહસૌજન્યભરી ક્ષણભરમાં ઓગળી ગઈ.

અને ઊગતી ઉષા એક પ્રવાસી-કાફલાને હિમપ્રદેશમાંથી વિદાય આપી રહી.

## ૧૫. ચક્રવર્તીનો જન્મ

**દેવી** સુમંગલા આમ્રભવનના એક મોટા ખંડમાં મૃગચર્મના હૂંફાળા બિછાનામાં આડાં પડ્યા હતા. સ્વામી તો સંગે નહોતો, પણ રૂપ તો ભડકા કરી એઠું હતુ, મુખ તો પૂર્ણચંદ્રને હીન બનાવે તેવું મોટું બન્યું હતું. અંગેઅંગ સ્નિગ્ધ, ભરાવદાર ને કંઈક સ્થૂળ બન્યા હતા. ને સહુથી વિશેષ તો સ્તનપ્રદેશ અત્યંત કઠિન બની, મેદાન પરના ડુંગરની જેમ ઉન્નત બન્યો હતો. યૌવન ફાટફાટ થતું હતુ. લીંબુની ફાડ જેવા નયનો ખેંચાઈ ખેંચાઈ ને તીરછા બની ગયા હતા.

વનવગડામાંથી રમવા આણેલું એક સિંહબાળ હવે સશક્ત બની ગયું હતું, ને વગડા ભણી જવા ઇચ્છા કરતુ હતું. પણ ન જાણે વજ્ર જેવા કઠોર દેવી સુમંગલાને એ સિંહબાળને તજવાની ઇચ્છા ન થતી. એને લઈને વક્ષસ્થળ પર દાબતાં, એની આંખો સાથે આંખો મિલાવતા. એની કેશવાળીમાં હાથ ઘાલી રમાડતાં, ઘણી વાર એના ભાલમાં ચુંબન ચોંડતા. ધન્ય તું પ્રાણી ! દેવીનું ચુંબન તને ક્યાંથી ?

સરયૂતીરવાસિની સખીઓ તો હાજરાહજૂર રહેતી. નવા નવાં ફુળવસ્યાના રોજ સમાચાર આવતા. રોજ કોઈ ને કોઈ ફુળની કંઈ ને કંઈ દાદફરિયાદ આવ્યા કરતી. કુમારના પ્રિય કાર્યને પોતાનું કાર્ય સમજી એ નાભિદેવ સાથે તેમાં રસ લેતાં. પણ હવે ધીરજ ખૂટી હતી.

માતા મરુદેવા હવે છેલ્લા કેટલાએક દિવસોથી દેવી સુમંગલાની

સેવામા અહી જ રહેતા પણ દેવીને જાણે ચેન જ નહોતુ અંગે-અંગમાથી કુમારની ઝંખના જાગી હતી

"માતા, આજે ઐરાવત પર બેસી, સર્વ સખીઓને લઈ, અઘોર વનમાં સિંહને નાથવા જઈશ," સુમંગલા વ્યાકુળતામાં બોલી ઊઠતા

"સિંહને નાથવા ?"

"કેમ નહી ? કુમાર તો કહેતા કે માનવજીવને કશું અસાધ્ય નથી "

"ઘેલી ! કુમાર તો હવે આવ્યો સમજ—બે દિવસથી મારા નેત્ર ફરકે છે—પછી તમે સુખે સિંહને નાથવા જજો !"

"ના, મા, શા માટે એમ કહે છે ? કેમ, કઈ હું કુમારથી બળમા, પરાક્રમમા ઊતરતી છુ ? કુમાર મને ચેન નથી પડતુ, એટલુ જ કુમાર હોય તો આપોઆપ જાણે સર્વ પ્રવૃત્તિમા રસ ને ઉત્સાહ આવે છે, એવી એક આદત પડી છે, બાકી હુ ક્યા કુમારથી ઓછી ઊતરુ તેમ છુ ?"

"બેટી ! કોઈ પરાક્રમી આત્મા તારા ઉદરમા બેઠો છે, એ આવી વાણી બોલાવે છે નક્કી, બાપ કરતા બેટા-બેટી સવાયા થશે પણ સુમંગલા, તુ બહાદુર હો તો એક કામ કર ! હવેથી કુમારનું નામ લઈશ નહી, તો તને બહાદુર ગણુ "

"ભલે." ઉત્સાહમા સુમંગલા બોલી તો ગઈ, પણ થોડીવારમા ફરી વ્યાકુળ બની ગઈ એ ઊભી થઈને રિસાઈ ને બોલી · "મા, કેવી વિચિત્ર વાત કરી ? જે મારા શ્વાસોચ્છ્વાસ સાથે જડાયો હોય, એનું નામ લીધા વગર હુ કેમ જીવી શકુ ? મા, તારી સાથે હુ નહી બોલુ તુ મને પજવે છે. હુ તો આ ચાલી મારો જીવ રવરાયો રહ્યા કરે છે, ને તુ મારી મશ્કરી કરે છે ! કુમાર ! કુમાર ! કુમાર !"

દેવી સુમંગલા રિસાઈને સિંહને નાથવા જંગલમા ચાલી જતી, ઐરાવત ઉપર ઘૂમતી, સખીઓને કહેતી કે "બધા માર્ગ તરફ લક્ષ

રાખજો. કુમારના આગમનની હવે ઘડીઓ ગણાય છે. એવું ન થાય કે આપણે ફરતાં રહીએ ને એ આવી જાય જો તો ખરી, કેટલા માનવકુળો વસે છે."

"પણ બા, અમને કુમારની ચિંતા થાય છે. ક્યાં મહાપ્રાણી અષ્ટાપદ અને ક્યાં કુમાર ? લોકો તો જાતજાતની વાતો કરે છે : કહે છે, કે અષ્ટાપદ એકસાથે આઠ આઠ હાથીનો શિકાર કરે, પગમાં પકડીને બિલાડી ઉંદર લઈને જાય, બાજ બુલબુલને લઈ જાય, એમ એ હાથીને ઉપાડી જાય! બા, અમને તો બહુ ચિંતા થાય છે." સખીઓ બોલી. એમને પણ કુમાર પ્રિય હતો.

"જો ચિંતા કરનારી ન જોઈ હોય તો! હું તો એના સ્વભાવને, એના વીરત્વને, એના વશીકરણને પૂરેપૂરી પિછાનું છું. હું એને ન જાણું ? એક પેટમાં રહ્યા છીએ, એક થાનોલે ધાવ્યા છીએ, કુમારની આંખની જ્યોતિ જોઈ છે ? ઉદ્દંડ હાથીનાં ટોળાં વચ્ચે એ એકલો આંખના બળે મદમસ્ત હાથીઓનો મદ ગાળી નાખે. એના બાહુ જોયા છે ? જેના પર પડ્યાં એના પર આકાશમાંથી જાણે વજ્ર પડ્યું ને એની મુદ્રા જોઈ છે ? વાઘ પણ વશ થઈ જાય; સિંહ પણ સ્નેહ દાખવે," દેવી સુમંગલાને સ્વામીના ગુણગાનમાં રસ ઉલ્લાસ આવી રહ્યો હતો

"બા એને વાઘ પણ વશ થઈ જાય, એ વાત તો અમારા ખાસ અનુભવની છે." એક કુળવાસિની સખીએ કહ્યું.

"તારા અનુભવની ! અરે, તું વળી ક્યારે કુમાર સાથે વનવિહારે ગયેલી, ને વાઘ વશ કરેલો જોયો ?" આમાં ઈર્ષાનો આછો ટંકાર હતો.

"બા, વાઘને એટલે કંઈ વાઘ જ નહીં, કદાચ વાઘણ પણ હોય."

"અરે હા, વાઘ ને વાઘણની વાત તો સમજ્યા, પણ તને ક્યારે અનુભવ થયો ? તું એમની સાથે હતી ?"

"એ અનુભવ તો આજેય ચાલુ જ છે! અને વાઘણ તો અત્યારે વગર બંધને કેદ છે"

"અનુભવ ચાલુ જ છે? ગાડી થઈ ગઈ લાગે છે!"

"ના, બા, મારી આંખ સામે જ ચાલુ છે!"

"વાઘણ ક્યાં છે?"

"આ રહ્યાં દેવી સુમંગલા"

"હું વાઘણ?

"હા, હા, વાઘણને વશ કરવી સહેલ, પણ દેવી સુમંગલાનો તાપ જીરવવો મુશ્કેલ બા લોકો તમારા નામથી ધ્રૂજે છે, એટલાં વનના વ્યાઘ્રથી ધ્રૂજતા નથી. તમને એવા કુમારે કેવાં મીણ જેવા બનાવ્યા છે! કુમારનું નામ પડ્યું, ત્યાં ઘેલાં. વાતવાતમાં કુમાર, કુમાર ને કુમાર"

"અરે ગાડી, અમે બે તો એક જ છીએ. કુમાર તો મારો પ્રાણ છે, મારો શ્વાસોચ્છવાસ છે."

"એમ તો અમે પણ છીએ, પણ આવું નહીં! જીવીએ તોય જેમ નહીં, મરીએ તોય ફૂંક નહીં. અને બા, નાભિદેવ પાસે લોકો કંઈ ફરીયાદ કરવા જાય છે, ત્યારે એ શું કહે છે, ખબર છે? ભાઈઓ, આટલાં બધાં કુળ મારાથી નહીં સચવાય જાઓ, કુમાર પાસે કાં સુમંગલા પાસે! એ તમારો ન્યાય ચૂકવશે. એ તમારા સ્વામી બનશે."

"પિતાજીની વૃદ્ધાવસ્થા ખરી ને હ, સખી, મને પેટમાં કંઈક પીડા થઈ રહી છે"

"પીડા વળી કેવી? મીઠી અને કડવી. અરે, કુમાર વહેલા આવી જાય તો કેવું સારું! એમનું સ્વાગત તો કરી લઉં ઘણું

દહાડે આવે છે, વેણી તો ગૂથી જ કોણે હશે? અરે, અરે, બિચારી સુનંદાનું શું થયુ હશે? ભલી મારી બેન, બહુ શાણી છે, બહુ ડાહી છે, મને તો કુમારના જેવી જ વહાલી લાગે છે. અરે સુઘોષા!" સુમંગલા કંઈક વિચારમાં પડી ગઈ.

"શુ કહ્યુ, બા?"

"આપણે ત્યા મોટેભાગે સંતાનનો જન્મ આપ્યા પછી બેથી ત્રણ પક્ષમાં માતા મૃત્યુ પામે છે, શુ એ સાચુ હશે?"

"ગઈ કાલ સુધી એ સાચુ હતું. પણ નાભિદેવને ત્યાં તમારો અને કુમારનો જન્મ થયો ત્યારથી આ સંસારમા પરિવર્તન આવ્યાં છે. હવે આ કુળોમાં એમ બનતું નથી. એ વિષે દેવી નિશ્ચિંત રહેજો."

"સુઘોષા, કદાચ એમ પણ બને કે..." વાત કરતી સુમંગલા ગંભીર થઈ ગઈ એના જાજરમાન ચહેરા પર જરા ઓશિયાળાપણુ આવી ગયુ." જો સુઘોષા, કદાચ એમ પણ બને, હુ મરી જાઉં ને કુમાર આવે ..કુમારને આવવામાં વિલંબ થાય ને હુ મરી જાઉં " દેવી સુમંગલા ભાવોદ્રેકમાં પૂરુ બોલી શકતાં નહોતા. વ્યાકુળતા એમના ચિત્તને સ્પર્શી રહી હતી. દેહના પિંજરામાં પ્રવેશેલાં બે પંખી બહાર નીકળવા પાંખો ફફડાવતાં હતા એ પાખોના ફફડાટની પીડા પણ ઉગ્ર બની રહી હતી. ઝટ શય્યા પર જવાની ઇચ્છા થઈ રહી હતી, એટલે વ્યાકુળ ચિત્તે એમણે જોરથી બૂમ મારી:

"અરે, પણ એમ,બને જ કેમ?" પણ આટલું બોલીને સુમંગલા સૂતાં તે સૂતા. કુમારના વિરહકાળમા ક્ષુધા બરાબર લાગતી નહી, લાગતી તો ખાવાના અભાવ થતા, નિદ્રા તો કદી પૂરી લીધેલી જ નહી તેમાં વળી વસતાં જતાં નવા નવાં માનવકુળોની ચિંતા! આ બધાં કારણોએ શરીરને ખૂબ જ ક્ષીણ કરી નાખ્યુ હતુ. ક્ષીણ દેહમાં કુમારનું નામ નવજીવન સીંચતુ, એની પરાક્રમગાથાઓ શાન્તિ આપતી,

એનું અધૂરું કાર્ય પૂરું કરવાનો વિચાર મનને બહેલાવતો. છેલ્લા દિવસો કુમારના નામના સ્મરણ પર જ એમણે વીતાવ્યા હતા.

હૂંફાળી શય્યા પર સુમંગલા પ્રસૂતિપીડા ભોગવતી પડી રહી. કુળની સખીઓ રાતદિવસ ઊભા પગે પોતાની કુળસ્વામિનીની સેવ કરતી. આ એ જ સ્ત્રી હતી, જેણે કુળની સ્ત્રીઓને સંસ્કાર આપ્યા હતા, સુઘડતા આપી હતી, જીવન જીવતા શીખવ્યું હતું.

માતાની જેમ પ્રેમાળ, પતિની જેમ ઉગ્ર, દેવીની જેમ સુંદર પુત્રીની સ્થિતિને મરુદેવા માતા ગંભીર વદને નીરખી રહ્યા. સુમંગલાનાં લક્ષણો સારા નહોતાં : આવી પીડા તો માતાને અવશ્ય ભરખી લે!

ચિંતાભર્યા દિવસો વીતતા જતા હતા સુમંગલા પીડાથી વ્યાકુળ હતી વારે વારે એ બૂમો પાડતી, કોઈક વાર ધીરે સ્વરે ગણગણતી : "ચક્રવતીઁની માતા !"

આ શબ્દોનો અર્થ કોઈ સમજતુ નહી ચિંતાવેગભર્યા મને બધા બેઠા હતા. અચાનક સરયૂતીરવાસી સમૂહો નાભિદેવ પાસે આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા :

"મહારાજ, વસંત આવી હવે કમળો ખીલવા લાગ્યા છે. રિસાયેલી કોયલ મનાઈ ગઈ છે. સરયૂતીરના ઉપવનોમા પૂરી બહાર છે ફળફૂલ પણ લચી પડે છે. આજ્ઞા હોય તો વનવિહાર જઈએ"

"અરે, પણ કાલ સુધી તો પાનખર ઋતુનો બધે પ્રભાવ પડ્યો હતો કાસારોમાં એક પણ કમળ નહોતુ, જળકુંડોમાં એક પણ પોયણી ખીલી નહોતી, ને એક રાતમાં બધું ફેરવાઈ ગયુ ?"

"એક રાતમાં નહીં, પ્રાતઃકાલમાં જ બધુ પરિવર્તન થઈ ગયુ !

ગૌષ્ઠિકોમાંથી પશુઓ વહેલાં ચાલ્યાં ગયા, ને એ નિરાંતે દુર્વા ચરે કાલ સુધી ફળની તાણ હતી, આજે છાબની છાબ છલકાય છે. નક્કી કોઈ પુણ્યશાળીના પગલા થવાના ! કોઈક સારો બનાવ બનવાનો !

આવુ તો કદી થતુ નથી, આજ મન જાણે વગર કહે હોશમાં છે, વિના નિમિત્તે હસવાનું મન થાય છે"

"વહાલો વૃષભ જન્મ્યો ત્યારે એમ જ થયું, પણ આજની સ્થિતિ શુ આનંદ આપે એવી છે ? કુમાર હાજર નથી—ન જાણે ક્યાં મૃત્યુની સાથે ખેલ ખેલતો હશે. ? માનવકુળોના ઉદ્ધારની એની લગની જરા વધુ પડતી લાગ્યા કરે છે." પુત્રઘેલા પિતાએ પોતાના પેઢીપુરાણા કાર્યને પણ એકવાર પુત્રવાત્સલ્ય પાસે ઓછું લેખ્યુ "કુમાર નથી, ને વળી સુમગલા આવી બેહાલ સ્થિતિમા છે. અમાગ મનને ન આનદ છે, ન હાસ્ય છે."

થોડીવાર નાભિદેવ વિચારમાં પડી ગયા વસત માણવા જનારાઓની સંખ્યા વધતી જતી હતી. વિચારમાંથી જાગીને નાભિદેવે કહ્યું :

"ભાઈઓ તમે વસતવિહાર માણવા જઈ શકો છો."

"પણ અમારી સખીઓ અહીં છે."

"લઈ જાઓ," નાભિદેવે ટૂકો જવાબ વાળ્યો.

વનવિહારના શોખીનો પોતાની પ્રેયસીઓને બોલાવવા ગયા: પ્રેયસી વગર તો કઈ વિહારની મજા જામે ? પણ પ્રેયસીઓએ તો એમને ઊધડા લઈ નાખ્યા :

"શરમ આવે છે કે નહીં ? મોટા વનવિહાર રસિયા જોયા ન હોય તો ! અહી દેવી સુમગલા પીડાની પથારીએ છે, ને તમને મોજમજા સૂઝે છે ! જાઓ, અમે દેવી પાસે છીએ. અમારા કામ તમે કરી નાખો : દુર્વા લઈ આવો, ફળ એકઠા કરો, ગાયોને ગોષ્ઠમાં લઈ જાઓ."

બિચારા રસિયા જીવો જેવા આવ્યા હતા તેવા વીલે મોંએ પાછા ફર્યા. આજે એમના દિલની વાત દિલમાં રહી ગઈ હતી. પ્રેયસીઓના વાળમાં ગૂંથવા આણેલાં મોરપીછ, કપોલ પર લટકાવવા માટે આણેલી

આમ્રમંજરીઓ, છાતી પર લગાવવા માટે આણેલો ચંદનરસ, પગ પર પૂરવા માટે લાવેલો લાક્ષારાગ, બધું કલ્પનામાં જ રહ્યું.

હવે તો ક્યારે દેવી સુમંગલાની પીડા શમે, ને તેમની પ્રેયસીઓ મુક્ત બને, એની જ રાહ જોવી રહી, આ સુંદર મલયાનિલ, આ કોયલનો ટહુકાર, આ આમ્રમંજરી આજ વ્યર્થ છે!

અરે, દિશાઓમાંથી આ કેવો મધુર ગંધ આવી રહ્યો છે! આ ચક્રવાક ને ચક્રવાકી મત્ત બનીને કેવા ઊડતા આવી રહ્યા છે! આ હરણાં કેવા ભય તજીને ગેલ કરી રહ્યા છે!

આશ્ચર્ય, મહદ્ આશ્ચર્ય! સરયૂતીરનાં ઉપવનો ને આમ્રભવનના સ્ફટિક કુંડોમાં કુમુદિની ખીલી ઊઠી છે ધોળે દિવસે કુમુદિની પોતાના શ્વેત સુકોમળ હસ્ત પ્રસારી કોના સ્વાગતે ખીલી નીકળી હશે!

"અરે, વૃષભ આવ્યો! કુમાર આવ્યા!" અર્ધમૂર્છિત સુમંગલાએ સૂર પકડી લીધો, વૃષભના સ્મરણ સાથે એની પીડા શાંત થઈ ગઈ

એણે એક યુગલનો જન્મ આપ્યો.

દૂર દૂરથી નંદાવર્તને શંખસ્વર સંભળાયો

"અરે વૃષભનો જ એ શંખસ્વર મેઘગર્જનાના રવ જેવો શંખસ્વર બીજો કોણ કાઢી શકે?" નાભિદેવે કહ્યું.

દિશાઓને વીંધતો જય જય ધ્વનિ સંભળાયો.

"કુમાર વૃષભધ્વજનો જય હો!"

## ૧૬. શતયજ્ઞકર્તા

નાભિદેવ કુલકરની મૂંઝવણનો ઘણે દહાડે અંત આવ્યો હતો. એમનો અને એમના પૂર્વજોનો કાળ જુદો હતો. આટલી ઝડપથી પરિવર્તન એમને ત્યાં કદી આવ્યું નહોતું. ભોગભૂમિના અનન્ત દિવાસ્વપ્ન જેવા દિવસો આથમી ગયા, ને એક અષાઢી પૂર્ણિમાએ આકાશમાં ચંદ્ર દેખાયો, ત્યારે નાભિદેવના જ એક પૂર્વજે લોકોને કહ્યું કે સૃષ્ટિ પરિવર્તન પામી રહી છે ને એને પગલે યુગપરિવર્તન આવી રહ્યું છે. ભોગભૂમિના દિવસો પૂરા થયા, કર્મભૂમિનો પ્રારંભ થયો. સાવધ બનો, સ્વાશ્રયી બનો !

એ પ્રારંભ ભયંકર આંધી, ઉલ્કાપાતોથી છવાયેલો હતો; નવજીવનની પ્રસૂતિ નવપ્રસૂતા માતાની વેદના કરતાંય વિષમ હતી. મૃત્યુનાં તાંડવ સદા ચાલ્યા કરતાં. એમાં એમના પ્રતાપી પૂર્વજે બન્યા તેટલા માનવોને એકઠા કર્યા, ને કુલ સ્થાપ્યું.

એકઠા મળીને લડવું, એકઠા મળીને રહેવું એ જ એમના માટે જીવન જીવવાનો એક માત્ર શ્રેયસ્કર માર્ગ હતો.

આ કુલકરોએ કુળોને માટે ઘણું કર્યું. તેમણે માનવીને પશુથી ભિન્ન કર્યો. આજે બકરાના વાડામાંથી જેમ બકરું ચોરાય તેમ માનવકુળોમાંથી માનવો ભક્ષ માટે ચોરાતા. ભયંકર વનચરો ગમે ત્યારે આવીને બધું નષ્ટભ્રષ્ટ કરી નાંખતાં. એક પૂર્વજે સ્વપરાક્રમથી વનપશુઓ પર વિજય મેળવ્યો, ને એની નિશાની તરીકે વનહસ્તીને પોતાનું વાહન બનાવ્યું.

ગાયની એમણે શોધ કરી. એ જાનવર એમને આગળે બધાયું.

નદીતીરે રહેવું, ફળફૂલ ખાવાં, વનેચરો સામે એક બની ઝૂઝવું, એ કુળોનો જીવનધર્મ હતો સંતાનના જન્મ પછી મા–બાપ જલદી નિસ્તેજ થઈ જતા ને જોતજોતામાં મરી જતા, એ સ્થિતિ માટે નાભિદેવે ઘણું કર્યું હવે સંતાનજન્મ પછી માબાપ ઓછા મરતા થયા હતા

વિશાળ પૃથ્વીના એક અજાણ્યા ખૂણામાં આવેલ કુળમા, આમ એક મહામાનવવંશ કર્મભૂમિને યોગ્ય નવઘડતર કરી રહ્યો હતો; પણ એ અતિ અલ્પ હતુ, નાની એવી સીમામા મર્યાદિત હતુ

એ નાની એવી સીમા, કુમાર વૃષભધ્વજે એકદમ વીસ્તીર્ણ કરી નાખી પહાડની એક કંદરામાથી નીકળીને મંદ મંદ ગતિએ વહેતા ઝરણમા જાણે પ્રચંડ પૂરના ઓઘ આવ્યા સરયૂતીર પર વસેલા કુળ જેવા અનેક કુળ ઠેર ઠેર વસી ગયા. દરેક કુળને પોતાની માનવતાનું, પોતાની અસ્મિતાનુ દર્શન થયુ.

જાગૃતિની ઉષા વિકાસના મધ્યાહ્નમા એકદમ પલટાઈ ગઈ.

જિજીવીષુ પ્રજા જીવનજુધ્ધે ચઢી એણે અંધારી ગુફાઓ તજી, મૃત્યુખીણ જેવી ઊંડી કંદરાઓ છોડી, ભયંકર જંગલો આઘા મૂક્યા. સમતલ ભૂમિ પર, સુસ્વાદુ ઝરણને કિનારે પ્રફુલ્લ ઉપવનમા તેઓ વસવા આવ્યા

અગ્નિએ એમને જીવન આપ્યુ પશુઓએ એમને દૂધ આપ્યુ વૃક્ષોએ તેમને ઘર આપ્યા. લતાઓએ એમને બિછાના આપ્યા પુષ્પોએ એમને શણગાર આપ્યો

પણ કુળ વધતાં ચાલ્યા, તેમ સામગ્રી ઘટતી ચાલી સહુ સંચય કરવાનુ શીખ્યા હતા, સર્જન કરવાનુ નહી અછતના આંતરવિગ્રહ શરૂ થયા એ વિગ્રહો કેટલીક વાર ભયંકર રૂપ ધરતા ત્યારે પરસ્પરના દ્વેષનો દાવાનલ જલી ઊઠતો.

આ ફરિયાદો નાભિદેવ પાસે આવતી વિચિત્ર હતી એ ફરિયાદો દૂર દૂર હતા એ કુળ કુળકર રાજાઓએ અપનાવેલી હાકાર, માકાર ને ધિક્કાર નીતિ 'હવે વ્યર્થ' થઈ હતી દેવી સુમંગલા એમા પ્રથમ મદદ કરતા, પણ છેલ્લા દિવસોમા એ પણ બહાર નીકળી ન શકતા. રોજ ને રોજ ચિત્રવિચિત્ર ફરિયાદો આવતી

"ફળફૂલ ખૂટયા છે. બી હતાં એટલા ખવાઈ ગયા. ફળફૂલ તો ખાધા, ફણીફૂણી ડાળો પણ ખાધી; હવે તો પશુઓ પર ગુજરો થાય છે!"

"અગ્નિને યોગ્ય ઇંધન નથી, લીલા વન કપાતા ચાલ્યા છે"

કોઈક વળી ફરિયાદ લઈને આવતું.

"જંગલમાથી આ એક પ્રાણી લાવ્યા હતા, એના આચળમાથી દૂધ ઝરતુ; અતિ સ્વાદિષ્ટ હતુ પ્રાણી પણ હેતાળ. જંગલમાથી આવતાની સાથે એ હળીમળી ગયું એને બે સંતાન થયા બન્નેને સરખી રીતે ઉછેર્યાં, પણ દૂધ તો એકે જ આપ્યું. બીજું તો મહા-રેઢિયાળ. નિરાતે ખાય ને લાબા નસકોરે ઊંઘે. દૂધ કાઢવા ઘણું મથ્યા પણ આચળ જ નહી, દૂધ કેમ ઝરે?"

ફરિયાદ કરનાર થોડી વાર થંભતો ને વળી પોતાની મૂંઝવણ પ્રગટ કરતો :

"અમે એને તગડી મૂકવાનો નિર્ણય કર્યો તગડી પણ મૂક્યુ; પણ પછી તો પેલું દૂધવાળું જાનવર કરમાવા લાગ્યુ. ન એ વધુ સંતાનને જન્મ આપે કે ન વધુ વખત એણે દૂધ આપ્યુ ફરીથી પેલા રેઢિયાળને લાવ્યા. એના પછી પેલા પ્રાણીએ સતાન પણ આપ્યાં ને દૂધ પણ આપ્યું. અમારી મુશ્કેલી વધતી જ રહી છે પેલાં દૂધવાળાં જાનવર સાથે પેલાં રેઢિયાળ જાનવર પણ વધતાં જ જાય છે એને ખાવા પણ વધુ જોઈએ હતુ ત્યા સુધી તો ખવરાવ્યુ, પણ હવે શું થાય? કેટલાક તો કહે છે કે એનો આહારમા ઉપયોગ કરી નાખો!"

'કુલકરોના ભંડારમા હતુ ત્યા સુધી તો સર્વને આપ્યુ, પણ હવે તો આપવાજોગ કઈ નથી રહ્યુ." નાભિદેવ કહેતા : "ભાઈઓ, થોડા દહાડા થોભો વૃષભ તમને રસ્તો બતાવશે. એ તમારો રાજા થશે."

એ કુમાર આજ આવ્યો : એની સાથે ચિત્રવિચિત્ર માનવ-સમુદાય હતો. કોઈ પહાડ જેવા પડછંદ હતા; કોઈ વામન જેવા ઢીચકા હતા; કોઈ રૂપાળા તો કોઈ કદરૂપા હતા કેટલાકની આખો માજરી તો કેટલાકની કાળી ભમ્મર હતી. કોઈના વાળ સોનેરી હતા, તો કેટલાક રાતા કેશવાળા હતા.

પુરુષો હતા, તેમ સ્ત્રીઓ પણ હતી સ્ત્રીઓમા કેટલીક અદ્ભુત સ્વરૂપા, તો કોઈ તન્વાંગી તો કોઈ શ્યામાંગી હતી; કોઈ પીનપયોધરા હતી, તો કોઈ મૃગનયના હતી

માનવદેહના આ પ્રદર્શન માટે સહુને અતિ આશ્ચર્ય થતુ. એકબીજા અજાણ્યા અજાણ્યા લાગતાં હતા, એકબીજા પરસ્પરની ભાષા સમજતા નહોતા જે માનવગણના ઐક્યનુ કુમાર વૃષભધ્વજનુ સ્વપ્ન હતુ, એ માનવગણ શુ આવો વિચિત્ર હતો!

આ માનવગણોનો પરિચય કરાવવાનુ કાર્ય પછી પર મુલતવી રાખી કુમાર દેવી સુમંગલાના આવાસે ગયા પોતાના પ્રિય સખાના આગમન સાથે જ એનુ ગયેલુ સ્વાસ્થ્ય ફરી પાછુ આવ્યુ હતુ.

પોતાના તરત જન્મેલા પ્રિય સંતાનયુગલને ક્ષણ-બે ક્ષણ નીરખીને કુમાર બહાર નીકળ્યા. સુનંદા ભાવથી પોતાની બહેનને વળગી પડી એ બહેનના હૃદય હર્ષથી ગદ્ગદ થઈ ગયા

"બેન!" સુનંદાએ નવજાત બાળકને હાથમા લઈ રમાડતા કહ્યુ. "કેવુ રૂપ છે! સૂર્યનો જાણે અવતાર લાગે છે"

"અને આ બાળકી? સુનંદા, અસલ તારો જ ચહેરોમહોરો સુનંદા, કહે છે કે, ગર્ભવતી સ્ત્રી જેનુ વધુ સ્મરણ કરે, તેની મુખાકૃતિવાળુ

એનુ બાળક થાય. મે સદા તમ બેનુ જ સ્મરણ કર્યું હતુ . એક કુમારનુ—આ બાળક એના જેવો થયો; બીજુ તારુ—આ બાળકી તારા જેવી થઈ!"

"અરે, પણ આ બાળક તો એની મા જેવો જબરમાન થશે જુઓ ને, મારા વક્ષસ્થળમા કેવુ માથું મારે છે? બધે માથું મારીને મારગ કરે એવો છે"

"અને લુચ્ચો પણ એવો છે. જાણે મારા પર એના એકલાનો અધિકાર ન હોય, એમ જોર ચલાવે છે. એક પયોધર પર મો ને બીજા પર હાથ રાખીને બ ને ઠેકાણે પય.પાનનો કબજો જાળવે છે પણ એને કયા ખબર છે, કે આ પણ એના જેટલી જ પયઃપાનની અધિકારિણી છે"

"કુમાર રાજા થશે ત્યારે પહેલો ન્યાય આ લુચ્ચાનો જ ચૂકવશે"

'રાજા!"

"હા, નાભિદેવે લોકોને કહ્યુ લાગે છે, કે કુમાર તમારો રાજા થશે, હજાર કુક્ષોનો સ્વામી. જુઓને પણે નદનોદ્યાન તરફ માનવ-ગણોની ધમાલ મચી રહી છે, અને સુબોધનો ગભીર સ્વર પણ આવી રહ્યો છે"

કુમારે એ દિશા તરફ કાન દીધા. ખરેખર, સુબોધનો અવાજ વાતાવરણને વીધતો આવી રહ્યો હતો:

"પ્રવાસના ભારથી શ્રમિત કુમાર વિશ્રામ લઈ રહ્યા છે. જાઓ, હિંમત ,ન હારો જીવનકલહથી ન કટાળો. ઝૂઝો. સદા ઝૂઝતા રહો. ન ઝૂઝનાર કાયરનો નાશ થાય છે, પુરુષાર્થીને કદી પરાજય મળતો નથી"

પણ ભૂખ્યા, ચિંતાગ્રસ્ત ટોળા કુમારને મળવા માટે ઉત્કંઠ હતા. તેઓની ચીસો વધતી ચાલી. આમ્રભવનમા આરામ લેવા આડે પડખે થવાની તૈયારી કરતા કુમારના કાને એ ચીસો આવી એ તરત જ બહાર આવ્યા ને બોલ્યા:

"સુબોધ, શુ છે?"

સુયોધે બધી વિગત કહી. કુમારનુ મો મલકી ગયુ આખોમા કરુણાનો ર ગ છવાઈ ગયો તેમણે આગળ આવી કહ્યુ

"આવો, અ દર આવો આશ્રમભવનનાં દ્વાર તમારે સર્વને કાજે અભંગ છે"

દ્વાર રોકીને ઊભેલા સુયોધની ગદાધારી પ્રચ ડ મૂર્તિ સ્વામીનો આદેશ સાભળી બાજુમા ખસી ગઈ કુળવાસીઓ અ દર ધસી આવ્યા. કુમારના આ સ્વાગતથી એમના હૃદયમા પ્રગટેલો રોષ અડધો થઈ ગયો તેઓએ નમ્ર થઈને પોતાના દુ ખદર્દની વાતો કહી અને પછી શાત ઊભા રહ્યા

"તમારી પીડા, તમારાં દુ ખ મે સાભળ્યા છે, પણ તે તમે જ પેદા કર્યા છે કુદરતે તમને આગળી આપી તો તમે પોંચા કરડી ખાધા. ફળ–ફૂલ લેવા માટે કહ્યુ, તો તમે એનાં પર્ણ, કાષ્ઠ ને મૂળ સુદ્ધા ખોદી લીધા દૂધ લેવા કહ્યુ તો તમે તમારી ગરજે એના દેહ પણ લઈ લીધા. તમે પ્રકૃતિ તરફ જેટલા અનુદાર થશો, જેટલા ઘાતકી થશો, પ્રકૃતિ તેટલી જ તમારા પ્રત્યે કઠોર અને ઘાતકી બનશે

"આ વસુધરાના ખોળે તો અન્નના, પાનના ભ ડારો ભર્યા છે. એનો ખોળો કદી ખાલી નથી ખાઓ મન ભરીને, પીઓ મન ભરીને સાથે સાથે તમે એ પૃથ્વીને વફાદાર રહો એ આપે છતા મનચોરી ન રાખો! તમારુ પેટ કેટલુ? એક જ પેલુ નાળિયેરીનુ વૃક્ષ તમને દિવસો સુધીનો ખોરાક પૂરો પાડે આ આમ્રવૃક્ષ, આ તાડવૃક્ષ, આ નાની લતાઓ, આ ભૂમિ પર થતું ઘાસ પણ તમને પેટપૂર આપવા તૈયાર છે, તો તમે શા માટે ક્રૂર અને ચોર બનો છો? તમે ક્રૂર બન્યા, આજીવિકા માટે ઘાતકી બન્યા, તો કુદરત તમારી સાથે તેવી બની

"એક વાત યાદ રાખો : પ્રકૃતિએ કોઈ પણ વસ્તુ નકામી સર્જી નથી જેને તમે નિરર્થક માનતા હો, એમા મોટી સાર્થકતા છુપાયેલી હોય છે પૃથ્વી પર વેરાયેલા કાટાનુ સર્જન પણ અહી સાર્થક છે

એ સર્જનનો લાભ લેતા શીખો. ઉપયોગિતા એ જીવનનો આશીર્વાદ છે. વસ્તુનો ઉપયોગ જાણતાં શીખો. આકાશમાં કાળા વાદળ તમને ગભરાવી નાખતા હશે, વીજળા ને મેઘગર્જના તમારા કાળજાં કંપાવતી હશે. તમે તો એમ જ માનો કે આ વાદળ નિરર્થક છે, વીજળી ને ગર્જના ફોગટ છે, પાણીને વરસવુ હોય તો એકલું કા વરસી ન જાય ? પણ એમ બનવુ અસભવિત છે. મેઘ, વાદળ, વીજળી ને ગર્જના પાણીના જ પ્રાથમિક સ્વરૂપ છે આવશ્યકતા પેદા કરો તેની સાથે આવિષ્કારની જહેમત ઉઠાવો.

"પૃથ્વી, પાણી, આકાશ, પવન ઉદાર છે ઉદારતાથી આપલે કરો. તમારા અન્નનો એક દાણો તમને હજાર દાણા પેદા કરી દેશે વૃક્ષની એક ડાળી બીજા હજાર વૃક્ષ ઊભા કરે છે. એક પશુ બીજાં અનેક પશુ તમને આપે છે જીવનનિર્વાહના કારણોને યોગ્ય કારણોથી સિદ્ધ કરી આપો !"

"એક દાણામાથી હજાર દાણા કેમ થાય, એ અમે નથી જાણતા."

"આજ હુ તમને એની સમજ આપવા ઇચ્છુ છુ. જે રેઢિયાળ પ્રાણીને તમે નિરર્થક લેખો છો, એ જ તમારી સમૃદ્ધિનુ ચિહ્ન બનશે, સહુ પોતપોતાના એ પ્રાણીને લઈને હાજર થાઓ. જુઓ, પણે પેલી પતાકા ઉપર શું છે ?"

"અરે, ત્યા વૃષભ બેઠો છે ! શું કામ બેઠો છે ?"

"એ તો મારી બાલ્યાવસ્થાની ખેવના છે. અને તે માટે જ મેં મારી ધજા પર એનું ચિત્ર દોર્યું છે"

"ચિત્ર એટલે શુ ? આ તો સાચો જ છે; ફક્ત હાલતો-ચાલતો નથી એટલુ જ"

"હાલતો-ચાલતો નથી, એટલે જ એ ચિત્ર છે"

"પ્રભુ, આપે અમને વાસણ બનાવવાની વિદ્યા આપી; હવે આ વિદ્યા પણ આપો"

"જિગીષુને કંઈ દુષ્પ્રાપ્ય નથી પણ આજના ક્રૂર જીવનનિર્વાહને, મહાહિંસક આજીવિકાને, ઘાતકી લાલસાને નષ્ટ કરવા, મે ઘણા વખતથી પરામર્શ કર્યા કર્યો છે. નાનુ એવું પેટ, અનન્ત સાગરમા બિંદુ જેવુ લેખાય એવુ આયુષ્ય, અને એ આયુષ્ય નિભાવવા—એ પેટ ભરવા—આટલા પાપ ? આહાર મેળવવા માટે તમારે ઝનૂની થવુ પડે છે, કસાઇના જેવી ક્રૂરતાથી કામ લેવુ પડે છે, જીવનસટોસટની લડાઈ ખેલવી પડે છે. એક શિકાર બીજો શિકારી; એક ખાનાર બીજો ખાદ્ય ખાઈ જાય છે. જંગલજીવનના આ અવશેષને તમે છાડ્યો, પશુપાલન તમે શીખ્યા, ગોકુળ તમે રચ્યા—માનવકુળ જેવાં હવે તમે કૃષિ કરો ન જંગલો ફેંદવાની જરૂર, ન મારામારી કરવાની આવશ્યકતા, ન ક્રૂરતાથી કોઈના હાડમાસ ચૂસવાની જરૂર. ચાર મહિના મહેનત કરો, બારે મહિના શાતિથી ખાઈ-પીને લહેર કરો એક પશુ મારી એને ખાઈ જાઓ, પણ તે પછી શુ ? ફરીથી નવાની શોધમા નીકળો. પણ હુ તો તમને એક અજબ કલ્પવૃક્ષ બતાવું છુ ખાધા કરો અને છતા કદી ખૂટે જ નહિ એવુ !"

"સ્વામી, તમે અમારા રાજા બનો ! ખાધા કરીએ અને ખૂટે નહિ એવો માર્ગ અમને બતાવો !"

"રાજાનો અર્થ સમજો છો ?"

"ના, એ શબ્દ અમારા માટે નવો છે પણ ડાહ્યા લોકો કહે છે, રાજા હોય તો સંકટમા અમારુ રક્ષણ કરે, અમારા કલ્યાણ માટે વિચાર કરે. અમે ક્રોધથી ગાડા થઈએ, સ્વાર્થથી આંધળા થઈએ, તો અમને શિખામણ આપે શિખામણ વીસરી જઈએ તો શિક્ષા કરે, માબાપનું કામ રાજા કરે ! નાભિદેવ કહે છે, કુમાર તમારો રાજા થશે. અમે પણ ઇચ્છીએ છીએ કે આપ અમારા રાજા થાઓ."

"તમારા જીવનના રાજા તમે પોતે બની શકતા હો તો રાજાની

તમારે જરૂર નથી અને જો તમારું રક્ષણ તમે નહિ કરી શકો તો રાજા શું કરવાનો હતો? પણ અત્યારે આ વાત વિચારવાની નથી. તમારી સામે જે સુધાસંકટ છે, તેનું જ નિવારણ કરીને સહુ પોતપોતાના શ્રીફળ લઈ મારી સાથે સરયૂતીરે આવો !"

"કુમાર, અમે અમારા ઘેર જઈ ત્યાં આવીએ છીએ, પણ તમે થોડો વિશ્રામ લઈને આવો. તમને શ્રમ હશે" અગ્રગણ્યે પોતાના પ્યારા કુમાર માટે લાગણીના શબ્દો કહ્યા.

"માનવજીવનના શ્રેય માટેનો પ્રયાસ એ મારે માટે શ્રમનો વિષય નથી, આનંદનો છે. સહુ સરયૂતીરની સમતલ ભૂમિ પસંદ કરીને તમારી પાસે રહેલાં ઢોર લેતા આવજો."

"સહુના ઘરમાં પશુના પરિમેટ મૂડી ઢોરાં હશે."

"એટલાં પણ લેતા આવજો."

થોડીવારમાં તો સરયૂના તીરે જનસમુદાય ઊભરાઈ ગયો. કુમારની બુદ્ધિમત્તા માટે સહુને ખૂબ ખૂબ માન હતું.

સમતલ ધરા પસંદ કરવામાં આવી. જેની પાસે જેટલા બળદ હતા, તેટલી ભૂમિ તેણે લીધી, પણ ભૂમિ કઠણ પથરાળ હતી. આમાં બી વાવે કેમ ઊગે?

કુમારે બે મોટાં લાકડાં મંગાવ્યાં. એક લાકડાને તીરના આકારનું બનાવ્યું, બીજા લાકડાને તેમાં પરોવ્યું.

"અને આ તો ભારે તીક્ષ્ણ શસ્ત્ર થયું. આનાથી તો પાતાળ પણ ફોડી નાખીએ."

"એ શસ્ત્ર નથી, હળ છે. એને તમારા બળદની કાંધે જોડો, હળ ઉપર જરા જોર આપો. આ તમારી મૃતવત્ પડેલી ઊખર જમીન ફળદ્રુપ બની જશે."

વાહ, વાહ, વાહ! પૃથ્વીનું પડેપડ ચીરતા ઋષભે એ દિવસે

દુનિયાને રમણીય બનાવવા હગ ભર્યાં સુંદર ઘાસ સૂર્યના પ્રકાશમાં શોભી ઊઠયાં. એ જ વૃષભની પીઠ પર ઘડાઓમાં સરયૂમાંથી પાણી લાવવામાં આવ્યું. ને ઘાસમાં વહેતું મુકાયું

યથાસમયે બી વવાયા રે! પેટ ભરવા માટે બચેલા મૂઠીભર બીયા પણ પૃથ્વીના પેટાળમાં દાટી દીધા—ન જાણે એ પણ નષ્ટ થશે કે શું ?

ક્ષણભર સૌને શંકાઓ સ્પર્શી રહી, પણ પાછા એ ભોળા માનવી વિચારી રહ્યા: "અરે, કુમારને તો આપણે રાજા બનાવવા ઇચ્છીએ છીએ, રાજાના વિશે અવિશ્વાસ કેમ શોભે ?"

. આંતરે દહાડે જલ સીંચતા સહુ નાના નાના ખેતરોની રક્ષા કરી રહ્યા

"જેમની પાસે બિયા ન હોય, એ ફળફૂલ વાવી શકે છે"

જેમની પાસે ફળ હતા, એમણે ફળ વાવ્યા, ફૂલ હતા એમણે ફૂલ વાવ્યાં

ખેતરોને રોજ પાણી પાવું, સાફ કરવા, ચોકી કરવી, ખુલ્લી કુદરતની સમીપ રોજ રહેવું, સહુને ગમી ગયું.

બે-ત્રણ દિવસ વીત્યા એક સવારે સહુ જુએ છે, તો લાલપીળા કોટા સૂર્યના પ્રકાશમાં ચમકી રહ્યા છે અને આજ જોયા હતા, એના કરતાં આવતી કાલે એ મોટા થતા હતા .

"અરે, રાજા વૃષભનો જય! આપણા બીમાંથી તો આ કોટા ફૂટ્યા ને ધાવણું બાળક જેમ વધે એમ એ વધે છે!"

પણ કુમારની સિદ્ધિ આટલા માત્રથી નહોતી એણે જેઓની પાસે વૃષભ પણ નહોતા ને બી પણ નહોતા, તેઓને વૃક્ષના પાતળા રેસાઓમાંથી, આડાઅવળા રેસા ગૂંથીને વસ્ત્ર બનાવતા શીખવ્યું.

પાત્રની જરૂરિયાત ખૂબ ઊભી થઈ હતી જે ઘરમાં બે પાત્રથી ચાલી રહેતું, એને હવે દૂધ માટે, દધિ માટે, ઘૃત માટે અનેક પાત્ર

જોઈતા, ને હાથથી એટલા બનાવવાં કઠિન હતા

કુમારે લાંબા વિચાર બાદ કાંઠાનું આગવાળું એક ચક્ર બનાવ્યું એ ચક્ર પર માટીનો પિંડો મૂકી ગોળ ગોળ ફેરવવાથી ધાર્યાં પાત્ર બનવા લાગ્યા.

પણ કુટીઓમાં મોટા મોટા ફેરફાર થવા લાગ્યા પાણીમાં તણાઈ આવેલા ઝાડના મોટા મોટાં થડ ઊભા કર્યા. વચ્ચેની જગા માટી ને પથ્થરથી ભરવા માંડી મથાળે લાંબા લાંબા વાંસ ગોઠવી વેલાઓથી છાપરું બનાવી દીધું

સુંદર ઘર બન્યાં પરસાળનો ખ્યાલ ગુફામાં લીધો. ઘર હૂંફાળું બની ગયું

સરયૂતીરવાસીઓમાં જે પરિવર્તનો થતા, તે ત્વરાથી બીજા માનવકુળોમાં પ્રસરી જતા.

કુમારના નામની મોહિની એવી હતી કે પ્રત્યેક કુળવાસીઓ પૂરી શ્રદ્ધાથી એને અનુસરતા. અનુસરતા જતા જેઓને કંઈ વિઘ્ન નડતું તો તરત અહીં આવતા

કોઈક કહેતું . "સ્વામી. સૂર્યનો તાપ અમને બાળી નાખે છે. આખી દુનિયામાં મેઘ વરસે છે, અને અમને પાણીનું ટીપું ય કેટલીક વાર નથી મળતું."

"વૃક્ષો વાવો, વરસાદ આવશે. મેઘ અને વૃક્ષને પ્રીતિ છે"

કુળવાસીઓ જરા મૂંઝાતા. વૃક્ષ અને વરસાદના સંબંધને તેઓ ન પિછાણતા, પણ માત્ર શ્રદ્ધાબળથી એ વિધાન સ્વીકારતા વૃક્ષો વાવતા ને વરસાદ આવતો કુમારની શક્તિ પર સહુ મુગ્ધ બનતા

પણ કુમારે તો આવા આવા અનેક કાર્યો આરંભ્યાં હતાં. સૌ ચઢ એમને કરવા હતા; ને એક એક પળમાં જનકુળોની ન ધારી પ્રગતિ ભરી હતી.

અરે ! પણ કુમારની સમોવડિયણ ઘેલી સુનંદા કાં નહોતી દેખાતી ? ને દેવી સુમંગલા કાં આખો દહાડો આમ્રભવનમાં જ ભરાઈ રહેતા હતા ?

દેવી સુમંગલા કહેતા કે "અમે પણ કુમારની જેમ ગૃહયજ્ઞ આરંભ્યો છે બાહ્ય વ્યવસ્થા તમે કરો આંતર વ્યવસ્થા અમે કરીએ" પશુપાલન, ગૃહવ્યવસ્થા, રસોઈ કલા, સંતાન ઉછેરવા બધું કાર્ય દેવીએ સંભાળી લીધું હતું એમણે કુળવાસીઓની સ્ત્રીઓને સંયુક્ત કરી, એમને નવા નવા જીવનપ્રકારો સમજાવવા માંડયા હતા

ગૃહરાજ્યની આ અધિશ્વરીએ પોતાના બે બાળકોનું એવું સુંદર રીતે લાલનપાલન કરવા માંડયું કે, સંતાનઉછેરની કલા નવી જ રીતે રજૂ થવા લાગી બે બેનપણી અને માતા મરુદેવાએ મળીને બાળકોના નામ પાડયા

ભર્તાના જેવો મિજાજ રાખનાર, સૂર્યસમાન તેજસ્વી બાળકનું નામ 'ભરત' રાખ્યું.

બ્રાહ્મીની વેલ શી શીળી, સૌમ્ય સ્વભાવી ને હોંશે હોંશે હેત આવે એવી બાલિકાનું નામ 'બ્રાહ્મી' રાખ્યું એનો નામકરણવિધિ મોટા સમારોહપૂર્વક ઊજવ્યો

દેવી સુનંદા આ બધામાં સાથ આપતાં, પણ હવે તો એમના હૈયાના પિંજરામાં પણ કોઈ પંખીના ફફડાટ સંભળાયા કરતા પહાડ પર ચઢી શકે એવું પાતળું સોટા જેવું શરીર હવે સ્થૂલ બન્યું હતું જંઘનપ્રદેશ વિસ્તાર પામતો હતો પયોધરો પણ અત્યંત વિશાળ ને કષ્ટદાયક બન્યા હતા.

"અરે, આ પયોધરોના ભારથી જ તું નમી જઈશ. ચાલ હું તને કચૂકી બનાવી દઉં" દેવી સુમંગલાએ તોફાની ભરતને સુનંદાના હાથમાં આપતા કહ્યું. પણ લુચ્ચો ભરત તો સુનંદાના પયોધરો તરફ

ધસવા લાગ્યો. સુનંદા એને બે હાથમાં પકડી દૂર રાખવા જેમ યત્ન કરવા લાગી, એમ ભરત વધુ તોફાન મચાવવા લાગ્યો. એ એના બલીષ્ઠ પગ સુનંદાના પેટ પર ને પયોધર પર પછાડવા લાગ્યો ને એ હાથે સુવર્ણકલશ જેવા પયોધર તરફ ઝૂકવા લાગ્યો

આ દ્વંદ્વમાં બાળક જબરો નીકળ્યો. સુનંદા હારી ગઈ, અને શ્રમથી હાંફવા લાગી. એણે બૂમ મારી

"બેન !"

"અરે, આ આવી. સારું જોઈને મૃગચર્મ લેતી આવું ને ?"

"આ લુચ્ચો જુઓ ને !"

ભરત સુનંદાના પુષ્ટ પયોધરને મોમાં લઈ હસતો રમતો બીજે હાથે બીજા પયોધર પર કાબૂ રાખી રહ્યો હતો

"લુચ્ચા કોકનો ભાગ તારે લઈ લેવો, છે ? ચાલ, આમ આવ, ભૂખ્યો થયો છે ?"

માતાએ પોતાના પયોધર બતાવી, મહામહેનતે સુનંદાના પયોધર પરથી ભરતને છોડાવ્યો

"લુચ્ચા, તું મને બચકા ભરી ગયો ? લાવ હું તને બચકું ભરી લઉં" ભરતના મોટા કોમળ ગાલ પર સુનંદાએ જોરથી ચુંબન ચોડયું, ને ધીરે ધીરે દાંત બેસાડયો પણ એ તો હસતો હતો.

"અરે, આ તો કેવો જબરો છોકરો છે ! આપણે એના ગાલ કાપી ખાઈએ તોય કશું ન બોલે એવો છે બેન, આવો બળિયો છોકરો મેં જોયો નથી." સુનંદાએ હેતથી ભરતને પંપાળતાં કહ્યું. લુચ્ચો ભરત એના પયોધર માટે મથી રહ્યો હતો.

"બેન, એ લુચ્ચાને છોડીશ માં. હું હવે કંચૂકી બનાવી રહેવા આવી છું. બધી રીતે તને એની જરૂર છે.

સુમંગલાએ થોડીવારમાં મૃગચર્મની સુંદર કંચુકી બનાવી લીધી.

સુનંદાના દેહ પર એ અત્યંત શોભા આપવા લાગી આ દરમ્યાન સ્તનપાન પૂરું કરી ભરત પોતાની બહેન બ્રાહ્મી સાથે ખેલવા લાગ્યો હતો

"બેન, કુમાર સાથેના પ્રવાસમા તારો દેહ અત્યંત શ્રમિત થયો છે. તારે આરામની બહુ જ જરૂર છે. આવ બેન તારી વેણી ગૂંથી દઉં"

સહેજે સ્નેહ ઊપજે એવી સુનંદાના મસ્તકને દેવી સુમંગલાએ બે હાથમા લઈ વક્ષસ્થળ પર લીધું. પછી થોડીવાર એના મુખ-સૌંદર્યને નીરખી રહી એકાએક આવેશમાં આવીને એને ચૂમી લીધુ

"સુનંદા, ઘણીવાર મને એ દિવસ યાદ આવે છે, જ્યારે તુ આમ્રભવનના દ્વાર પર આવી હતી; અરેરે, મે તારો કેવો તિરસ્કાર કર્યો હતો ! સંસારમા મારા જેવી સ્વાર્થી સ્ત્રી બીજી કોઈ નહી હોય.

"સ્વાર્થી નહી, તમારા જેવી સ્વાર્પણપ્રેમી કોઈ નહી હોય, એમ કહો ! દેવી, કેવી દશામા તમે મને સ્વીકારી ! કેટલો આત્મભોગ તમે આપ્યો ! એ દહાડે તમે તિરસ્કારી હોત તો . ?"

"તો શું, સંસારનું શ્રેષ્ઠ સૌંદર્ય ને સર્વોત્તમ ગુણરાશિ મારે દ્વારેથી ચાલ્યો જાત કુમારની આદર્શ ભાવનાઓ અમૂર્ત રહેત. હુ એક સુંદર સખી ગુમાવત હુ એક નિર્લેપ, પ્રેમાળ બેન ખોવત ને આ કુળ સુંદર સંતાનનો લાભ ગુમાવત"

"સુંદર અને અસુંદર અત્યારથી કેમ કહી શકાય ?'

સુંદર જ હુ વિચાર કરું છું ત્યારે મારા હર્ષનો પાર રહેતો નથી તારા ઉદરમા જે પંખી પ્રવેશ્યા છે, એ તારા જેવાં રૂપાળા, ઠાવકા ને સ્નેહભર્યાં જ હશે."

"મારા ભરત તોલે કોઈ ન આવે જગદીપક દીકરો છે આ, બહેન !"

"અરે, લુચ્ચો છે, લુચ્ચો. બસ, બળ વાપરીને જેનું તેનું સ્તનપાન કરવું એમા જ એ સમજ્યો છે !"

"ના બેન, કાલે હું સૂતી હતી ત્યારે ધીરેથી ખસતો ખસતો આવીને મારા ગાલ પર મો મૂકીને બચી ભરવા માંડચો. મધ જેવું મીઠું મીઠું બોલે હું તો અડધી અડધી થઈ ગઈ મે વિચાર્યું, એની માતાએ તો મને પ્રેમવર્ષાથી નવરાવી છે, પણ દીકરોય કેવો હેતાળ છે! આ મા તો જલદી વૃદ્ધ થઈ જવાની, ત્યારે આ જ મારો બેટો મને દોરશે, મને ટેકો આપશે. બેન, એક વાત મારે તમને કરવાની છે રોજ રોજ મારા સ્મરણપટ પર બે વ્યક્તિઓ આવ્યા કરે છે: એક છે સિંહાસનારૂઢ પ્રચંડ તેજસ્વી સ્ત્રીમૂર્તિ! હાથીઓનાં વન ઊભરાઈ ચાલ્યાં છે, અષ્ટાપદ જેવા ભયંકર પ્રાણીની ચીસો સંભળાય છે છતાં એ સ્ત્રીમૂર્તિ નિર્ભય મને, નીડર ચાલે ચાલી જાય છે. એ સ્ત્રીમૂર્તિને તો મે ઓળખી"

'કોણ?" સુમંગલાએ જિજ્ઞાસાથી પૂછયુ

"બીજુ કોણ હોય? દેવી સુમંગલા. આ કુળમા બીજી જાજરમાન સ્ત્રી કોણ છે? પણ બેન, બીજી જે મૂર્તિ મને સ્વપ્નમાં આવ્યા કરે છે, એ અજબ છે પ્રિયંગુ લતા જેવો એનો વર્ણ છે, મરકતમણિ જેવી એની કાન્તિ છે ઊંચા પહાડ પર વાદળોની ટોચ પર એ ઊભો છે, ને આછો ઝાકળનો પડદો આડો પડેલો છે. એક બાહુમાં અમૃતપાત્ર છે, બીજામા વજ્ર છે. વર્ણ તો શ્યામ છે, પણ રૂપ તો લોભામણુ છે. વાદળો જેવી ધીમી ગર્જના થયા કરે છે. મનને ગમે એવુ મીઠું મીઠુ આકાશ ઝર્યા કરે છે. કોણ હશે એ? ઘણો વિચાર કર્યો પણ કોઈ એવું મળતુ નથી. કુમાર તો સુવર્ણવર્ણો છે, ને આ તો શ્યામવર્ણો છે."

"કોઈ વાદળનગરીનો રાજા ઇંદ્ર હશે—લોકો તને ઇંદ્રપુત્રી કહેતાં હતા ને!"

"વાદળનગરીનો રાજા મે જોયો નથી. પણ.." સુનંદા પક્વ બિંબફળ જેવા આછા ઓષ્ઠ પર આંગળી મૂકી કંઈ ઊંડા વિચારમાં

ઊતરી ગઈ એ કંઈ કંઈ યાદ કરી રહી અચાનક કોઈ વાત યાદ આવતી હોય તેમ એ બોલી ઊઠી :

"ઓળખી લીધો, બેન, અંતરના 'જન પાસે મન મોકળું' કરવાથી ઘણો ફાયદો થાય છે. અરે, એ વાદળનગરીનો સ્વામી તે વહાલો વૃષભધ્વજ. બેન, એકાકી દશામાં, દુષ્કાળની વેળાએ, મેઘવાહન ઐરાવત પર ચઢીને એ સુમેરુની તળેટીમાં આવેલા. સુકા પ્રદેશ પર આવતા, એમના આડે ઠંડો ઝાકળનો પારદર્શક પડદો પડ્યો હતો. એ વેળા વાદળનગરના સ્વામી તરીકે મે તેમને પિછાણેલા. અરે કુમાર અનેક રૂપ ધરીને લોભાવ્યા કરે છે, બહુ ચતુર છે !"

"ચતુર તમે છો કે હુ ? યજ્ઞના કાર્યમા લેશ પણ ભાગ લેવો નથી, અને બીજાને ધુતારા અને ચતુર કહેવા છે !" સામેથી કુમાર આવતા હતા; તેમણે ધીમેથી છેલ્લા વાક્યનો ઉત્તર આપી દીધો.

"અમે પણ યજ્ઞ આદરી બેઠાં છીએ. અમારી કુળવાસિની સ્ત્રીઓ નીરખી ? આ કુળમાં પહેલાં સતાનને જન્મ આપ્યા પછી, માતા કેટલી જલદી કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ મૃત્યુનો ગ્રાસ બની જતી ? એ માતાઓના મરવાથી પુરુષ પણ વિરહમાં ઝૂરી ઝૂરી મૃત્યુને શરણ થતો અમે અદ્‌ભુત ગૃહયજ્ઞ કર્યો છે : હવે માતા સતાનોત્પત્તિ પછી નહી મરે; એક શુ અનેક સતાનનો જન્મ આપશે એટલું જ નહીં, એને કેળવીને તમારી ભાવનાને અનુરૂપ બનવાશે. જુઓ છો, કે કુલવાસિની સ્ત્રીઓ પુરુષોના પ્રત્યેક કામમા કેટલી ચીવટથી સાથ અપે છે ! સાચો યજ્ઞ તો અમે જ કરીએ છીએ ને ? એ કંઈ તમારાથી થવાનો છે ?"

"દેવી, તમારા ગૃહયજ્ઞનો હું આદર કરુ છુ. સંસારમા માનવી બધુ કરી શકે છે, પણ માતૃપદ સહેલું નથી. યજ્ઞની જ્વાલા સદા જલતી રાખવાનુ, વંશપરંપરા સુધી પવિત્ર જીવનનો વારસો જાળવી રાખવાનુ કામ સ્ત્રીઓનુ જ છે સમુદ્રમા મોતી પાકે છે, ખેતરમાં અન્ન

પાકે છે, એમ સ્ત્રીને પેટ સંતાન પાકે છે. સાગર અને પૃથ્વીના જેટલી જ મહિમામય સ્ત્રી છે. ભરત ક્યાં છે, દેવી ?"

"લુચ્ચો ક્યાંય રમતો હશે—કોઈ ચિત્તાની જોડે કે કોઈ સિંહની સાથે. તોફાન, તોફાન ને તોફાન !"

"અને બ્રાહ્મી ક્યાં છે ?"

"એ તો ઠાવકી થઈને ફરે છે. કુળવતી સખીઓને એ બહુ વહાલી લાગે છે. એ પણ કોઈની સાથે ક્યાય રમતી હશે."

"અને દેવી સુનંદા !" કુમારે પોતાના અણિયાળાં નેત્રો સુનંદા તરફ ફેરવતાં કહ્યું. "દેવી, તમારા ફાટફાટ થતા યૌવનનો ભાર આ બિચારું મૃગચર્મ ક્યાં સુધી ઝીલી શકશે ? જોજે, તૂટી ન જાય."

"અરે, લુચ્ચો ભરત અત્યારથી તોડી નાખે છે. પણ એ ભાર હળવો થવાને હવે વાર નથી. આ તરફ મારો વૃષભ રાજા થશે ને આ તરફ મારી વહાલી સુનંદાને સંતાન આવશે" સુમંગલાએ સખીને બાહુપાશમાં લેતાં કહ્યું.

"વૃષભ રાજા તો બનશે; કુલવાસીઓ પાછળ પડ્યા છે, પિતાજીએ જ એમાં પ્રોત્સાહન આપ્યું છે. પણ રાજપદની જવાબદારી કેટલી ભારે છે, એ જાણો છો ? જે રાજા થયો એ બિચારો ઘરબારનો ગયો. એનાં સંતાન એના નહીં—પ્રજામાત્ર એના સંતાન, વસુધા માત્ર એનુ વાસસ્થાન. માનવીઓના પ્રેમ પર એનું સિંહાસન. ન્યાય એ જ એની પ્રતિષ્ઠા એનો રાજદંડ ભરતને પણ ન પિછાણે, ને દેવીને પણ ન છોડે."

"કુમારને શું અસાધ્ય છે ? અમારે તો રાજા જોવો છે." સુમંગલાએ કહ્યું.

"ચાલો, વખતની વાતો વખતે. આજે કૌમુદીવિહાર કરીએ. ઘણાં દિવસથી સાથે હર્યાંફર્યાં નથી"

મદમસ્ત હાથીની પીઠ પર, એ રાતે મદ-મસ્ત બનેલા સહુએ કૌમુદીનો આસ્વાદ માણ્યો.

## ૧૭. કલ્પતરુનાં વાવેતર

ખેતરોમાં લહેરાતા છોડ પર સોનેરી ડૂંડાંઓ જ્યારે દાણા-ઓથી ભરચક છવાઈ ગયા, ત્યારે દેવી સુનંદાએ એક સંતાનયુગલને જન્મ આપ્યો. એક અન્નના કણમાંથી હજાર હજાર કણ પેદા કરવા-ની આ કરામત પર સહુ ખુશ થઈ ગયા. અરે, થોડીક જમીનમાંથી તો તેમને આખું વર્ષ ચાલે એટલું અન્ન લાધ્યું અને વધારામાં પોતાના પશુઓ માટે ભરપૂર ખાવાનું પણ મળી ગયું.

ફળવાડીઓમાં પણ રંગબેરંગી ફળ બેઠાં હતા કોઈ મીઠા, મધુરા, ખટમીઠાં કોયલો એની ચારે તરફ ટહુકા કરતી ફરતી હતી. લીલી દેહવાળા સૂડા ને કાળી કાળી મેનાઓ આ સ્વાદિષ્ટ વાડીઓમા જ ભટકયા કરતી. આકાશમાં ચંચળ રૂની પૂણી જેવી વાદળીઓ ધીરે ધીરે સરતી હતી.

ખાઓ–પીઓ ને આનંદ કરો ! ન હવે ધગધગતા બપોરે ભયંકર અટવીઓમા આથડવાની જરૂર, ન વરસતે વરસાદે ટેકરીઓ અને ખીણો ખૂંદતા ફરવાની આવશ્યકતા ! પેટ ભરવા માટે પશુઓના શિકારની જરૂર નહીં. ક્રૂરતા આચરવાની કોઈને હવે ઇચ્છા જ ન રહી.

અરે ! પ્રિય કુમારના જ એ શબ્દો હતા ને ' તમે જેટલા ક્રૂર થશો, પ્રકૃતિ એટલી તમારા તરફ ક્રૂર થશે એના ખોળામા બેસીને ખાઓ–પીઓ, પણ એનો રૂપાળો માળો વીંખી ન નાખો. પશુ, પંખી, વાસ, વૃક્ષ સહુ એને માનવી જેટલાં જ વહાલાં છે, સહુ ખપ પૂરતું આપે અને

ખપ પૂરતુ લે ! સંઘરો પાપ ! સમૃદ્ધિ પાપ ! સંઘરો અને સમૃદ્ધિ જ આખરે પ્રકૃતિમાતાનાં એ બાળને એકબીજાના હરીફ બનાવે—એકને રાજા, એકને રંક ! માતા એવું કદી ન ઇચ્છે અરે, આટલું સ્વાદિષ્ટ, પેટ પૂરતું ને ઇચ્છીએ ત્યારે ખાવાનુ મળતું હોય ત્યારે પશુઓનાં ઘૃણિત દેહનો વાસ પોતાના પેટમા કોણ બનાવે ?

વાયુની લહરીઓથી ડોલતા ડૂંડાઓની સાથે સાથે સ્ત્રી-પુરુષો ડોલવા લાગ્યાં. આ ડોલન સ્વાભાવિક હતુ. એમના મન આ સુખ-સમૃદ્ધિ નિહાળી નાચી રહ્યાં હતા. કદી પૃથ્વીને ચુંબન કરવા ઝૂકતા, કદી આકાશને ભેટવા હાથ લબાવતાં દિશાઓ સાથે દેહને ફેરવતા તેઓ બન્ને હાથની તાળીઓથી પોતાના આનંદોલ્લાસને વ્યક્ત કરી રહ્યાં.

સંગીત તેઓ કંઈ જાણતાં નહોતાં, પણ તેમના મોમાંથી સંગીતના જેવા અસ્ફુટ સ્વરો નીકળતા હતા. હાથથી હાથ, દેહને દેહ ને મુખથી મુખ મિલાવી તેઓ થાકયાં નહી ત્યા સુધી નાચ્યા. મન-નો ઉલ્લાસ જાણે કાયાના કટકા કરતો હતો, ને આનંદોર્મિઓ પગને પૃથ્વી પર ઠરવા દેતી નહોતી.

અરે, આ અગ્નિએ આપણા પાકનુ રક્ષણ કર્યું—એ અગ્નિ આપણો સહાયક, આપણો દેવતા ! સરિતાનાં મીઠાં જળથી આપણો પાક પોષાયો—એ જળ આપણો દેવતા ! બધી મહેનતનું નિમિત્ત આપણી કામધેનુ ! આપણા વૃષભ ! ચાલો, એમને શણગારીએ, એમને શોભાવીએ ! આપણા આનંદ-ઉત્સવમાં તેમને ભેળવીએ—આપણાં સુખદુ:ખના એ સાથી છે !

સહુ દોડયા ઘરઆંગણે બાંધેલી ધેનુઓ ને આજુબાજુ ચરતા વૃષભોને લઈ આવ્યા. પાસેના જળાશયોમાં એમને હેતથી નવરાવ્યા. કપાળે ચંદનતિલક કર્યું. ગળામાં હાર નાખ્યા. શિંગડા પર તોરા લટકાવ્યા. ને પછી સહુ સાથે સાથે મોડે સુધી નાચ્યાં .

નાચગાનમાં વખત વીતતો ચાલ્યો. દાણા પાકી ગયા. એક

દહાડો એને ઉતારીને છૂટા પાડચા ઢગલા ખેતરોમાં ખડકાયા. આહ જાણે નાના નાના સુવર્ણમેરુની રચના થઈ

કેટલાકે કાચા દાણા ખાધા કેટલાકે ત્યા જ અગ્નિ પર પકાવીને આરોગ્યા

"ચાલો, હવે ઘેર લઈ જઈએ"

"અરે, એમ તે લઈ જવાય ? જેણે આપણને આ માર્ગ બતાવ્યો, એ કુમાર વૃષભધ્વજને પૂછ્યા વગર કેમ લઈ જવાય ? સારો પ્રતાપ એનો. એનો પણ ભાગ કાઢો."

"અરે, આપણે કેવી મોટી ભૂલ કરી જાત ! સમૃદ્ધિ સાંપડી કે આપણે એ બધાના નિમિત્તભૂત કુમારને વીસરી જ ગયા !"

સહુએ ખળામાથી અન્નના ટોપલા ભર્યાં, ને માથે ચઢાવી કુમાર વૃષભધ્વજની પાસે ચાલ્યા.

જેમ જેમ ખેતરે ખેતરે ખબર પડતી ચાલી એમ એમ સહુ તેમા જોડાતા ગયા ફળફળાદિની વાડીએથી પણ સ્ત્રી-પુરુષો સારા, મિષ્ટ, પકવ ફળો લઈને અનુસર્યાં.

"અરે, આપણું સર્વસ્વ કુમારને અર્પણ હો. એના નામે શી શી સિદ્ધિ ન સાપડે !"

મુખથી સુંદર સમૂહ અવાજ કરતાં, હાથ-પગ હિલોળે ચઢાવતા, ભારથી નત મસ્તકને મોરલાની જેમ થનગનાવતાં, આંખોથી અદ્ભુત નર્તન કરતા સહુ કુમારના આવાસ તરફ આવ્યાં. અન્ય કુળવાસીઓએ પણ તેમનું અનુકરણ કર્યું.

ગોષ્ઠિકોમાથી કેટલાકોએ સુંદર ગાય ને વૃષભ લીધાં. આ ગાયોએ તો ઘી-દૂધની નદીઓ વહેવડાવી હતી. આ વૃષભોએ તેમની સાથે મહેનત કરવામાં મણા રાખી નહોતી.

કુમાર વૃષભધ્વજ સુનંદાના પેટે સંતાનયુગલના જન્મતા આનંદભર્યાં

વર્તમાનથી આમ્રભવનના અગ્રભાગમાં ફરતા હતા. એમના મુખ પર કોઈ દૈવી તેજ હતુ. લલાટ પર કોઈ ઉજ્જવળ આશાનો ચળકાટ હતો. સુદીર્ઘ પ્રવાસમા કંઈ શ્યામ બનેલો એમનો દેહ ફરીથી સુવર્ણરંગે રસાતો હતો યૌવનની શક્તિ વક્ષસ્થળને વિશાળ કરી રહી હતી, ને સ્કંધને પહાડની જેમ ઉન્નત રાખી રહી હતી તાજી જ ગૂંથાયેલી વેણીની અલકલટ ખભા પર રમતી હતી

અવાજની દિશા તરફ કુમારના નેત્રો વળ્યા. નાચતો-કૂદતો માનવસમાજ પોતાની તરફ આવતો એમણે જોયો અહા, દરેકના હૈયામાં કેવો આનંદ હતો! મનમા કેવુ સુખદ નૃત્ય હતું!

રે, માનવ તો સંસારનુ મહામૂલું ધન, વિશ્વની અચિંત્ય શક્તિ, ત્રિલોકની શોભા!

કુમારના અણિયાળા સુંદર નેત્રો સજળ બન્યાં

આ એક માનવકુળ, જે પશુકુળ કરતાં પણ હલકુ હતુ; જેને ખાવાપીવાની, કે જીવન જીવવાની કશી ગતાગમ નહોતી, જે જંગલી જાનવર કરતાય અધિક ક્રૂર, જંગલી ભૂંડ કરતાય અતિ ગંદુ, ને જંગલી શિયાળ કરતાય અધિક ભયભીત જીવન ગુજારતુ હતું એ આજે કેવી મગરૂબીમા અને જીવન શોધનની કેવી તમન્નામા ડોલી રહ્યું છે!

પ્રકૃતિના ગુપ્ત તત્ત્વોને તેઓ આજે પિછાનવા તૈયાર છે આજ એને રહેવા ઘર છે, રક્ષણ માટે અગ્નિ છે, આહાર માટે ખેતી છે, પોષણ માટે દૂઝાળા પશુ છે શિકારીમાથી માનવી પશુપાલક બન્યો. એની એ વિકાસશ્રેણી વધતી જ ચાલી છે. સંસ્કારના ક્ષેત્ર તરફ એ ઝડપભેર ધસ્યે જાય છે. જીવનના કેન્દ્ર મર્મને એ પિછાણતો ચાલ્યો છે પશુપાલકમાથી એ કૃષિકાર બન્યો છે ઉગ્ર જીવનચર્યામાથી એ શાન્ત સ્વસ્થ જીવન જીવતો થયો છે.

"જય હો કુમાર વૃષભધ્વજની!" માનવસમૂહે જયનાદથી આકાશને ગજવી નાખ્યુ.

"જય હો માનવકુળની!" કુમારે ઉત્સાહના આવેગમાં પ્રત્યુત્તર વાળ્યો.

"જય હો માનવ મહાકુળની!" કુમારનુ સદા અનુસરણુ કરવા ટેવાયેલ આ માનવોએ શબ્દોનો પડઘો પાડયો

પ્રતાપ ને તેજની રાશિ જેવા કુમાર ધીરે ધીરે ભવનના અગ્રભાગ સુધી આવ્યા. ને સહુને શાંત થવા હાથથી સંકેત કર્યો સંકેતની સાથે સહુ શાન્ત થઈ ગયા

કુમારે તેઓને કુશળવર્તમાન પૂછ્યા, ને કહ્યુ :

"ભાઈઓ, મા વસુંધરાએ તમને અન્ન આપ્યુ. એને શત શત નમસ્કાર કરો!

. "મા વસુંધરા! એ મા કેવી રીતે? કુમાર, અન્ન તમે આપ્યું આજ વર્ષોથી અમે જીવીએ છીએ પણ એણે કદી અમને આટલી સમૃદ્ધિ આપી નહોતી. તમે કહ્યુ તેમ અમે કર્યું ને અન્ન મળ્યું. સહુ પ્રથમ તમને નમસ્કાર"

"મા વસુંધરા તો અખૂટ અમી લઈને બેઠેલી છે. યોગ્યતા વિના મા પણુ તમને ન પીરસે તમે ક્રૂર હતા, હિંસક હતા, એ જ માતાની ગોદમા રમતા જીવોના ભક્ષક હતા; ભલા, એવા તમને માતા કઈ રીતે આશીર્વાદ આપે?"

"મા વસુંધરાને અમારા શત શત નમસ્કાર છે!" સહુએ કહ્યું.

"ભાઈઓ, કૃષિકાર એ સંસારનો મહાન ઉપકારી માનવ છે. કૃષિ તમને તમારા જીવન વિષે શીખવશે"

"જીવન વિષે શીખવશે? એ ન સમજાયુ, પ્રભુ!"

"તમને માનવ બનાવશે, પશુતામાંથી પ્રભુતા તરફ લઈ જશે. તમારામા ઉદરપૂર્તિ અર્થે જે આંધળું ઝનૂન સદા રહ્યા કરતું, તે હવે રહ્યુ છે?"

"આવું અન્નપાન મળે, પછી એની શી જરૂર? એટલી વાત જરૂર છે, કે અમારું મન શાન્ત થયું છે. ખૂની ઝનૂનનો અંશ ઘણો જ અલ્પ થયો છે. શત્રુ સમી ભાસતી સૃષ્ટિ હવે કંઈક વહાલપભરી લાગે છે."

"અને પશુઓ તરફ પ્રેમ થાય છે?"

"ઘણો. અમારાં બાળકો તો માતાના સ્તનને બદલે ગૌસ્તનનાં અમી પીવે છે. વૃષભ તો જાણે અમારો બીજો ભાઈ. ટૂંકું ટૂંકું મન જાણે પહોળું પહોળું થતું જાય છે. અમારાં ઝનૂની દિલમાં કદી થનગનાટ નહોતો આવતો. ભક્ષને માટે તણાયેલી અમારી આંખોમાંથી અમારાં બાળક પણ ડરતાં, ને ભક્ષની મર્યાદા ભૂલેલાં અમે એ બાળકને પણ ભક્ષ બનાવતા. અમારા અવાજમાં વાઘને ડારવાની ભય કરતા હતી—હરણને પ્રેમથી પાસે બોલાવી શકવાની નહી! પંખીઓના કંઠમાં મધુર ગીત ભર્યું છે, એનું અમને ભાન નહોતું. એને જોઈને અમે એના અંદરના સૂરને, એના દિવ્ય દેહને બદલે એના માંસનો વિચાર કરતા: કેટલા જોરથી, કેટલા ઝનૂનથી ઘા કરવો કે એ પાંખ પ્રસારી ઊડી શકે તે પહેલાં ઘાયલ થઈ નીચે તરફડતું પડે ને અમારા હાથમાં આવે. અમે જ્યારે અમારા પેટમાં હોમવા એને વધેરવાની તૈયારી કરતા, ત્યારે એની લાચાર તગતગતી આંખો અમને કંઈ કંઈ કહેતી. અમે અમારી જાતને દૈત્ય લાગતા. એ પંખી-પશુ અમને કહેતું: 'આજ અમારી દયા તમે ખાતા નથી, તો કાલ તમારી દયા કોઈ નહિ ખાય. —વારા પછી વારો છે. પ્રભુ, અમારાં ખેતરોમાં શાન્તિથી બેસીને અમે તેમને ગાતા સાંભળ્યાં, અમારી આસપાસ નાચતાં ને કિલ્લોલ કરતાં જોયાં, ને અમને પણ એમના જેવાં ગાતા, નાચતા ને કિલ્લોલ કરતા થવાનું મન થઈ આવ્યું. સૃષ્ટિ આટલી સુંદર હશે, એની તો અમને કલ્પના જ નહોતી."

"અને સાગરની પેલી માછલી તરફ?"

"પ્રભુ, શરમની કથા શુ કહેવી? પહેલા તો અમે સસારની પ્રત્યેક વસ્તુને ભક્ષ તરીકે જોતા એક ભયંકર અજગર જેમ વિવેકહીન રીતે પથ્થર, કકર, પ્રાણી, પશુ, ઝાડ—જે આવે તેને ગળ્યા કરે તેવી અમારી વૃત્તિ હતી. માછલીને જોઈ પહેલા જીભે પાણી છૂટતુ, ને એ અમારા હાથમાથી સરી જતી તો અમે ક્રોધથી ગાંડા થઈ માથુ ફૂટતા, એકબીજાનો દોષ શોધતા ને મારામારી કરતા હવે પાણીની પરી જેવી માછલી વહાલી વહાલી લાગે છે એનુ જલનૃત્ય જોવામાં પ્રહારોના પ્રહારો સુધી આનદ આવે છે"

"ખેતરોમા સૂતા સૂતા કદી આકાશ સામે નિહાળો છો?" કુમારે પ્રશ્ન કર્યો

"કાચો દાણો જ્યારે સોનેરી બની રહ્યો હતો, ત્યારે અમે બરાબર નિરીક્ષણ કરતા રહેતા કે કોણ એને આ રગ આપે છે? આકાશમાથી કોઈ પરી તો સુવર્ણરગની પ્યાલી લઈને આવતી નથી ને? દિવસોના દિવસો ને રાતોની રાતો અમે ગગનમડળ સામે નીરખ્યા કર્યું છે, ને મનમાં ને મનમા કદી ન ઊઠેલા તરગો ઊઠ્યા છે ઉષા ને સધ્યા, સૂર્ય ને ચદ્ર, તારા ને નક્ષત્ર! અદ્ભુત છે એ બધુ મારા પ્રભુ! કઈ ન સમજાય એવું છતા મનને આહ્લાદ આપે તેવુ!"

"બધુ સમજાશે. સૃષ્ટિનુ કોઈ રહસ્ય ગુપ્ત રહેશે નહિ—જો તમે જાણવાને શ્રમ લેવા ઇંતેજાર હશો તો કૃષિએ તમને ઉદાર પણ બનાવ્યા, ખરુ ને? એક શિકારના ભાગલા પાડતા બે–ચાર માનવનાં મસ્તકફળ ઓછાં કરનાર તમે ભાઈઓ ભાગ પાડતા શીખ્યા.

"સ્વામી, સૃષ્ટિ આટલા ઉદાર હાથે આપતી હોય, તો અમારે પણ ઉદાર થવુ જ ઘટે. પહેલાં એક કૂબાવાળાને બીજા કૂબાવાળો દુશ્મન લાગતો. બને એકબીજાને ઓછા કરવાની ભાંજગડમા જ રહેતા. આજ એક કૂબાવાળાને બીજા કૂબાવાળો સ્નેહી, મિત્ર ને પાડોશી લાગે છે! અમારે શિકારના ભાગ પાડવાની હવે માથાકૂટ નથી. મહેનત

કરે તે ખાય. મા વસુધરાની છાબ તો ભરેલી પડી છે; ત્યાં કોઈ વાતનો તૂટો નથી"

"તમારા કુળ કંઈ વિસ્તાર પામ્યાં ?"

"અવશ્ય, ગાય–વૃષભની જેમ અમને માણસની પણ જરૂર છે. એ જ માણસનું જે કુળ આપણે ત્યા હતું ત્યા આજે પાંચ–પાંચ ને દશ–દશ સાથે રહે છે, સાથે ખાય છે, સાથે પીએ છે ને સાથે સૂએ છે, એકબીજા પર વહાલ બતાવે છે ! મહારાજ, અમે તો કલ્પતરુના વાવેતર કર્યાં !"

"જાઓ અને સુખી થાઓ ! સુખી થવાનો એ મૂળ મંત્ર યાદ રાખજો કે તમે જેટલા ઉદાર થશો, તેટલી કુદરત તમારા પ્રતિ ઉદાર થશે. તમે જેટલા બીજાને સુખી કરશો, તેટલા તમે સુખી થશો. મનમા પાપ ન રાખશો, દિલમાં ચોરી ન રાખશો ખૂબ ખાજો, ખૂબ પીજો; ખાધેપીધે કદી નહીં ખૂટે"

"આપનો આશીર્વાદ યથાર્થ છે. ઘેટાને એક વાર મારી ખાનાર સદાને માટે એ ઘેટું ગુમાવે છે. વૃક્ષને નષ્ટભ્રષ્ટ કરનાર એનાં ફળ સદાને માટે ખોવે છે. આ તો ખાઓ પણ ખૂટે જ નહીં, એવી હકીકત છે. તમે અમારા સ્વામી બનો અને આ ભેટનો સ્વીકાર કરો !"

કુળવાસીઓએ અન્ન અને ફળના ટોપલા કુમારના ચરણ પાસે મૂકી દીધા, ને પુનઃ મસ્તક નમાવીને બોલ્યા :

"અમારી ભેટનો અને અમારો સ્વીકાર કરો અને અમારા સ્વામી બનો"

"નાભિદેવ તમારા સ્વામી અને તમારી આ ભેટનો સ્વીકાર પણ તેઓ જ કરી શકે"

"નાભિદેવે અમને કહ્યું છે, કે ઋષભ તમારો રાજા થશે."

"રાજા ?"

"હા, સ્વામી ! તમે સમૃદ્ધિ આપી, તમે ગોકુળ આપ્યાં, ઘૃત, યવ, નવનીત ને ફળફળાદિની સમૃદ્ધિ આપી અમારા જીવનમાં નવો પ્રકાશ તમે પ્રેર્યો હવે રાજા બનીને સદાના અમારા બનો અમે તમારા બનીએ. તમારી પ્રેરણા, પ્રકાશ સદા અમને લાધ્યા કરે. કહો સ્વામી, તમારા પવિત્ર મુખે અમને કહો કે હુ તમારો રાજા થઈશ."

"હુ કહુ છુ, ઋષભ તમારો રાજા થશે કુમાર, માનવ મહાકુળોની ઇચ્છાને કદી ઠોકરે ન મારી શકાય. રાજા પણ એ મહાકુળોનો આજ્ઞાંકિત સેવક છે" પાછળથી ચાલ્યા આવતા વૃદ્ધ કુલકર નાભિદેવે કુળવાસીઓની માગણીને ટેકો આપ્યો.

"પિતાજી, પણ રાજા એટલે શુ ? આપ ક્યાં રક્ષક નથી ?"

"રાજા એટલે કુળવાસીઓનો મોટામા મોટો સેવક ને રક્ષક સમગ્ર પ્રજાનો એ પતિ પ્રજાના સુખ-દુખનો એ જવાબદાર પ્રજાની સમૃદ્ધિનો એ ચોકીદાર કુમાર, અતિશયક્તિ નથી કરતો, બાપના વહાલથી નથી કહેતો, પણ તને જે જીવનદર્શન લાધ્યુ છે, એનુ અમને તો સ્વપ્ન પણ આવ્યું નહોતુ."

"પિતાજી રાજા બનવાથી વિશેષ શું ?"

"રાજપદ એટલે જવાબદારીનું સદા જાગતુ બધન ઊઘમા પણ તુ ન ભૂલી શકે કે હુ પ્રજાનો રક્ષક છુ ખાતાપીતા પણ ન વીસરી શકે કે મારે માથે અનેકની ક્ષુધાતૃપ્તિની જવાબદારી છે પ્રજા તારા ભડાર ભરે ને છતાં તુ તો જાણે ખાલીનો ખાલી ! કર્તવ્યની આઠે પહોર જાગતી વેદી એનુ નામ રાજપદ અને એક વિશેષ વાત કહુ : આ કુળવાસીઓને તે સમૃદ્ધિ આપી જગલોમા રાતદહાડો ભટકી ભટકીને જે પેટ પૂરતુ નહોતા પામતા, તેઓને તે નિરાતે ખાવાની તક આપી, એમને ઘર આપ્યા, ગોકુળ આપ્યા, વાડી આપી, મેવા આપ્યા ને વૈભવ આપ્યો સમૃદ્ધિને માથે હમેશાં સ્વામી હોય જ, નહી તો ફરીથી અવ્યવસ્થા થાય આજ ભોગભૂમિ નથી, કર્મભૂમિ છે. કર્મભૂમિનો કાર્યભાર નેતાપદથી શૂન્ય નહી ચાલે ! કર્મભૂમિનો

પહેલો રાજા વૃષભ ! પૃથ્વીનો એ સર્વ પ્રથમ પતિ."

"એ રાજપદની જવાબદારી હુ નિભાવી શકીશ ?"

"અવશ્ય, મારા આશીર્વાદ છે. તારા સિવાય અન્ય કોઈ એ પદ માટે યોગ્ય નથી. બોલો, રાજા વૃષભની જય"

"રાજા વૃષભની જય" ની ઘોષણાથી આકાશ ધણધણી ઊઠયુ. અને નિકટ કે દૂર જ્યા જ્યાં કુળ હોય, ત્યા સહુને જાણ કરો કે વૃષભ તમારો રાજા થશે, અયોધ્યા એ તમારી રાજનગરી થશે; અસિ, મસિ ને કૃષિ તમારો ધર્મ થશે"

નાભિદેવ આટલુ કહી, નત મસ્તકે ઊભેલા પુત્રના મસ્તક પર વહાલભર્યો હાથ મૂકી, એના ભાલને ચૂમીને સ્મિતહાસ્ય સાથે ચાલ્યા ગયા.

કુળવાસીઓ ગેલમા આવી ગયાં. ને એ પોતાના ટોપલા ત્યાં મૂકીને જવાની તૈયારી કરતા હતા, ત્યા તેમને જતા અટકાવી કુમારે કહ્યું :

"રાજા તમારી ઊપજના છઠ્ઠા ભાગનો અધિકારી *કારણ કે એ તમારા ધર્માધર્મનો પણ છઠ્ઠા ભાગનો હકદાર છે. રાજસભામાં એનો સ્વીકાર થશે."

કુમાર આપણા રાજા થશે. એ વિચારે સહુ આનદ પામતાં, કુમારની આજ્ઞાથી ટોપલા માથે ચઢાવી નાચતાં પાછા ફર્યાં તેઓએ સ્થળે સ્થળે પ્રગટ કર્યું કે કુમાર વૃષભધ્વજ આપણા રાજા થશે.

કુમાર વૃષભધ્વજ પણ આ સમાચાર આપવા દેવી સુનદા ને દેવી સુમગલાના આવાસમાં ગયા.

દેવી સુમગલા બહાર આવતાં હતા એમને સમાચાર મળી ચૂકયા હતા. દેવીને જોતાં જ કુમારે કહ્યું :

* આગમમાં કહ્યું છે, કે પ્રજાના પુણ્યનો કે પાપનો વીસમો ભાગ ચક્રવર્તીને, ૧૦મો વાસુદેવને અને છઠ્ઠો રાજાને હોય છે.

"જોયો કુળવાસીઓનો સ્નેહ ? ફળફૂલ ને અન્નની ભેટ લઈને આવ્યાં હતા."

"તો શા માટે પાછી ઠેલી ? આજ તો સુનંદાએ સંતાનયુગલને જન્મ આપ્યો છે, એ ટાણે આ ભેટ તો આવશ્ય સ્વીકારવી ઘટે"

"અધિકાર વગર એક સળી પણ ન સ્વીકારી શકાય. આપનાર તો આપે, એમાં એની મોટાઈ છે પણ લેનારની વડાઈ ક્યારે છે, જાણે છે ? પ્રેમથી પાછું વાળે તેમા."

"તમે રાજા થયા તો પણ નહી લો ?"

"જરૂર લઈશ, કારણ કે તેમના યોગ્ય કર્મ કે અયોગ્ય કર્મમાં હું છઠ્ઠા ભાગનો હકદાર ઠરીશ."

"એ વાતો અત્યારે જવા દો ! ચાલો, સુનંદાએ કેવા અદ્‌ભુત પુત્ર-પુત્રીને જન્મ આપ્યો છે, તે બતાવું" સુમંગલાએ કુમારનો હાથ પોતાની બગલમા લીધો, ને તેમને દોર્યા.

સુનંદા શ્રમિત દેહે મૃગચર્મના હૂંફાળા બિછાના પર સૂતી હતી સુમંગલા કરતા સુનંદાના દેહ પર પ્રસૂતિની વેદનાનાં-શ્રમના ચિહ્ન વધુ હતાં એના બિમ્બફળ જેવા ઓષ્ઠ અર્ધ ઊઘડયા કંપતા હતા, ને રૂપાળા પયોધરમા ધાવણના ફુવારા બહાર ધસી આવવા મથીને એને વ્યગ્ર બનાવી રહ્યા હતા

બાળક હમણાં જ સ્તનપાન કરી સ્વસ્થ નિદ્રામાં પડ્યો હતો. બાળકી આ સ્તનથી પેલે સ્તન માથા મારતી હતી.

"કુમાર, જોયો આ બાળક ? કેવો અદ્‌ભુત સુંદર છે ! નથી તમારા જેવો સુવર્ણવર્ણો, નથી ભરત જેવો તપ્ત કાંચન સમો. કંઈક શ્યામ, મરકતમણિની આભાવાળો એનો દેહ કેવો સુડોળ છે ! એના બે ઓષ્ઠ તો જુઓ—જાણે તમારા ચાપની ત્વચા જેવા ! ને શંખાકાર આંખો કેવી, વીંધી નાખે તેવી છે ! હાશ, મને તો વારે વારે ચૂમી

લેવાનુ દિલ થાય છે." સુમંગલાએ બાળકને વહાલથી ઉપાડી છાતીએ દાબી ચુંબન કર્યું.

ખરેખર, દેવી સુમંગલા સાચાં હતાં. રૂપાળાં તો બધાં જ હતાં, બાળક તરીકે સુમંગલાનાં પુત્રપુત્રી–ભરત ને બ્રાહ્મી–કંઈ ઓછાં રૂપાળા નહોતા, પણ આ શ્યામવર્ણા બાળને જોતાં જાણે રૂપની વ્યાખ્યા જ પલટાઈ જતી! વિશાળ સ્વચ્છ લલાટ; ગોળ ઘાટીલા હાથ, ઉપસેલા કપોલ, સુંદર હડપચી ને અણિયાળુ નાક, આંખો તો અંધારા આકાશના તારલા જેવી—જોતાં જ હૈયું ઝડપી લે

કુમારના નેત્રો સુનંદાના નેત્રો સાથે મૈત્રી રચી રહ્યા હતાં. એ નેત્રમિલનમાં અપૂર્વ મીઠાશ હતી. ધીરેથી નેત્રથી નેત્ર હટાવી, સુનંદાના દેહ પર કુમારની દૃષ્ટિ ફરી રહી. કરમાતી જતી સુનંદા દૃષ્ટિસ્પર્શ માત્રથી પ્રફુલ્લિત બનતી ચાલી એ વેળા કુમારની મુખમુદ્રા પર એકાએક સંતાપની આછી રેખા આવીને અદૃશ્ય થઈ ગઈ. એ તરફ કોઈનુ લક્ષ નહોતુ. સુમંગલા તો બાળકને ચુંબનો ચોડવામાં મગ્ન હતી. અચાનક એણે કુમારના મુખ પરનુ પરિવર્તન જોયુ સુનંદા પણ કુમારના દૃષ્ટિસ્પર્શના સુખમાથી નિવૃત્ત થઈ, ને એણે કહ્યુ :

"બેન, કેવો ઠંડો છે! મારો ભરત હોય તો તમારા પયોધરો આમ કંચુકીમા મો છુપાવીને બેસી શકે ખરા? અમૃતના સાગર લહેરાતા હોય ને છતાં તળાવેથી તરસ્યો પાછો ફરે એવો આ તમારો દીકરો છે"

"સંતોષી છે. જો ને કેવી મમતાથી મારા ગાલ પર ગાલ મૂક્યા છે! મને તો ભરત કરતાંય આ વધુ વહાલો લાગે છે!"

"અરે, ક્યાં મારો પ્રતાપી ભરત ને ક્યાં તમારો આ સંતોષી જીવ! ઊંધ્યા જ કરે છે. આ બાળકી મને બહુ ગમે છે. સવારથી ધાવે જાય છે, પણ જાણે ધરાતી નથી"

"રૂપ પણ કેવું કેસૂડાનાં ફૂલ જેવુ છે! અને તેજ પણ..."

"તમારા જેવું, હજારોને એક દૃષ્ટિથી આંજી નાખે તેવું." સુનંદાએ વચ્ચે બોલી વાક્ય પૂરું કર્યું, ને પુત્રીને છાતીએ ચાંપી ચુંબન લીધું. પછી એણે ધીરેથી પૂછ્યું :

"કુમાર, આજે તમે ગંભીર કેમ છો ?"

"જાણતી નથી ? કુમાર રાજા થવાના છે. રાજા થાય એણે ગંભીર થવું જ પડે ને !" સુમંગલાએ વચ્ચે કહ્યું.

"એ રાજા થશે તો તમે પણ પટરાણી થશો ને !" સુનંદાએ વચ્ચે કહ્યું, "પછી જોઈશું કે રાજાની સત્તા વધુ ચાલે છે કે પટરાણીની ?"

"હું પટરાણી ? લુચ્ચી, પટરાણી તરીકે તો તું જ સોહે તારા જેટલી ઠાવકી, ગંભીર, ડાહી હું થોડી છું ?"

"એ તો તમારો જન્મસિદ્ધ હક્ક છે, બેન ! એ ઝૂટવ્યો ઝૂટવી ન શકાય"

"રાજા સંસારનો, તમારો તો હું પ્રિય કુમાર. દેવીઓ, નિત્ય-યૌવનને આંગણે રમનારા, મારો રાજપદનો ભાર કોઈ ઓછો કરી શકશે, તો એ તમે જ કરી શકશો સ્ત્રી જ માણસની સાચી મિત્ર છે." કુમારે કહ્યું.

કુમારે સ્નેહથી ને હર્ષથી બંને બાળકને નવાજ્યા, ને કેટલીય વાર સુધી બેસી સૌએ વાર્તાવિનોદ કર્યો સુનંદાના શ્રમ અને દુઃખની ઔષધિ એ રીતે પૂરી પડી.

## ૧૮. સંસ્કૃતિની કેડી

સંસ્કૃતિની પહેલી કેડી રચાતી હતી

મલયાગિરિની ચંદનવાડીઓ ગુંજી ઊઠી હતી, ચંપાના બાગ ને કેસૂડાના વન ખીલી ઊઠયાં હતાં. સાગર અને સરિતાને કાંઠે વસતાં તમામ કુળવાસીઓમાં ખબર પ્રસરી ગયા હતા કે, કુમાર વૃષભધ્વજ આપણા સ્વામી થશે, એ આપણા રાજા થશે, આપણે એની પ્રજા થઈશું.

રાજા આપણાં દુઃખ વિદારશે. આપણી આજીવિકા જાળવશે, બે જણની વઢવાડ એ સાંભળશે. બે જણનાં મનદુઃખ એ ટાળશે. નબળાને બળિયાથી બચાવશે. નિર્બળના નાથ બનશે જેનું કોઈ નહીં, એના એ! કોઈને ભૂખ્યા રાખી એ જમશે નહી; કોઈને રોતા રાખી એ હસશે નહીં.

વરસાદ એ લાવશે. વાડીઓ એ જાળવશે. સહુ સંકટમાંથી એ મુક્ત કરશે. કોઈ આપણને અન્યાય કરશે, તો રક્ષણ આપશે; અન્યાય કરનારને શિક્ષા કરશે. નવી નવી કળાઓ શીખવશે. તેનો આશ્રય લેનારનો એ સ્વામી થશે. આપણાં મનદુઃખ, રોગશોક, ભૂખસંતાપ બધું સ્વામીનું થશે.

કુળવાસીઓ, સહુ આનંદો ને એકત્ર થાઓ! નદીના તટ વસાવો, સાગરના તીર વસાવો, વનનાં વન વસાવો, અને સહુ કુળવાસીઓ રાજાના ભેટણે ચાલો.

જોતજોતામાં સરયૂના તીર પર માનવકુળોની ભીડ જામી ગઈ.

કુમારનો અનન્ય સેવક સુયોધ સહુને યોગ્ય સ્થાને વસાવી રહ્યો, પ્રત્યેક કુળવાસીને વસાવવા પર્ણકુટિ, ગૃહઅગ્નિ જાળવવા પરસાળ, ગાય-પશુ બાધવા ગોષ્ઠિક ને સુંદર નાનું આંગણું મળે, એ રીતે વ્યવસ્થા થવા લાગી એક કુળવાસીનુ એ ઘર કહેવાતુ, ને એ ઘરની પડખે જ બીજુ ઘર વસતુ, છતા રચના એવી થતી કે એકબીજા પોતપોતાના ઘરમા સ્વતંત્ર જીવન ગાળી શકતા.

સરયૂના તીર પર કુળવાસીઓનો જબરો ધસારો રહ્યો કેટલીક વાર તો કોઈમાં કોઈ પેસી જતુ તીરને છાંડી દૂર દૂર સુધી સહુ પથરાઈ ગયા. જોતજોતામાં બધુ એટલુ ખીચોખીચ થઈ ગયુ કે મધપૂડામા રહેતી માખીઓ-કરતાય ગણગણાટ વધી પડયો જબરો ઉત્પાત ને સહુને અશાંતિ જન્માવનારો એક નવો ઉપદ્રવ ખડો થયો. જવા-આવવાના માર્ગ નહી; ઝાડ પર ચઢીને, છાપરાં ઠેકીને કે બીજા ઘરમા દખલ કર્યા સિવાય જવું-આવવું શક્ય ન રહ્યુ

સુયોધે સ્વામી પાસે જઈ ઊભા થયેલા આ ઉત્પાત તરફ ધ્યાન ખેચ્યુ ને કહ્યુ · "સ્વામી, કુળવાસીઓના આ કૃત્યથી તો સુગધી વાયુ પણ મલિન થઈ ગયો છે, ને સુંદર ધરતી શોભા વગરની લાગે છે."

કુમારે એક મુક્ત હાસ્ય કર્યું ને સુયોધની સાથે હાથી પર ચઢી એ તરફ ચાલ્યા કોઈના અપરાધની સામે પોતાના સ્વામી સદા મુક્ત હાસ્ય કરતા, એનો સુયોધને અનુભવ હતો એ મૂગો મૂગો પોતાની મોટી મૂછો હોઠમા ચાવતો પાછળ ચાલ્યો.

દૂર દૂર સુધી માનવોનો મહાસાગર લહેરાઈ રહ્યો હતો. કોલાહલથી દિશાઓ કપી રહી હતી. કાને પડયો શબ્દ સંભળાતો નહોતો. કુમારે પોતાની પાસે રહેલો દક્ષિણાવર્ત શંખ ધમ્યો.

દૂર દૂર સુધી એ શંખનાદ સંભળાયો જ્યાં જ્યાં શંખનાદ સંભળાયો ત્યા ત્યાં સહુ શાન્ત થઈ ઊભા રહી ગયા

"અરે, રાજા આવ્યા, સ્વામી આવ્યા; આપણા દુઃખના

સંહારક ને સુખના સરજનહાર આવ્યા; આપણા ગોપશુ ને ક્ષેત્રના રક્ષક આવ્યા; શાન્તિ ને સમૃદ્ધિના સ્રષ્ટા આવ્યા !"

કુમાર હસ્તી પરથી ઊતર્યા, ને ટોળે વળેલા જનસમૂહની વચ્ચે જઈ ઊભા રહ્યા. બધે શાન્તિ પ્રસરી ગઈ હતી, પણ કેટલેક ઠેકાણે હજી ધમાધમી ચાલતી હતી.

કેટલેક ઠેકાણે પોકાર પડતો હતો કે "અમારુ સારુ ઘર બદલાઈ ગયું; અમારી જમીન બીજાએ લઈ લીધી; અમારુ શ્રેષ્ઠ પશુ કોઈ ચોરી ગયું ને કનિષ્ઠ પશુ કોઈ છોડી ગયુ; અમારાં ક્ષેત્ર, જ્યાં અમે અન્ન પકવ્યા, ત્યા બીજા કોઈ આવીને વસી ગયા; હે સ્વામી, અમે હવે વાવશુ શુ ને ખાશુ શુ ?"

કુમારે તેઓને આશ્વાસન આપ્યું ને શાન્ત રહેવા કહ્યું

ત્યા તો બીજા કેટલાક આવી પહોચ્યા તેઓ ઉગ્ર ક્રોધમાં હતા તેઓ કહેતા હતા કે "સ્વામી, અમારી જીવનસખીનો પત્તો નથી."

"ક્યા ગઈ ?"

"પત્તો નથી."

"શા માટે ગઈ ?"

"સ્વામી, વાત એવી હતી કે એને ડોલરનાં ફૂલ ગમતાં ને મને ચપાના ચપાની ઉત્કટ ગંધથી એ વ્યાકુળ થઈ જતી એક દહાડો એને ડોલરનાં ફૂલોનો કોઈ રસિયો મળ્યો ને એ ચાલી ગઈ; પણ હજી મને ચપાનાં ફૂલવાળી તો ન મળી ! સખી તો જોઈએ ને, સ્વામી ? અને આ યુગમાં તો ખાસ."

ત્યાં તો એક છૂટા કેશવાળી, ચચળ નયનવાળી શ્યામ સ્ત્રી તેમની પાસે રોતી રોતી આવી : "હે રાજા ! આ તારી નગરી તો અજબ છે ! મારો સાથી અહી આવીને મારા કાબૂની બહાર નીકળી ગયો વાત એવી છે, કે મને હંમેશાં ગાય ગમતી. સ્વામી તમે જ કહો ને,

બિચારી, કેવું મીઠું મીઠું દૂધ આપે! વળી ઉત્તમ વૃષભ આપે. અમે એ હમેશાં સાથે કામ કરતાં—હોંશથી ને હેતથી કરતાં પણ એ નવરો હમણા ક્યાંકથી બીજું પ્રાણી પકડી લાવ્યો છે. આખો દિવસ એની સાથે કાઢે છે, એના પર ચઢે છે, ને દોડે છે. જ્યા ત્યાં નવરો ઘૂમ્યા કરે છે એનુ નામ 'અશ્વ' છે. પણ ન તો એ ગાય જેવું સોજું છે, ન એના જેવુ દૂધ આપે છે, ન વૃષભ આપે છે. એ તો એના જેવા રેઢિયાળને જન્મ આપે જ જાય છે કટાળી ગઈ હુ તો!"

ત્યાં તો એક યુગલ તેમની પાસે દોડી આવ્યુ, ને તેમાનો પુરુષ કહેવા લાગ્યો : "સ્વામી આ સ્ત્રીથી કટાળી ગયો. એને તો ધોળો દૂધ જેવો દીકરો જોઈએ છે બસ, એની જ એને રઢ લાગી છે. વસતના સુંદર દિવસો જતા હોય તોય વનવિહાર કરવા ચાલતી નથી કંઈ કેટલી ફૂલવેણીઓ સજાવીને લાવુ તોય એ પ્રસન્ન થતી નથી સુદર હૂફાળી રાત્રિ હોય, હિમ પડતો હોય, તોય મારા પડખે રહેતી નથી, મારો સહચાર વાછતી નથી એને તો એક જ રઢ લાગી છે વસતની કૌમુદી વેળાએ સહચાર કરવો, જેથી ભરત જેવો ધોળો દૂધ જેવો બાળક આવે અધારી કે હિમવરસની રાતે સહચાર કરવાથી સતાન શ્યામ જન્મે છે સ્વામી, હું તો થાકી ગયો છુ આ સખીથી!"

કુમાર આ સાભળી હસી પડ્યા.

સુયોધ ચિડાઈ ગયો : પોતાના સ્વામીનો સમય કેવી રીતે આ જગલી કુળવાસીઓ બગાડી રહ્યાં હતા! મુખમુદ્રા પરથી એનો ભાવ પરખી જઈ કુમારે કહ્યુ

"સુયોધ, પ્રજા તો આવી જ હોય, પિતા થનારે વત્સલતા કેળવવી ઘટે. જેણે વત્સલતા કેળવી એને આ વાતો મીઠી લાગવાની. જેણે વત્સલતા ન કેળવી એને આવી વાતોમાં ક્રોધ વ્યાપવાનો. પ્રજા કોનુ નામ? પુત્રના ગમે તેવા વચન પિતાને સદા મીઠા જ લાગે છે ને!" અને પછી બના તરફ ફરીને એમણે કહ્યુ :

"જાઓ, રાજસભામાં આવજો. ત્યા બધો નિકાલ થશે. અત્યારે નગરનિવાસમાં લાગી જાઓ. આ હાથી આવજા કરી શકે એટલી જગ્યા દરેક ગૃહની આસપાસ રાખો. જેઓનાં ક્ષેત્ર પાસે પાસે હોય, જેઓ એકબીજાના વધુ પરિચયમાં હોય, તેઓ પાસે પાસે વસો એ ઘરોની એક વીથિકા રચો. દરેક વીથિકામાં એક દિશામાથી બીજી દિશા તરફ નીકળી શકાય તેવો માર્ગ રાખો. જ્યાં ચાર માર્ગ એકઠા થાય ત્યાં ચોક રચવો. એ ચોકમાં એક સ્થળે વેદિકા રચો અને એમાં મુખ્ય અગ્નિની સ્થાપના કરો ગૃહઅગ્નિ ઉપરાત એ સાર્વજનિક અગ્નિની પણ પૂજા કરજો "

"પણ દેવ, અમે ક્યાં વસીએ ? સહુને છેડે વસવા અમારુ દિલ નથી ત્યા અમારું રક્ષણ કોણ કરે ?"

"સહુને છેડે હું વસીશ. રક્ષણની ચિતા કરશો નહી. જેઓની પાસે ઘર ન હોય તેઓ મારી સાથે ચાલે. એક પણ કુળવાસી ઘર-વિનાનો નહી રહે"

કુમારના પ્રત્યેક શબ્દને શ્રદ્ધાની નજરે નીરખનાર કુળવાસીઓ પોતે રચેલાં ઘર તજી તેની પાછળ નીકળી પડયા. ધીરે ધીરે એક-પછી એક વીથિકા રચાતી ચાલી છૂટાં છૂટાં સ્વતત્ર ઘરોથી પ્રત્યેક વીથિકા શોભી ઊઠી. ચાર દિશા તરફ જતા રસ્તાઓથી ને ચોકથી તો વળી એના સૌંદર્યમાં ઓર વધારો થયો રસ્તા ઉપર ફૂલઝાડ રોપાવ્યાં ને ચોકમાં આસોપાલવ બંધાવ્યા.

ગીચોગીચ વસેલાં નરનાર છૂટા છૂટાં વસવા લાગ્યા ને એ રીતે નગરનો વિસ્તાર પણ અત્યત વધતો ચાલ્યો. કુમારની દૃષ્ટિ નીચે માનવીને જંગલમાં વસવાનું પણ ગમ્યું. અને એમના વિસતાંની સાથે જંગલ પણ મંગળરૂપ બની ગયું.

કુળવાસીઓ તો હજી દૂર દૂરથી ચાલ્યાં આવતાં હતાં. પણ હવે નવા નગરનો વિસ્તાર અત્યંત વધી ગયો હતો. કુમારે નવા પ્રવાહને

આવ્યો, ને સુબોધને આજ્ઞા કરી કે "આ રીતે જ્યાં જ્યાં, જેટલા જેટલા કુળવાસીઓના જથ્થા હોય તેના તે જ સ્થળે ગ્રામ-નગર વસાવો "

વહી આવતા માનવપ્રવાહની વેગવંત કૂચ થંભી ગઈ કોઈએ સુંદર ગિરિતળેટીમા, કોઈએ સરોવરને તીર સુંદર આમ્રવનમા તો કોઈએ સપાટ મેદાનમાં પોતાના વાસસ્થાન બનાવ્યાં.

અફાટ કુદરત પડી હતી. કુદરતની પાસેથી આજીવિકા મેળવવી,- એ તો સૌ શીખી ગયા હતા, ગાયો તેમની પાસે હતી. મળતાવડા પશુઓ તેમના સહોદર જેવા બન્યા હતા. તેમા વળી કૃષિજીવનની કથા તેમના સાંભળવામા આવી.

અરે, નગુણુ લાગતુ પૃથ્વીનુ પેટાળ શુ આટલી મમતા સંઘરીને બેઠું છે ! મા કરતાય વધુ મીઠાશ એનામા છે ! સહુએ વાવેતર કર્યાં- જેવા આવડયા તેવા કર્યાં, પણ અન્નના તો ઢગલા થયા પોતાના પશુઓ માટે ભરપૂર ચારો મળ્યો દૂધ-દહી નો તૂટો ન રહ્યો મધુના કૂપા જંગલોમા છલકાતા પડયા હતા નાળિયેરીના વન, ખજૂરીના વૃક્ષ, કદલીવૃક્ષ, આમ્રતરુ તો અમૃતફળનો આસ્વાદ આપતા હતા

અરે, કેવો સુંદર જીવન જીવવા જેવો જમાનો ! નાચવાનુ, કૂદવાનુ, શ્રમ અને સાહસ ખેડવાના અને અંતે કેવો સુંદર આહારવિહાર !

સહુને ઘર મળ્યુ, ગામ મળ્યુ, અન્ન મળ્યુ, જીવન મળ્યું. રક્ષણનો ભાર તો માનવકુળના ઉદ્ધારક કુમારે પોતાના હસ્તક રાખ્યો જ હતો હવે બીજુ શુ જોઈએ ?

ચાલો હવે સહુ કુમાર રાજા બને છે, એ જોવા જઈએ

વનોમાથી, ગિરિકંદરાઓમાથી, વિશાળ મેદાનોમાથી કુળવાસીઓ કુમારની મહાનગરી તરફ ચાલી નીકળ્યા સાથે એમના પશુઓ હતા પશુઓ પર પોતાના ગ્રામ-નગરમા થતા વનમેવાઓ, સુંદર હીરા-માણેકો ને સ્ફટિકો હતા કોઈએ મીઠા જળ લીધાં હતા, તો કોઈએ

મધના કૂંપા બાંધ્યા હતા. ગૃહઅગ્નિને તેઓએ અરણી-કાષ્ઠમાં સંઘરીને સાથે લીધો હતો.

ભાતભાતનાં લોક હતાં. સાગરના માછલાની જેટલી જાત ને જેટલી ભાત એટલી જાત અને ભાત એમની હતી. કોઈ સર્વથા દિગંબર હતા, ને કોઈએ દેહ પર હીરામાણેક ને છીપોના અલંકાર પહેર્યા હતા. કોઈ અમાસની રાત જેવા ઘનશ્યામ હતા, ને દેહ પર ગોરુચંદના ચિતરામણ કાઢ્યા હતાં. કોઈના નાક ગરુડની ચાંચ જેવાં, તો કોઈના ઘુવડ જેવાં ચપટાં હતાં. કોઈના કાન હાથીના જેવા, તો કોઈના ચામાચીડિયા જેવા હતા, ઓષ્ઠના તો અનેક પ્રકાર હતા. નેત્ર તો પીળા, કાળા, માંજરાં અનેક રંગવાળા હતા. વર્ણનો પણ પાર નહોતો. કોઈ કાળા, કોઈ જાંબુડિયા, કોઈ શ્વેત, કોઈ ગૌરવર્ણા, તો કોઈ નીલા.

પણ આ બધામાંય વિધવિધ વાહનો પર ચઢીને દૂર દૂરથી આવતા એક ટોળાએ સહુનું લક્ષ ખેંચ્યું : શું રૂપ, શું સૌંદર્ય, શી એમની આભા !

ધોળા ધોળા બગલાની પાંખ જેવો એમનો વર્ણ હતો. મસ્તક પર સુંદર કેશવાળી હતી. આંખોમાં છલછલ કરતું અંજન હતું. ગળામાં લાંબા હાર હતા. કાનમાં ચળકતાં કુંડળ, બાહુમાં રંગબેરંગી બાજુબંધ ને આંગળીઓ પર સોનાની સુંદર વીંટી હતી. એમની પાની કબૂતરના પગ જેવી હિંગળોકિયા હતી ને હથેળીમાં જાણે કંકુ છાંટ્યા હતાં. દેહ પર જુદા જુદા આયુધ ને અલંકાર શોભતા હતાં.

આમાં પણ તેમની સાથે રહેલી સ્ત્રીઓ તો અભૂતપૂર્વ હતી. રૂપરૂપના અંબારસમી એ સ્ત્રીઓ માનવીના મનને મોહ કરાવતી હતી. એમનાં નેત્ર નીલકમળ જેવાં હતાં, ઓષ્ઠ આમ્રફળ જેવા હતા. ગ્રીવા મસ્ત હંસીના જેવી ને પગ કદલીના દલ જેવા કોમળ હતા. ગાલ લાલ ને ચિબુક તો આંખને પકડી રાખે તેવા હતાં. એમનું સ્તન-મંડળ ઘાટીલું ને ત્રિવેણી સુરેખ હતી. નાગપાસ સમો કેશકલાપ.

કોઈએ ઊંચો, કોઈએ બેઠો તો કોઈએ છૂટો ગૂંથ્યો હતો ને પચ-રંગી પુષ્પોની વેણીઓ એમાં પરોવી હતી. એમના શ્વાસમાં કસ્તૂરીની સુવાસ હતી, ને તેઓએ ગ્રીવા, સ્તન, ભુજાના અગ્રભાગ ને ગાલ પર ચાતુરીથી પત્રવલ્લરી કાઢી હતી જેટલા પુરુષો હતા એથી અધિકી સ્ત્રીઓ હતી. જે જેને ગમે, એના ગળે હાથ નાખી, બાયમા બાથ ભેરવી મલકાતી ચાલતી હતી

એ બધી હસતી ને જાણે દિશાઓ મલકાતી. એ ચાલતી ને અપૂર્વ રણકાર થઈ રહેતો એ કદી નૃત્ય કરતી, કદી બસી બજાવતી

પ્રવાસી-કુળો આ નવા માનવીઓને આશ્ચર્યની નજરે નીરખી રહ્યા એમની સાથે અમૂલ્ય ઔષધિઓ હતી, અંગરાગ ને વિલેપન હતા ક્ષીરસમુદ્રના જળથી ભરેલા કૂંજા અને મિષ્ટ ફળફળાદિ હતા. દરેકની સાથે એકાદ પશુ, પ્રાણી કે પંખી હતુ કોઈની પાસે નીલ-મણિ જેવો શુક, કોઈની પાસે શ્વેત સ્ફટિકમણિ જેવો હંસ, કોઈની પાસે મરકત મણિના જેવુ ગરુડપક્ષી, તો કોઈની પાસે સુવર્ણનો મૃગ, તો કોઈની પડખે સુંદર પટાવાળો ચિત્તો હતો કોઈના ગળામાં મણિધર સર્પ હતા, તો કોઈ નકુલના ધારક હતા.

આ બધાં પ્રાણી પાણી પર ચાલી શકતા, હવામા ઊડી શકતા, રાતે દેખી શકતાં, ને ગમે તેને વશ કરી શકતા.

પ્રવાસી કુળ વિચારતા. "અરે, આવા રૂપ અને તેજ તો આપણે ક્યાય ભાળ્યા નથી! સાભળ્યુ છે, કે ઊંચે આકાશમા આપણા કરતા દેખાવડા, રૂપાળા ને સુખી માનવી વસે છે એ દેવ અને દેવી કહેવાય છે આ એ જ હોવા ઘટે આ દેવ અને દેવી આપણા કુમાર રાજાના સ્વાગત માટે આવ્યા લાગે છે"

પ્રવાસી-કુળો આવા અનેક ચિત્રવિચિત્ર માનવસમુદાય જોતા, આનંદ કરતા ધીરે ધીરે આગળ ધપતા હતા કુમારની નવી નગરી હવે દૂર દૂરથી એનાં ઉદ્યાન ને ઉપવનોની શોભાથી પરખાતી હતી;

ત્યાં આવતા રાજહંસ, વિષ્ટિકાર કપોત અને માણેક જેવી ચાંચવાળા શુકથી ઓળખાતી હતી. અહીં દુર્વાના મેદાન પર મૃગ નિર્ભય રીતે મનમોદથી ચરતાં જોવાતાં. માનવને જોઈ ભક્ષની લાલચે લપકતા વાઘ-સિંહને બદલે, ગુફામા ડરથી લપાતા વનેચરો જોવાતા.

હવે તો નગરીની આજુબાજુ નવી નિર્માણ થયેલ દીવાલ દેખાતી હતી, ને એમા પ્રવેશ માટે રાખેલા દ્વાર પર કુમારનો પરમ મિત્ર દેવયશા સર્વ વ્યવસ્થા કરી રહ્યો હતો તમામ પ્રવાસીઓને આ દીવાલની બહાર નવા નિર્માણ કરવામા આવેલા વંશપર્ણોના મંડપોમાં ઉતારા આપવાના હતા. ત્યા જ તેમના ખાન-પાનની વ્યવસ્થા કરવામાં આવી હતી. પણ પેલાં રૂપાળા માનવીઓને નવા રાજપ્રાસાદમાં ઉતારા મળ્યા હતા.

આ રાજપ્રાસાદ આજના ચૈત્યના આકારનો હતો એના પર્વત જેવા ઊંચા શિખર પર વૃષભધ્વજ હવામાં ફરકતો હતો. એની ભી તો સ્ફટિકની, ટોડલા નીલમના, ખંડ સુવર્ણના ને દ્વાર ચંદનનાં હતાં. ત્યાં વારંવાર શંખ વાગતા ને રાજવેદિકામાંથી સુગંધી ધૂપના ગૂંચળાં આકાશમા ચઢતા. એક તરફ વિશાળ ગૌશાળા આવેલી હતી; બીજી તરફ વેગવંત અશ્વોની અશ્વશાળા હતી. એક તરફ ભોજનગૃહ ને બીજી તરફ વિપુલ રાજભંડાર હતો.

આ રાજપ્રાસાદમા ગજશાળા, અશ્વશાળા અને ચિત્તાઓના ઘર બનાવવામા આવ્યા હતાં. ભયંકર લેખાતા આ ત્રણે પ્રાણીઓને કુમારે વશ કર્યાં હતાં, છતા ચિત્તાઓને હજી કાબૂમાં લાવી શકાયા નહોતા. કુમાર કે દેવી સુમંગલા સિવાય કોઈની સાથે આ પ્રાણી બહુ હળતુ-મળતું નહી.

ભયંકરમાં ભયંકર પ્રવાસ ગજરાજની પીઠ પર સુખરૂપ ને નિર્ભય બનતો. ઝડપી પ્રવાસ માટે દૂરના સૂકા પ્રદેશમાથી આણેલું અશ્વ નામનુ પ્રાણી બિનહરીફ હતું. પ્રતિસ્પર્ધીને પાડવામાં ચિત્તા

જેવા ઝડપી અને કુનેહબાજ કોઈ નહોતા. મૃગરાજ પણ એની છલાગો પાસે ઝાંખો પડતો. પણ આ પ્રાણીઓ પ્રજામા બહુ પ્રિય નહોતા બન્યાં.

પ્રજા ગાય, વૃષભ ને બીજાં પ્રાણીઓ તરફ જ ચાહ ધરાવતી રાજ્યાભિષેકના સમય માટે દેવી સુમગલા ગજરાજને કેટલાય દિવસથી શણગારી રહ્યા હતા અશ્વશાળાના નિયામક દેવયશાએ અશ્વોને તો સૈન્યના સ્વાગમા પરિવર્તિત કરી દીધા હતા, જેઓ અશ્વની વિદ્યાથી સુવિજ્ઞ હતા, તેવાઓને ધનુર્ધર બનાવી દેવયશાએ વન, અટવી ને સાગર–સરિતાઓની વ્યવસ્થા સોપી હતી સુયોધના અનુયાયીઓએ ભયકર ગદા ધારી હતી કેટલાક મજબૂત ને જુવાન સ્ત્રી–પુરુષો દડ-ધારી બની આ વ્યવસ્થામાં ભાગ લઈ રહ્યા હતા

દેવી સુનદા તો વળી આથી અદ્‌ભુત કાર્ય કરી રહ્યાંના વર્તમાન મળ્યા હતા તેઓ કુમાર અને દેવી સુમગલાનાં રાજ્યાભિષેક પ્રસંગે ઘરેઘરની સ્ત્રીઓ મોતી–અક્ષતથી વધાવી શકે, ફૂલહાર પહેરાવી શકે, તેવી જાતના વાહનની યોજનામા હતા

ગજની સવારી ઉત્તમ, પણ ઘરઆગણામા ઊભેલી સ્ત્રીઓ ડોક દુખી જાય તોય કુમારને નીરખી ન શકે અશ્વ પણ યોગ્ય નહી. આ માટે પોતાના પ્રિય બે શ્વેત વૃષભને એ થોડા દહાડાથી પળોટી રહ્યા હતા હળના આકારના એક લાકડાને તેમની ગરદન પર મૂકી પાછળ પાણી પર તરતી નૌકાને જોડી હતી વૃક્ષના મોટા થડને કોરીને સુદર ભદ્રાસન યોજ્યું હતુ યોજના તો સુંદર હતી, પણ નીચેથી લીસી નૌકા પાણી પર ઝડપથી સરે, પણ ખાડાખડિયાવાળી પૃથ્વી એને કંઈ માફક આવે ? એને માટે દિવસોથી તેઓ ઇલાજ શોધતા હતાં

અરે, પોતાનો પ્રિય કુમાર અને પ્રિયતમ ભગિની રાજા અને રાણી બને ત્યારે તો પોતે કોઈ અદ્‌ભુત ભેટ આપવી ઘટે ને!

દિવસોની વિચારણા પછી, એકાએક દેવી સુનદાને કઈક સૂઝયુ. પાત્ર બનાવી રહેલા કુભારોના આવાસ તરફથી તેઓ મગલકલશ

લઈને આવતાં હતાં. એકાએક તેમણે આજ્ઞા કરી : "અરે, કુંભારોના પાત્ર બનાવવાનાં બે ચક્ર અહીં આણો."

"દેવી, શું કુંભારનો ધર્મ આચરવાનું દિલ થયું છે?"

"અવશ્ય," સુનંદા મર્મમાં હસી થોડી વારમાં બંને ચક્ર આવ્યાં. બંનેને છૂટાં છૂટા ઊભાં કરીને તેમણે 'રેડાવી જોયાં જરા માત્ર બળ અને ધક્કા સાથે દડ દડ કરતાં એ ક્યાંય સુધી ચાલ્યા ગયા. સુનંદાને સફળતા લાધી ગઈ એણે એ બે ચક્રને પોતાના પેલા નૌકા જેવા વાહનની નીચે જોડી દીધા, અને જરા સંકેત મળતાની સાથે તો વૃષભ ચાલી નીકળ્યા.

ભરત, બ્રાહ્મી ને સુનંદાના બંને બાળકો–બાહુબલિ ને સુંદરી–એમા બેઠા સુનંદાએ એનું સુકાન લીધું. નવી વસેલી નગરીની વીથિકાઓમાં એ વાહન ખૂબ દમામભેર ચાલવા લાગ્યું.

સુનંદાએ એનું નામ 'રથ' આપ્યું, ને એ દિવસથી રથને શણગારવામા પડી ગઈ.

હર્ષ, ઉત્સાહ ને ઉલ્લાસભર્યાં દિવસો અને રાત્રિઓ વીતવા લાગ્યાં. રાત્રિના સમયે પણ ગૃહ–અગ્નિના પ્રકાશથી નગરી ઝળાંહળાં થઈ રહેતી

રાજ્યાભિષેકનો દિવસ જેમ જેમ સમીપ આવતો ગયો, તેમ તેમ વાતાવરણ પ્રફુલ્લિત બનતુ ચાલ્યું આખો દિવસ વિધવિધ શંખસ્વરો થયા કરતા. માટીના પાત્ર પર ચામડું મઢીને બનાવેલુ એક યંત્ર એના પર કાષ્ઠયષ્ટિનો પ્રહાર કરતાં, ભારે સુંદર નાદ જન્માવતું. સહુ એને મૃદંગ કહેતાં.

નાનાં નાના બાળકો વૃક્ષના પાનની ભૂંગળી વાળીને પિપૂડી બનાવતા; કોઈક હોંશીલા કળાકારે એમાંથી લાકડાની મોટી પિપૂડી બનાવી, બધાએ એને 'ભેરી' નું ઉપનામ આપ્યું

પેલા દેવદેવી બંસી બજાવતા, એ જોઈને બંસી તો ઘરઘરની વસ્તુ બની ગઈ હતી. બધાય નવરા પડતા કે વાંસના કટકાઓ કાપી લાવી વાંસળી બનાવતા

શંખ, મૃદંગ ને ભેરીના નાદે દિશાઓ થનગની ઊઠી પ્રત્યેક માનવી પોતાના રાજા માટે, પોતાના પ્રિય વૃષભ માટે, કંઈ ને કંઈ રીતે પોતાનો હર્ષ પ્રગટ કરવા પ્રયત્ન કરતો હતો

## ૧૯. પહેલા પૃથ્વીનાથ

આકાશના ઉજ્જવળ લલાટમાં ઉષા સિંદૂરની પહેલી આડ તાણતી હતી, એ સમયે સંસારની સર્વપ્રથમ નગરી અયોધ્યાપુરીના હૈયે પૃથ્વી પરનું પહેલું રાજ્યાસન મુકાતું હતું.

કળાના ભંડાર, માનવોદ્ધારના રસિયા, શતયજ્ઞના કર્તા સ્વામી માટે કયું બેસણું મૂકવું, એના વિચારમાં જ દિવસો વીતી ગયા હતા. અચાનક સૌને યાદ આવ્યું કે અરે, સ્વામીને તો સિંહ સમા પરાક્રમી પ્રાણીનું આસન જ શોભે!

થોડી વારમાં એ મોટા પવિત્ર આમ્રવૃક્ષના થડમાંથી કાષ્ઠના સિંહ કોરી કાઢવામાં આવ્યા. કળાકારો અનેક ત્યાં હાજર હતા. પોતાના સ્વામી માટે તેઓ શી મણા રાખે! સિંહના કાષ્ઠદેહ પર સુવર્ણ મઢવામાં આવ્યું; પૂંછડે ચમરી ગાયના ગુચ્છ ગૂંથવામાં આવ્યાં; એના વિસ્ફારિત મોંમાં પરવાળાના દાંત, નીલમની જીભ ને આંખોમાં જ્વાલાના રંગનાં માણેક મૂક્યાં. પીઠ પર સુંદર દુર્વા પાથરી મેરુ પર્વતની માટી અને ક્ષીરસમુદ્રનાં જળ છાંટ્યાં પવિત્ર શાલ્મલી વૃક્ષનું આસન મૂક્યું. એમ વહાલા સ્વામીનું સિંહાસન સરજ્યું.

કુમાર વૃષભધ્વજ સંસારમાં પહેલા રાજા થતા હતા. આકાશના રાજા ઇંદ્ર પરથી માનવીની આ કલ્પના સૂઝી હતી. છતાંય ઇંદ્ર કરતાં કુમાર સહુને વિશેષ પ્રિય હતા. ઇંદ્ર તો કોપાયમાન થાય ત્યારે પૃથ્વી પર વીજળી વરસાવી સત્યાનાશ વાળતો. એની ઇચ્છા થાય તો જળનું

એક બિંદુ પણ ન વરસાવતો, ને માણસને ભૂખે ને તરસે મારતો

કુમારની આંખોમાંથી તો સદા કરુણાની ધારા વહ્યા કરતી; પાપી કે અપાપી સહુને એક ભાવે એ ભીંજવતી. એ તો જ્યાં જળનું બિંદુ ન હોય ત્યાં જળના કૂપ છલકાવતા, અઘોર જંગલમાં નિર્ભયતા પ્રગટાવતા, ક્ષુધાર્ત સમાજની વહારે ધાતા.

મધ્ય ભાગમાં સિંહાસન યોજીને ચારેતરફ સભાગૃહની યોજના કરવામાં આવી આ સભાગૃહનું મુખ્ય દ્વાર ઊંચું, વિશાળ ને ભવ્ય બનાવવામાં આવ્યું હતું બે મદગળતા હાથી એની આગળ ઊભા ઊભા સહુનું સ્વાગત કરતા હતા

દ્વારની અંદર એક બાજુ શાશ્વત ઘંટા ટાંગવામાં આવી હતી. એનો ધીરો ધીરો રણકાર વાતાવરણને ભરી દેતો હતો દ્વારની બીજી બાજુ યજ્ઞવેદી યોજવામાં આવી હતી અરણીના કાષ્ઠથી પેટાવવામાં આવેલ અગ્નિની જ્વાળાઓ આકાશ તરફ ઊંચે ચઢતી હતી વારંવાર ચંદનકાષ્ઠના હોમથી એ પવિત્ર અગ્નિને પ્રજ્વલિત રાખવામાં આવતો

પ્રવેશદ્વારથી થોડે જ આગળ પ્રેક્ષામંડપો આવ્યા હતા. અહીં વિભાગવાર બેસવાની યોજના કરી હતી સરયૂતટવાસી, ગંગાતટવાસી, સરસ્વતીતટવાસી કુળો પોતપોતાના સમૂહમાં યથાયોગ્ય સ્થાને ગોઠવાઈ ગયા હતા અષ્ટાપદવાસી દેવોએ સિંહાસનની ચારે તરફ પોતાના સ્થાન નક્કી કર્યાં હતાં, ને અભિષેકની વ્યવસ્થામાં તેઓ વિશેષ વ્યગ્ર રહેતા. દેવાંગનાઓના ઘાટીલા શરીર, સુડોલ ને સુરેખ અવયવો ને તેજસ્વી વર્ણ સહુને મોહ પમાડતા હતાં.

ખુદ દેવશ્રેષ્ઠે સિંહાસનની પાછળ બેસી વૃષભ માટે છત્ર ગ્રહણ કર્યું હતું, બે દેવાંગનાઓ ચમરી ગાયના ચામરો વીંઝતી જંતુઓને દૂર રાખતી હતી બે દેવ સુગંધી ધૂપને વહાવી વાતાવરણને મઘમઘાવી રહ્યા હતા

પવિત્ર સરિતાઓનાં જળ, દેશદેશનાં સુપક્વ ફળ, ફૂલ, ચંદન, કેસર ને કસ્તુરીના પાત્ર ત્યાં છલાછલ ભર્યાં હતાં.

સુયોધ હાથમાં ગદા ધારણ કરી ગર્વભરી દષ્ટિએ ચારેતરફ જોતો હતો. રાજા દેવયશ આ અષ્ટાપદના મહાવાસીઓ સાથે વાતચીત કરતો વાતાવરણને સભર બનાવતો હતો.

દૂર દૂરથી પુષ્કરાવર્ત શંખનો સ્વર વાયુના તરંગો પર ગાજતો આવતો સંભળાયો કુમાર વૃષભધ્વજ અને દેવી સુમંગલાનો રથ અયોધ્યાની મુફ્લામ્ શેરીઓમાંથી ધીરે ધીરે ચાલ્યો આવતો હતો. કુળવાસી નર–નારીઓ પોતાની પાસે રહેલા અમૂલ્ય દ્રવ્યોથી બંનેને વધાવી રહ્યા હતાં. કોઈ મોતીએ, કોઈ નવા શાલ ધાન્યથી, કોઈ નવા પત્રપુષ્પથી તેમનું સ્વાગત કરી રહ્યા હતાં સહુનાં મુખ પર આનંદની આભા વિરાજી રહી હતી.

બે શ્વેત વૃષભ સુંદર રથ ખેંચી રહ્યા હતા. બે ગોળ ચક્રથી સંચાલિત, સુખાસનોથી યુક્ત, આવો રથ હજી સુધી કોઈએ જોયો નહોતો આ તો દેવી સુનંદાની આયોજના હતી અને દેવી સુનંદા જ ધૂંસરાના અગ્ર ભાગ પર બેસીને રથનું સંચાલન કરી રહ્યાં હતા.

ઉષારાણી જેવી સુનંદા આગળ પ્રકાશતી હતી, ને પાછળ સૂર્ય ને જ્યોતિશા રાજા–રાણી શોભતા હતા. અંદર મધ્ય ભાગમા સુમંગલા ને કુમાર બિરાજમાન હતા. આવાં રૂપ, આવુ યુગલ તેમણે કદી જોયું નહોતું. પોતાનો સ્વામી, પોતાનો રાજા ! સહુને એના પર વારી જવાનું દિલ થવા લાગ્યું. બંને આજે ખૂબ આકર્ષક લાગતાં હતા, રૂપના વર્તુલ ચારેતરફ ઘૂમતાં હતાં ને ત્રિલોકવિજયી હાસ્ય-ગંધ ચારેતરફ સ્ફુરાવતાં હતાં.

બંનેની વેશભૂષા લગભગ સમાન હતી. વિશાળ લલાટમાં કેસરતું ત્રિપુંડ, કંઠમાં નવસેરો હાર, મસ્તક પર હીરાના અલંકાર, ને માથે મયૂર પિચ્છનો સુંદર મુગટ હતો. બિમ્બફળ જેવા આરક્ત હોઠ પર

મૃદુ મૃદુ હાસ્ય હતું, ને બ નેનાં કાળાંભમ્મર જુલફા નદીના શ્યામ તરંગો જેવા ગરદન પર પથરાયેલાં હતા.

જય જયના સ્વરો દિશાઓમાં ઊઠતા હતા, ને પ્રફુલ્લ કમળ જેવા નયન ચારે દિશા તરફ ફરતાં હતા જે દિશાને એ દષ્ટિ સ્પર્શી જતી, ત્યાં આનંદ અને ઉત્સાહના ઓઘ ઊભરી રહેતા.

ગજગામિનીની મસ્તીને ભુલાવે તેવી છટાથી સુનંદા વૃષભને હાંકતી હતી સુનંદાની બેસવાની છટા ને રથ સંચાલનની કળા હૈયામાં વસી જાય તેવી હતી મૃદુતાના અવતાર સમી એને જોતા સહુને લાગતું કે જાણે ચંદ્રની જ્યોત્સ્ના સૂર્યદેવના માર્ગમા અમી છાંટી રહી છે

કુમારનો રથ વૈજયન્ત પ્રવેશદ્વાર પાસે આવી પહોચ્યો કે શાશ્વત ઘંટા રણઝણી ઊઠી; મૃદંગ, ભેરી ને તૂરીના નાદથી દિશાઓ ગાજી ઊઠી મદગળતા માતંગો સ્વામીને નીરખી હણહણવા લાગ્યા. ઘોડાઓ ખોખારી ઊઠ્યા. ચિત્તાઓ આછી આછી ગર્જનાઓ કરી આનંદ વ્યક્ત કરવા લાગ્યા નિર્દ્વંદ્વ ચરતા મૃગબાળ મોટી મોટી ફાળ ભરી હર્ષને જાહેર કરવા લાગ્યાં કુળવાસીઓ ઘેલા બની શોર મચાવવા લાગ્યાં અષ્ટાપદવાસીઓ ઉચ્ચ સ્વરે કંઈ ગાવા લાગ્યાં. દેવાંગનાઓ પગના અઝંકાર રણઝણાવતી બંસી બજાવવા લાગી સહુને હૈયાના ઊંડાણમાથી હર્ષ નહાવવો હતો જેને જે રીતે આવડયુ તે રીતે સૌ આનંદનુ પ્રદર્શન કરવા લાગ્યા.

મહાન કુલકર નાભિદેવ પોતાના કુળ સાથે પ્રથમથી આવી પહોચ્યા હતા રથમાથી ઊતરીને કુમાર તથા સુમંગલાએ સહુપ્રથમ પિતા તથા માતાને ચરણે પ્રણિપાત કર્યા.

માતાએ પુત્ર–પુત્રીના મસ્તક સૂંધ્યા.

નાભિદેવે અભિનંદન આપતાં કહ્યું :

"કુમાર, ભોગભૂમિના કાળ પછી, આ કર્મભૂમિને વિષે, હું

રાજા તરીકે તારો અભિષેક કરું છું. આજે પૃથ્વીનું પડેપડ અંકુરિત થઈ રહ્યું છે. માનવીએ માનવી જીવન ને જાગૃતિનો રસિયો બન્યો છે. જિજીવિષા ને જિગીષાના જુદ્ધ આરંભાયાં છે એ કાળે સર્વનું રક્ષણ કરનાર, સર્વનું રંજન કરનાર રાજાની ખાસ જરૂર છે.

"બળવાન, વીર્યવાન, કળાવંત એવો તું રાજા થા ને પૃથ્વીને સનાથ કર! અનેક કળાઓનો તેં વિકાસ કર્યો છે. અનેક કુળોની તેં રચના કરી છે. એ કળા અને કુળોનો વિકાસ સાધ!

"આ બધાં માનવગણો તારી પ્રજા બનો! એ મન, વચન, કર્મથી તને અનુસરો! મન, વચન, કર્મથી તું એનું રંજન કર! એમનાં ધાન્ય, પશુ, સુવર્ણ ને ગૃહોનો તું રક્ષક થા! તારે અનુકૂળ અધિકારી નીમી તું સર્વને શાસિત કર!

"આ પૃથ્વી તારી છે, તું એનો પતિ છે. માનવકુલના અરિઓનો વિનાશ એ તારો સર્વપ્રથમ ધર્મ છે.

'તું અરિહંત થા! પર્વતો, નદીઓ, આશ્રમો કે સમુદ્રો, દ્વીપ સમદ્વીપ કે મહાદ્વીપમાં વસતા મનુષ્યોને આશ્રય આપ નવા કુળ, નવા સંસ્થાન, નવાં નગર વસાવી એમને અભય આપ માનવને પશુસમૂહમાંથી જુદો કર! જીવન અને મૃત્યુથી તું યુગને ઉજ્જવળ કર!"

કુમારને આશીર્વાદ આપતા નાભિદેવ એને સિંહાસન સમીપ લઈ ગયા; ને પોતાના બે હાથે તેને સિંહાસનારૂઢ કરતાં તેમણે ઉચ્ચ સ્વરે કહ્યું :

"હે પૃથ્વીવાસીઓ, આજે કુમાર વૃષભધ્વજ તમારો રાજા થાય છે. જે રીતે તમે કુલકરોને અનુસર્યા, એમના બહુમાન કર્યા, એ રીતે જ એમને અનુસરજો! એવા જ એમને માન આપજો, સન્માન આપજો, તમારી સંપત્તિમાંથી ભાગ આપજો! એ આધિ, વ્યાધિ ને ઉપાધિમાંથી તમારું રક્ષણ કરશે બોલો રાજા ઋષભદેવનો જય! રાણી સુમંગલાનો જય!"

રાજા ઋષભના ને રાણી સુમંગલાના જયનાદથી કેટલીય વાર સુધી દિશાઓ બધિર બની ગઈ. શંખ, ઘંટા, તૂરી, મૃદંગ જોરથી બજવા લાગ્યા અભિષેક પર અભિષેક થવા લાગ્યા નદીઓના જળ, પવિત્ર દુર્વા, કેસર ને કુમકુમથી એમને સ્નાન કરાવવામા આવ્યુ. અગ્નિમા અનેક પવિત્ર વસ્તુઓ હોમી યજ્ઞ કરવામાં આવ્યો

બંનેના શરીરે અનેક દ્રવ્યનો લેપ કરવામા આવ્યો પછી વરાહ-ચર્મના ઉપાનહ પહેરી બન્નેએ અગ્નિ પ્રદક્ષિણા આપી એટલે એમને રત્નજડિત મુગટ પહેરાવવામાં આવ્યા

થોડીએક આવી મનગમતી ક્રિયાઓ બાદ, રાજા બનેલા ઋષભ-દેવે ઊભા થઈ એક પછી એક દિશાઓને પ્રણામ કરતા કહ્યુ :

"પૂર્વ દિશામા નમસ્કાર કરવા દ્વારા માતાપિતાનુ, પશ્ચિમમાં નમસ્કાર કરવા દ્વારા આચાર્યનુ, દક્ષિણમા નમસ્કાર કરવા દ્વારા મિત્રબંધુનુ અને છેલ્લે છેલ્લે સર્વ જનપદોનુ હું સ્વાગત કરુ છુ

"જિજીવિષુ સભાજનો, આજે તમે મને રાજા તરીકે સ્વીકારો છો. હુ તમને પ્રજા તરીકે કબૂલ કરું છુ. અલબત્ત તમારા હૃદયના સિંહાસન પર જો મારુ સ્થાન ન હોય તો, આ સિંહાસન વ્યર્થ વિડંબના માત્ર છે ને જો તમારા દિલમા મારા માટે પ્રેમ અને મમત્વ ન હોય કે સંવેદના ને સહાનુભૂતિ ન હોય તો આ બધું વિફળ છે. આપત્તિ માનવમાત્રને એકઠાં કરે છે; એવી આપત્તિમાં આપણે મળ્યા છીએ આજે કર્મભૂમિને વિષે માનવ માટે મહાવિષમ આપત્તિ આવીને ખડી છે. મનુષ્ય અને પશુ, એ બે વચ્ચે કોઈ મોટો ભેદ નથી. જીવન અને મૃત્યુ વચ્ચે પણ જાણે ઝાઝો તફાવત નથી. એક માનવી બીજા માનવીનો બંધુ, ભાઈ કે મિત્ર છે; એની કોઈને કલ્પના નથી સંસારનો સર્વશ્રેષ્ઠ જીવ કર્મભૂમિને વિષે આપત્તિથી

ઘેરાઈ ગયો છે, ને કેટલાકોએ જિજીવિષાનુ યુદ્ધ આરંભ્યુ છે.

"આપત્તિમાત્ર અનિષ્ઠ છે, એમ માનવાની જરૂર નથી. ગુજરેલી ભોગભૂમિ આવી હતી ને તેવી હતી, એમ ભૂતકાળને રડવાની પણ જરૂર નથી કેટલીક વાર આપત્તિ જ આશીર્વાદરૂપ નીવડે છે. યાદ રાખો કે તૃષાતુર માનવી જ અમીના કૂપનો શોધ કરી શકે છે. મુત્યુ, વેદના, ક્ષુધા ને નિરંતરના યુદ્ધે તમને જિજીવીષુ બનાવ્યા છે. પદે પદે દુઃખના ડુંગરા દેખીને તમને સુખની ઇચ્છા જાગી છે. સંતાપ ને કલેશનો કીચડ ભાળીને કલ્યાણ તરફ જવાની તમારી ઝંખના સતેજ બની છે. એટલુ યાદ રાખજો કે કલ્યાણકામી કોઈ પ્રાણીનું કદી અકલ્યાણ નહી થાય. જેના અંતરમાં શુભની ઇચ્છા છે, એનુ સદા શુભ જ થશે.

"કલ્યાણના કામી એવા તમે તમારી કૂચ પણ આરંભી દીધી છે એક મહાન અંધકારમાંથી બહાર નીકળી આવી ક્ષિતિજ પર ઝળહળતી પ્રકાશ-રેખાને તમે ગ્રહી છે. પશુતા તમે તજી છે. સ્વાર્થ તમે છોડયો છે અજ્ઞાન તમે ઓછુ કર્યુ છે એક માનવ બીજા માનવનુ ભક્ષ નહીં-ન હોઈ શકે-એ સત્ય તમે સ્વીકાર્યુ છે

એક માનવને બીજા માનવ સાથે સબંધ છે, એ વાત તમારે હૈયે બેઠી છે કાળો કે ધોળો, નીચો કે ઊંચો, જાડો કે પાતળો, કુરૂપ કે સુરૂપ માનવીમાત્ર સમાન છે, એવો તમને ભાસ થયો છે. માનવ-શિકાર મૂકી તમે માનવમિત્ર શરૂ કર્યા છે. મિત્રતામા તમે સાથે રહેતા શીખ્યા, સાથે અન્નપાન મેળવતા શીખ્યા, સાથે જીવનજંગ ખેલતા શીખ્યા મહાન કુલકરોએ તમને કુળની કલ્પના આપી તમે કુળ સ્થાપ્યાં, પણ હજી તમારી દષ્ટિ માત્ર કુળમાં સીમિત છે. પૃથ્વીના પટ પર અનગંળ માનવી છે—સાગરમા મત્સ્યની જેમ—એનાં અનેક કુળ રચી શકાય તેમ છે. એ સૌ સાથે સબધ બાંધી એક અભેદ માનવતા રચવાના દિવસો નજીક છે.

"સંતાપના માર્ગથી તમે શાંતિના રાહ પર આવી રહ્યા છો. શિકારી જીવનમાં તમને પદે પદે ભય, ક્રૂરતા ને સંતાપ હતાં. માનવ-ભક્ષનો તિરસ્કાર કર્યા પછી પણ, પશુ–ભક્ષ માટે તમારા જંગ સામાન્ય નહોતા; અને મોટા પ્રયાસ બાદ, એક પશુના દેહનો ખોરાક મેળવ્યા પછી—થોડા વખત પછી એ ખાઈને ખલાસ કર્યા બાદ—પુનઃ એ જ સંતાપ ને સંગ્રામ જારી થતા તમે તમારી અંધારી ગુફામાથી બહાર નીકળ્યા, ટોળે વળ્યા. પણ ટોળાને છાજતી શિસ્ત તમારી પાસે નહોતી, એટલે ભક્ષની વહેંચણીમાં એટલી ગરબડ થતી કે આખી ટોળી નાશ પામતી એ શિસ્ત તમે સમજ્યા, સમૂહ–જીવનને યોગ્ય બન્યા ને આગળ વધ્યા

"તમે પશુઓને પણ સમજ્યા ને તેમને મારવાને બદલે તેમનો જીવંત ઉપયોગ કરવા માડચો. જેની દૃષ્ટિ તેવી સૃષ્ટિ તમારી દૃષ્ટિમા પશુઓ તરફ સદ્‌ભાવ ઊપજ્યો અને તેમણે તમને અમૃત આપ્યાં વનફળ ને દૂધના અમૃત તમારો ખોરાક બન્યા ને તમે પશુઓ તરફ વધુ સહાનુભૂતિવાળા બન્યા. માતા પૃથ્વી તરફ પણ તમને પ્રેમ ઊપજ્યો ને તમે આગળ વધ્યા પૃથ્વીમાતાએ તમને પોતાના અંતર ઉઘાડી આપ્યા કેટલા અન્ન, કેટલાં ખાદ્ય, કેટલી અદ્‌ભુત ઔષધિઓ!

"પૃથ્વીનો પહેલો નિયમ એ યાદ રાખજો કે, તમે જેટલા ઉદાર થશો, પ્રેમાળ થશો, હેતાળ થશો, પ્રકૃતિ તમારી સાથે તેટલી જ ઉદાર, તેટલી જ પ્રેમાળ થશે. તમારાં ક્રૂર કાર્યનો પડઘો ક્રૂરતામા પડશે બીજાને આનંદ ઊપજે એમ વર્તશો, તો બીજા તમારા આનંદ માટે સદા ચિંતા કરશે બીજાનુ પેટ ભરવાની ચિંતા તમે કરશો, તો તમારી ચિંતા તમારે કરવાની નહીં રહે. આ અટલ નિયમ કદી ભૂલશો નહી.

"તમારું જિજીવિષાનું યુદ્ધ તમે શોભીતી રીતે ચલાવ્યુ છે એ અંધારી ગુફાઓ, ઝાડોની ઊંચી ભેંકાર ઘટાઓ ને [illegible]રોનાં

પોલાણમાંથી તમે સપાટ મેદાન પર આવ્યા છો. તમારા પ્યારા બચ્ચા હવે વનેચરોનો ખોરાક બનતા નથી. તમારો દેહ ભુજપરિસર્પોના ડંશનું ઠામ નથી. આજે તમે એકબીજાના શિકાર–શિકારી નથી રહ્યાં. તમારા પેટની પવિત્ર આગે તમને જુદા જુદા પ્રદેશો બતાવ્યા છે.

"તમે શિકારી મટી વ્રજવાસી ગોપજન બન્યા છો; ગોપજનમાંથી કૃષિકાર બન્યા છો, એમાંથી કુટુંબી બન્યા છો; ને તેમાંથી તમે કુળવાસી બન્યા છો. અહીં અગ્નિએ તમને પ્રથમ રક્ષણ આપ્યું છે. અગ્નિ એ તમારા જીવનનો ન ભુલાય તેવો દેવ છે. અગ્નિની શોધે, એની ઉપયોગિતાએ માનવકુળોની શક્તિને અનેકગણી વધારી દીધી છે. અગ્નિ તમારો સદાનો પૂજ્ય, સદાનો સાથી છે. અગરચંદનો હોમ કરીને પણ એને પ્રજ્વલિત રાખજો. સદા એની પૂજા કરજો, એને ધૂપ કરજો, યજ્ઞો કરજો: એ તમને જીવન બક્ષશે.

"પણ જીવન મેળવવા માત્રથી શું? જીવનનો જો કંઈ અર્થ ન હોય તો મૃત્યુ અને તેના વચ્ચે શો તફાવત? તો પછી મૃત્યુના મેદાન જેવી પેલી અંધારી ખીણો ને ગુફાઓ જ શી ખોટી? ખાણ-માંથી ખોદી લાવેલો હીરો, જો કંઈ ઉપયોગમાં ન હોય તો એ ખાણના બીજા પથરા કરતા એનું કંઈ પણ વધુ મહત્ત્વ નથી. તમે જીવન મેળવ્યું તો એના અર્થનો સદાકાળ વિચાર કરજો. એક ગૃહ-અગ્નિથી જેમ હજાર ગૃહઅગ્નિ પેટાવી શકાય એમ તમે તમારા જીવનથી હજારને બક્ષજો.

"માનવમાત્ર મહાન,

"માનવમાત્ર સમાન,

"માનવમાત્ર મિત્ર:

"—આ વાત તમે કદી ન ભૂલશો. વીર્યથી, બળથી ને પ્રેમથી તમે જીવન વિષે વિચાર કરજો અષ્ટાપદનો મહાન પર્વત પણ તમારી

દૃઢતા પાસે સામાન્ય છે જંગલનો વિકરાળ વાઘ પણ તમારા પરાક્રમ પાસે કંઈ નથી ભયંકર ભોરીંગ પણ તમારી નિર્ભયતા પાસે નિસ્તેજ છે

"જીવનને પ્રેમથી ઘડજો, નિર્ભયતાથી જીવજો, નિખાલસતાથી વર્તજો મહત્તા, સમત્વ ને મિત્રતામાંથી કદી પાછા ન પડશો. અંધારિયાં વનોમાંથી ને ઝેરી ઉપવનોમાંથી તમારા માનવમિત્રોને શોધી લાવજો. તમને લાધેલાં દર્શન એમને કરાવજો. તમને મળેલી શ્રદ્ધા એમને આપજો

"જીવન પ્રત્યેના આ ઉદ્યોગને અવિરત ચાલુ રાખવા, એમાં આવતા વિઘ્નોને ટાળવા, તમારું સંગઠન સશક્ત બનાવવા 'રાજા'ની તમને જરૂર છે.

"કોઈક વાર નિર્બલ પર સબલને સત્તા જમાવવા દિલ થાય; કોઈક વાર તમે પક્ષકાર બની કોઈ વાત સમજવાનો ઇન્કાર કરો; કોઈક વાર વહેંચણીનો પ્રશ્ન ભારે ઉગ્ર થઈ જાય; જ્યારે બે જણા મિત્ર મટી પક્ષકાર બની જાય, વાદી–પ્રતિવાદી બની જાય, ત્યારે તમારે ત્રીજાની જરૂર છે.

"એ ત્રીજો એવો હોય, જેને બંને પક્ષ માન્ય રાખે, બંને એને પ્રેમથી સ્વીકારે જેના ડહાપણ, ઔચિત્ય ને તટસ્થતા માટે કોઈને શંકા ન હોય એવા 'ત્રીજા'ની જરૂર છે. એ ત્રીજો તમારામાંનો જ હોય તમારા જેવો જ હોય, તમારો પોતાનો જ હોય—ફેર એટલો કે તે પરિસ્થિતિના પ્રવાહમાં કદી ખેંચાતો ન હોય ને શાંતિ ને, ધીરજથી વિચાર કરવા ટેવાયેલો હોય. આવો 'ત્રીજો' સદાકાળ જિજીવિષાના આ કાળમાં જરૂરી છે, અને એમાં પણ માનવી જ્યારે એક-બીજાની પાસે પાસે જીવતા શીખ્યો, એકબીજાનો સ્વાર્થ એકદમ નજીક રાખીને જીવન ઘડતર કરવા લાગ્યો ત્યારે એ 'ત્રીજાનો' ખાસ જરૂર છે

એ 'ત્રીજો' તે રાજા. એટલું યાદ રાખજો કે જ્યારે તમે બે એક છો, ત્યારે ત્રીજાની જરૂર નથી; જ્યારે તમે બે મિત્ર છો, ત્યારે તમારે રાજાની જરૂર નથી' પણ જ્યારે તમે પક્ષકાર છો, હરીફ છો, ત્યારે તમારે રાજાની જરૂર છે.

"કેટલીક વાર માણસ પોતાની ક્ષતિ પોતે જોઈ શકતો નથી, પોતાની ભૂલ એને ભૂલરૂપે દેખાતી નથી, એ વેળા પક્ષકારની ભૂમિકાથી અસ્પૃશ્ય એવા એક રાજાની તમારે જરૂર છે. એને તમે ગમે તે નામ આપી શકો છો: રાજા કહો, અગ્રણી કહો, લોકનેતા કહો, રાષ્ટ્રનેતા કહો. એક ગૂંચ તમે એ ઉકેલી શકો ત્યારે તમે પોતે તમારા રાજા છો, એ તમારાથી ન ઉકેલી શકાય અને એ ન ઉકેલ્યા વગર ચાલી પણ ન શકે ત્યારે તમારે રાજાની જરૂર છે માનવીની સ્વતંત્રતા પરસ્પરના સ્વાર્થથી ક્ષીણ થવાનો પ્રસંગ આવે ત્યારે રાજા એ સ્વતંત્રતાનો રક્ષક છે સંસારને જે નિર્બળ ને હીન બનાવે એ રાજા નહી, જે નિર્ભય ને શુદ્ધ બનાવે એ જ સાચો રાજા

"એ રાજા અનાથોનો નાથ છે, નિરાધારોનો આધાર છે. અશરણનો શરણ છે, એ સદા નિર્બળનો પક્ષકાર છે, આતતાયીનો કાળ છે, અન્યાયીઓનો યમરાજ છે, અપરાધીનો શાસક છે પ્રજાની હીનતા એ એનું અપમાન છે પ્રજાની દરિદ્રતા એ રાજાની પોતાની દરિદ્રતા છે

"રાજા એ પિતા પણ છે, ને માતા પણ છે. નિષ્ઠુર કર્તવ્યહીન બાળકને ધમકાવતો, ધમકાવ્યે ન માને તો મારતો-તાડતો રાજા પિતાનો સ્વાંગ સજે છે. બીજી તરફ એ માતા પણ છે. એના અંતરમાં એ બાળક પ્રત્યે દૈવી પ્રેમનો સ્ત્રોત વહેતો હોય છે સંસાર તો અનિષ્ટોથી ભરપૂર છે રાજા આ અનિષ્ટો તરફ ક્રોધ કરી શકે; પરંતુ અનિષ્ટભાજન માનવી માટે તો એના દિલમાં પ્રેમ જ હોય. પુત્રને

નીરોગી બનાવવા ડામ દેતી માતા, જેમ વગર ડામે ડામનું દુઃખ સહે છે, એટલી તીવ્ર સંવેદનાવાળો માણસ જ રાજા થઈ શકે

"એ રાજા પોતાની વ્યવસ્થા માટે તમારી પાસેથી ભાગ માગી શકે છે એની સેવા જ એવી છે, કે તમે હોંશે હોંશે એટલો ભાગ એને આપવા રાજી થાઓ પણ તમારી પાસેનો ભાગ એના એશ-આરામ માટે નથી, એના ભંડારો ભર્યા રાખવા માટે છે એની સમૃદ્ધિ એ પ્રજાની સમૃદ્ધિ છે ને આપત્તિ કાળે એ પ્રજાના રક્ષણ માટે છે.

"છતી સમૃદ્ધિએ રાજાએ તો તપ કરવાનું છે, સંયમ જાળવવાનો છે એ તપ ને સંયમ જ્યાં સુધી એની પાસે હોય ત્યાં સુધી પ્રજાએ પ્રેમભાવે અર્પેલી સંપત્તિનો એ સ્વામી છે, તપ* અને સંયમ વગરનો રાજા, પ્રજા-ભાગનો પોતાના માટે ઉપભોગ કરે તો રાજા એ રાજા નથી, ભિખારીનો પણ ભિખારી છે એ ભાગ લેતો નથી, પણ ભીખ લે છે. સામાન્ય ભિખારી તો એક ઘેર હાથ પ્રસારી પેટ ભરી લે છે, જ્યારે આ ભિખારી તો ઘેર ઘેર નિર્લજ્જતાથી હાથ પ્રસારતો ફરે છે, છતાં એ નિર્લજ્જનું પેટ ભરાતું નથી !

"માનવ-ઉદ્ધારનું કાર્ય આપણે ચાલુ રાખવાનું છે પ્રજા રાજાને મદદ આપે, રાજા પ્રજાને રક્ષણ આપે-બંનેનો આ ધર્મ સાથે છે સરિતાઓના તટ પર કુળોની રચના કરો જ્યાંની ભૂમિ અનુકૂળ અન્ન આપતી રહે ત્યાં નગરો વસાવો ગામની રચના કરો. ઘેર ઘેર અગ્નિની સ્થાપના કરજો ગોકુળની રક્ષા કરજો કૃષિને સ્વીકારજો. વૃષભની પૂજા કરજો તમારું કદી અકલ્યાણ નહી થાય"

રાજા વૃષભદેવે પોતાની નજર દૂર દૂર સુધી વિસ્તરેલ જન-સમૂહ પર ઠેરવી આખો સમૂહ મંત્રમુગ્ધ બનીને બેઠો હતો. તેઓએ પોતાના રાજા માટે ગર્વભરી મુદ્રા ધારણ કરેલી હતી થોડીવાર શાન્ત રહીને પ્રથમ રાજા-પૃથ્વીનાથ બની રહેલા વૃષભદેવે પુનઃ કહ્યું :

* तपक्रीता प्रजा राज्ञा प्रभुरास्तां ततो नृप ।

"આટલા વિશાળ સમૂહને માટે વ્યવસ્થાની ખૂબ આવશ્યકતા છે વ્યવસ્થા વિનાનો ગમે તેટલો મોટો વિશાળ સમૂહ દોરડાથી બાંધ્યા વિનાના ઘાસના ભારાની જેમ વેરવિખેર થઈ નાશ પામે છે. છૂટાં છૂટા ફૂલ એક સૂત્રનુ નિયમન સ્વીકારી હારનુ સ્વરૂપ પામે છે, હૃદય પર બિરાજવાનો અધિકાર ધારણ કરે છે; તેમ આ નવી વ્યવસ્થા દ્વારા તમે તમારી ઇચ્છાનુરૂપ કાર્ય સ્વીકારી સમાજને ઉપયોગી બનો. મે આપેલી કળાઓ તમારે પરપરાથી જાળવવાની છે, ને તેમા વિકાસ સાધવાનો છે; આ માટે આખા સમાજને હુ ત્રણ વિભાગમાં વહેંચવા ઇચ્છુ છુ :

"દેવયશ અને સુયોધની જેમ શસ્ત્ર વાપરવાના જેઓ શોખીન છે, જેઓ સાહસી છે, અવિશ્રાંત પ્રવાસના શોખીન છે, જેઓની નસોમાં ઉગ્રતાનુ લોહી વહી રહ્યુ છે, તેઓનો એક વર્ગ જુદો કરું છુ. એ વર્ગ ક્ષત્રિય કહેવાશે એ વર્ગે ધનુર્વિદ્યા, શસ્ત્રવિદ્યાનો વિકાસ સાધવાનો રહેશે, અને જ્યાં અન્યાય હોય, જ્યા નિર્બળને સશક્ત હેરાન કરતો હોય, ત્યાં એને કાર્ય કરવાનુ રહેશે એની આજીવિકા રાજાના ભડારમાથી આવશે. એમને શીઘ્ર ગતિવાળાં પશુઓને કેળવવા રહેશે, જે તેમના પ્રવાસને સરળ અને અનુકૂળ બનાવે હાથી, તેમજ બીજુ સકટ સમયે મદદ કરનારાં પ્રાણીઓની એક પાયગા પણ રચવી પડશે. નગરની રક્ષા, વન-જગલના માર્ગોને નિર્ભય બનાવવાનુ, પ્રવાસીઓના વળાવિયા બનવાનુ કાર્ય તેઓનું રહેશે પોતાની કાર્યસાધના પાછળ કોઈ વાર પ્રાણને પણ તેઓએ વિસારે મૂકવા પડશે

"બીજો વર્ગ જે શાન્ત જીવનનો ચાહક છે, ને ગોકુળનો રસિયો છે, કૃષિનો ઉપાસક છે, માનવ જીવનને ઉપયોગી અશન, પાન મેળવવા માટે ઉત્સુક છે, તેઓનો જુદો વર્ગ કરુ છુ. એ વર્ગ વૈશ્ય કહેવાશે. એ અનેક ગાય-વૃષભ રાખશે. એમની સુશ્રુષા કરી દૂધ, દધિ ને ઘૃત પેદા કરી સમાજને મળે તેમ કરશે. કૃષિમા વિકાસ કરશે. કૃષિમાં નીપજેલાં ધાન્યનો સગ્રહ કરી એ જરૂરિયાતવાળાને પહોંચાડયા

કરશે સંગ્રહ લાબો સમય કેમ જળવાય, આખા સમાજ પૂરતું અન્ન કેમ પેદા થાય, આખા સમાજને એ સવેળા કેમ મળી જાય, એની ચિંતા એને કરવાની રહેશે. એ સમાજનું પેટ બનશે પોતાના પેટની અથવા પોતાનાનાં પેટની નહી, પણ સમસ્ત દેશના અનેક પેટની ચિંતા એને કરવાની રહેશે.

"અને ત્રીજો વર્ગ, જે સેવાભાવના અને કળાપૂર્ણ જીવન જીવવા માગે તેઓનો થશે ગોકુળ અને કૃષિ પાછળ વ્યગ્ર વૈશ્યસમાજ ને શસ્ત્રમય જીવન જીવતો ક્ષત્રિયસમાજ જે સેવા ન સાધી શકે, એ જન· સેવા શૂદ્રોની થશે તમામ કળાને એણે સજીવન રાખવી પડશે, ને પોતાની સેવાઓ દ્વારા માનવજાતના સુખના સાધનોમા વૃદ્ધિ કરવી પડશે

"આ ત્રણે વર્ગ એકમાત્ર માનવસમાજના હિત માટે કાર્ય કરશે જેઓ જે રીતનુ જીવન વિતાવવા ઇચ્છતા હશે, તેઓ તે રીતના વર્ગમાં જઈને ભળી શકશે આ ત્રણે વર્ગ સમાજના મુખ્ય અંગો છે, તેમના વિના સમાજ નથી"

"મહારાજ," આખી સભામા અવાજ થઈ રહ્યા "અરે, અમારે શસ્ત્રોપજીવી બનવુ છે, અમે ક્ષત્રિય! પ્રજા માટે અમે અન્ન-પાનનો સંગ્રહ કરીશુ, અમે વૈશ્ય! અરે, અનેક કળાઓનો અમારે વિકાસ કરવો છે, અમે શૂદ્ર!"

"મહારાજ, આ તો સમાજવ્યવસ્થા થઈ હવે આપના રાજ· પદના સંચાલન માટે પણ ઘટતી વ્યવસ્થા કરવી રહેશે ને!" અષ્ટા· પદવાસી વડા દેવે વિનંતિ કરતા કહ્યુ.

"દેવેશ, રાજ પણ સમાજનું અંગ છે. આ ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્રોમાથી ડાહ્યાઓને ચૂંટીને એક રાજસભા નિર્માણ કરવામાં આવશે. આ રાજસભા જ સર્વ સંચાલન કરશે. એ ઉપરાત દેવયશ મારો અનુરાજા અને અમાત્ય બનશે મારી અનુપસ્થિતિમા રાજસભામાં

એ નેતાગીરી કરશે. સુયોધ તમારો પ્રિય સેવક–સેનાપતિ બનશે. અનેક કુળોમાં વ્યવસ્થા સ્થાપવા એ પોતે પ્રવાસ કરશે. માગે ત્યારે મસ્તક આપે એવા મરજીવાઓનો એક સંઘ સ્થપાશે અને સલાહ આપવા માટે પણ કોઈની જરૂર રહેશે ને ? વિચારણા–ગંભીર વિચારણા એ સારા કાર્યનો પહેલો પાયો છે. મારા સમવયસ્ક બધા 'રાજન્ય' કહેવાશે.* આ નમિ–વિનમિ મારા સંદેશવાહક બનશે, સુમંગલા મારી પટરાણી બનશે; ને સુનંદા રાજભંડાર જાળવશે સુપેણ રાજદૂત બનશે; એ પ્રત્યેક કુળોમાં આપણા બધા વર્તમાન પહોંચાડયા કરશે, જેથી દરેક કુળ પ્રત્યેક જાતની જીવનને યોગ્ય નવાજૂની પામતુ રહે.

"તમારે માનવોદ્ધારના મહાન કાર્યના અંગ બનવાનુ છે, સાથે સાથે સામાજિક જીવન જીવતા માનવીના વૈયક્તિક સુખ તરફ પણ જેવાનુ છે. મે જે કળાઓ વિસ્તારી છે—કુંભકારની, ખેતીની, ગૃહનિર્માણની, વલ્કલ–વસ્ત્રોની, કેશવપનની—એને તમારે સજીવન રાખવાની છે. રાજા અને પ્રજા જીવનમાં એક જ અંગ છે રાજા જીવનના ખરાબ અંશો પર નિયમન કરે છે, ને સારા અંશોને ઉત્તેજન આપે છે. હાકાર, માકાર ને ધિક્કારની જૂની નીતિએ આજે નાશ પામી છે, પણ તમારા પ્રિય પુરુષને અપ્રિય લાગે તેવું ન કરશો. તમારો અપરાધ જાણ્યા પછીનું એતું મૌન તમને ગંભીર વેદના આપતુ હોવુ જોઈએ. ભય અને પ્રીત બંને સાધનો દ્વારા રાજા તમારા પર રાજ ચલાવશે; પણ પહેલી વસ્તુ કરતા એ બીજીને વિશેષ ચાહશે, અને પ્રીત દ્વારા સાધેલા કાર્યો જ એના રાજ્યપદની સફળતા–નિષ્ફળતા કહેશે."

રાજા બનેલા ઋષભદેવે પોતાનુ વક્તવ્ય સમાપ્ત કર્યું. વૃદ્ધ નાભિદેવે પુનઃ ઊભા થઈ, પુત્રને પુનઃ પુનઃ અભિષેક કરી કહ્યુ .

"પુત્ર, અરિહંત થજે ! શત્રુની સામે પીઠ બતાવીશ મા ! વિજયનુ જીવન જીવજે ! આપણા કુળની એ પ્રણાલિકા છે. આપણા

* ઉગ્ર, ભોગ, રાજન્ય, ક્ષત્રિય.

પૂર્વ પુરુષોની એ સાધના છે અરિહંત બનો અજાતશત્રુ બનજો બોલો, નમો અરિહંતાણં આપણા કુળનો આ મહામંત્ર વત્સ, એને સદા યાદ રાખીને વિજય સાધજે !"

"નમો અરિહંતાણં" સહુએ એ મંત્રનો પુનરુચ્ચાર કર્યો"

"પિતા એ જ ગુરુ ! માતા એ જ આચાર્ય." રાજા વૃષભદેવે ઊભા થઈ પિતાને પ્રણામ કરવા માંડયા નાભિદેવે તેમ કરતા તેમને વારીને કહ્યું :

"વત્સ, સિંહાસન પર બેઠેલા રાજાને ન કોઈ પિતા કે ન કોઈ ગુરુ ! રાજા સર્વનો પિતા ને સર્વનો શાસ્તા છે. આ સર્વ વ્યવહારો રાજપ્રાસાદના છે, રાજસિંહાસનના નહિ રાજસિંહાસન પાસે તો તું રાજા અને અન્ય સર્વ પ્રજા ! કર્તવ્યાકર્તવ્ય સાથે જ તારે સંબંધ ! તારું દર્શન, તારું શાસન, તારા સંસ્કાર જયવંતા વર્તો ! તને સંસારના રહસ્યનું જે દર્શન થયું, તેનું દર્શન સંસારને આપ ! જે શાસન તે આજે આ કુળોને આપ્યું તે સંસારના સર્વ કુળોને આપ ! જે સંસ્કાર તારા જીવનમાં ઉદ્‌ભવ્યા એને સર્વત્ર પ્રસરાવ !"

ઋષભદેવે નાભિદેવના આદેશને મસ્તક પર ચઢાવ્યો આખી સભા જયજયકાર કરી ઊઠી મહામના નાભિદેવની આ વાત સાંભળી અષ્ટાપદવાસી દેવો પણ જયજયકાર કરવા લાગ્યા. ને એમના દેવદુંદુભિ જોરથી ગાજવા લાગ્યા

પૃથ્વીના પહેલા રાજા ઋષભદેવ ! પહેલા પૃથ્વીનાથના જયજયનાદથી આકાશ ગોરંભાઈ ગયું. સર્વત્ર હર્ષ ને આનંદની સૃષ્ટિ છવાઈ ગઈ કુશળ દેવોએ વાજિંત્ર વગાડયા દેવાંગનાઓએ નૃત્ય કર્યા હાથી, ઘોડા ને ચિત્તાઓએ પણ પોતાના પ્રિય રાજવીને સલામી આપી

## ૨૦. સંસારનું કલ્પવૃક્ષ

સિંહાસનોના સ્વામીના નસીબમાં શાન્તિ હોતી નથી. એમાં પણ ભય, પ્રેમ ને શ્રદ્ધાની ત્રિમૂર્તિસમા કર્તવ્યપાલક રાજવીને તો સદા ચિંતાની શય્યામાં સૂવાનું હોય છે. પહેલા પૃથ્વીનાથ રાજા ઋષભદેવ આ વાતનો અનુભવ કરી રહ્યા હતા. ગઈ કાલે જેઓનું કુટુંબ નાનું હતું, એને આજે આખી વસુધા કુટુંબ બની ગઈ હતી. કોઈ પણ સ્થળની અશાન્તિ એમના ચિત્તની શાન્તિને ભેદતી. સાગર સમ શાન્ત આ મહાન માનવીને સંસારના દુઃખે દુઃખી થવાનું હતું.

કોઈક વાર કરુણાના આ સાગરને કઠોરતાની મૂર્તિ બની જવું પડતું. રાજપદના ચતુષ્પથ સમા સામ, દામ, દંડ ને ભેદની એમણે યોજના કરી હતી. પોતાના પૂર્વજોની હાકાર, માકાર ને ધિક્કારની નીતિ કરતા આ પ્રબલ નીતિએ શાસનને વધુ સમૃદ્ધ બનાવ્યું હતું. એમનો સ્પષ્ટ આદેશ હતો, કે મૃદુને મૃદુત્વથી, સાધુને સાધુત્વથી, ખલને ખલત્વથી ને દાંડને લાલચથી વશ કરવો. તેમણે શત્રુને હણવાનું, વડીલોને પૂજવાનું ને મિત્રોને માથા કરવાનું શીખવ્યું.

આજીવિકા માટે તૃણહાર, કાષ્ઠહાર, કૃષિ ને વ્યાપાર શીખવ્યાં. એ વ્યાપાર વિનિમયનો હતો. જે પ્રદેશમાં અશ્વ વધુ થતા, તેઓ ગૌબહુલ દેશોમાં આવી અશ્વ આપી ગાય લઈ જતા. જેને નવનીતની જરૂર હોય, એ સામાને સુવર્ણ, ફળફૂલ આપીને નવનીત લઈ જતા.

જરૂરિયાત ને મહત્ત્વ અપાતું, ને એક જરૂરિયાતવાળા પ્રદેશથી

બીજા જરૂરિયાતવાળા પ્રદેશ સુધી વસ્તુઓની લાવ-લઈજા કરવા માટે સાર્થવાહોની યોજના કરી હતી

પોતાની સાથે દરેક બાબતમા મંત્રણા કરી શકે તે માટે મંત્રી, પોતાના કુળોની પરંપરા જાળવવાનુ કામ કરી શકે તે માટે પુરોહિત; દંડનીતિના પ્રચાર માટે સેનાપતિ, વ્રજ, ગોકુલ, રત્નહિરણ્ય જાળવી રાખવા માટે કોષાધ્યક્ષની તેમણે સ્થાપના કરી હતી

જે યજ્ઞકાર્ય તેમણે આરંભ્યુ હતુ, એમા દિન-પ્રતિદિન વૃદ્ધિ થતી હતી પાચ મહાશિલ્પ –કુંભકાર, ચિત્રકાર, વાર્ધકી, વણકર ને નાપિત—માથી અનેક નાનામોટા શિલ્પો પ્રગટ્યા હતા

નાપિતનુ શિલ્પ હમણા જ પ્રગટ થયુ હતું કુળ-વિજય માટે ગયેલા યોદ્ધાઓને માથા પરના વાળના ભારા બહુ વિઘ્ન કરતા. કેશગુંફન માટે કે જટા માટે એમને સમય ન મળતો

પૃથ્વીનાથે તેઓને માથેથી નાપિત શિલ્પ દ્વારા એ બોજો હલકો કરાવ્યો

વાર્ધકી વિદ્યાના નિષ્ણાતોએ સુંદર પ્રકારના ગૃહ-આવાસો, જળમાર્ગો, સ્થળમાર્ગો ને રસ્તાઓ નિર્માણ કર્યા. આવા તો સો જાતનાં શિલ્પ પ્રગટ કર્યા. દરેક શિલ્પને તેઓએ યજ્ઞ કહ્યો, ને એમ તેઓ 'શતયજ્ઞકર્તા' કહેવાયા.

આ યજ્ઞોની જ્વાળાઓએ પર્વતો, નદીઓ, ભૂપ્રદેશો, સીમા-પર્વતો, સમુદ્રો, સાગરો, મહાસાગરો ને દ્વીપો સુધી પોતાનો ફેલાવો કર્યો. લાવારસવાળા પ્રદેશમાથી માનવો હિમપ્રદેશ તરફ આવ્યા હિમ-પ્રદેશવાળા પ્રકાશ-દેશમા આવી વસ્યા. સ્વરક્ષણની વૃત્તિવાળો માનવ જૂથમા વસતા શીખ્યો, સંઘજીવન પામ્યો. એમાથી જનપદો જન્મ્યા, જનપદોના જથ્થા ગ્રામ કહેવાયા. ઘણા જનપદ એ વિશઃ-પ્રજા કહેવાઈ એ પ્રજા પોતાના વિરોધીઓ માટે જથ્થા-ગ્રામને આમંત્રણ આપતી.

શિંગ, હાડકાં, ધનુષ્ય ને લાકડાંના ભાલા ને ગદા લઈ એકઠા થનાર ગ્રામને સહુ 'સંગ્રામ' કહેતા

આ સંગ્રામનો એક અધિનેતા થતો. એ હિંમતવાન માનવી લડાઈમા મોખરે રહેતો ને માર્ગદર્શન કરતો. ઋષભદેવ પૃથ્વીનાથ બન્યા પછી તેઓએ પણ પોતાના ગ્રામપતિને રાજા બનાવ્યો. અનેક કુળોના આ રાજાઓ પૃથ્વીનાથની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યા, શિલ્પવિજ્ઞાનનો સર્વત્ર પ્રચાર કરવા લાગ્યા.

મોટી મોટી સાત નદીઓના કિનારે આવાં કુળો રચાયાં. શિલ્પ-વિજ્ઞાન ને રાજનીતિઓ ત્યાં અમલમા આવી એ સર્વ માનવોને હવે એક બનાવવા માટે એક જ શબ્દે સંબોધવાં જરૂરી હતાં. આદિ પૃથ્વીપતિએ તેમને 'આર્ય' કહ્યા અને મંત્ર આપ્યો.

"આર્ય માત્ર એક પછી ભલે એ ગમે ત્યા વસતો હોય."

લોકો પૂછતા કે આર્યોનું લક્ષણ શું ?

"જે યજ્ઞને માને, યક્ષને આચારે, શિલ્પ શીખે ને વડીલોને સન્માને તે આર્ય! ! માતા-પિતા, ગુરુ, આચાર્ય, રાજાને જે સ્વીકારે તે આર્ય!"

આર્યોનાં સંસ્થાનો વિસ્તૃત બની ગયાં હવે તેમાં સુયોધ વ્યવસ્થા સ્થાપતો ફરતો હતો સુનંદાએ યોજેલ બે વૃષભવાળા શકટમા પુત્ર ભરતે વળી નવો ફેરફાર કર્યો હતો. એણે ત્રણ પૈડા યોજી એને બદલે ચાર વૃષભ યોજ્યા હતા. આનાથી યાત્રા ભારે સુખકાર બની હતી

રાજતંત્ર વ્યવસ્થિત થતા પૃથ્વીપતિએ ગૃહતંત્ર તરફ ધ્યાન આપ્યુ પોતાના પુત્રો હવે યોગ્ય વયના થયા હતા તેઓને પોતાની આર્ય-દૃષ્ટિને ઓપતુ શિક્ષણ આપવાની જરૂર હતી સંપૂર્ણ માનવના ને સુખી સામ્રાજ્યનાં સ્વપ્ન પૂર્ણ કરવાનાં હતાં

તેઓએ મોટા પુત્ર ભરતને બોલાવી પુરુષોને યોગ્ય કળાઓ શીખવવા માડી. એક આદર્શ આર્યપુરુષ કેવો હોય, એનામા કઈ જાતની મહત્ત્વાકાંક્ષાઓ, મહાવિદ્યાઓ, લઘુ વિદ્યાઓ, બળ, બુદ્ધિ ને તર્ક હોવા જોઈએ તે સમજાવ્યુ પુરુષની અનેક ભૂમિકાઓમા—પિતા, સખા, બંધુ, ગૃહસ્થ, યોદ્ધો ને રાજવી વગેરેમા—કેમ વર્તવુ તે દર્શાવ્યુ; કુસ્તીની ક્રીડા, મલ્લવિદ્યા ને પશુવિદ્યા વગેરે પણ શીખવ્યુ, એક આદર્શ પુરુષને યોગ્ય શિક્ષણ તેને આપ્યુ.

દ્વિતીય પુત્ર બાહુબલીને સ્ત્રીને યોગ્ય કળાઓ સમજાવી જીવનનાં બે મહાન્ ચક્ર. એમા સંતતિને આપનારી, યજ્ઞને જાળવનારી, ગૃહને યોજનારી, સંગ્રામમા કે સુરતમા નિપુણ સ્ત્રી કેવી હોય તે બતાવ્યુ. એને યોગ્ય વાદકળા, નૃત્યકળા, જ્ઞાનકળા, ભોજનવિધિ, વ્યાપારવિધિ વગેરે અનેક પ્રકારની કળાઓ શીખવી.

અયોધ્યાની રમણીઓ બાહુબલીને સદા ચાહ્યા કરતી—એના જેવો પિતા, પતિને પુત્ર વાછ્યા કરતી—એટલે બાહુબલીએ પોતે લીધેલુ જ્ઞાન તરત સ્ત્રીઓમા પ્રસારી દીધું.

આ પછી બોલાવી બ્રાહ્મીને, બ્રાહ્મીની વેલશી આ બાળાની બુદ્ધિ અદ્ભુત હતી એના મનની શાન્તિ, વિચારણાની દીર્ઘતમ પરંપરા, નવી વસ્તુની ખોજમા ને એની યોગ્યાયોગ્યતાના વિષયમા એને નિમગ્ન કરી દેતી શ્રી ઋષભદેવે એને લિપિવિષયક જ્ઞાન આપવા માડ્યુ. જીભ, હોઠ, દાત, ગળુ તથા તાળવાના ઉપયોગથી ભાષા તો બોલાતી, પણ એની વચ્ચે કંઈ સામ્ય નહોતુ મનની ઊર્મિઓ સારી રીતે પ્રગટ ન થતી હસ્ત, મુખ અને ચેષ્ટાથી વાત કરતા કેટલીક વાર અર્થનો અનર્થ થઈ જતો પૃથ્વીનાથે બ્રાહ્મીને અભ્યાસનો આરંભ કરાવતા કહ્યું : "કોઈ પણ જાતની એકતા માટે ભાવ ને ભાષાની એકતા પ્રથમ જરૂરી છે. બંધુતા, સમતા, સમાનતા પ્રચારવા ભાષા એ જરૂરી વસ્તુ છે, માટે જિહ્વા, કંઠ, તાલુ, દાંત

ને કંઠનો માનવીને યોગ્ય ઉપયોગ શીખવ શિકારની પ્રાપ્તિ અને સંગ્રામની સફળતાના ટાણે એ ગાડો થઈ ને લાંબા સૂરે કંઈ ગાય છે, તે ક્રોધમા પ્રતિપક્ષીને જે કંઈ કહે છે, પ્રેમ પ્રગટ કરતી વેળા જે તનમનાટ દર્શાવે છે · એ બધાં દ્વાર વગરનાં પિંજરામા પૂરાયેલાં પંખી જેવા છે. ફફડાટ સભળાય છે, પણ દર્શન થતા નથી એ અવ્યક્તને વ્યક્ત બનાવવા તું ભાષાનું પરિમાર્જન કર ”

આ પછી સુદરીને બોલાવીને મદગળતા માતગ સમી, અનુપમ ઐશ્વર્યશાલિની સુંદરીને પૃથ્વીનાથે ગણતરી બતાવી. માનવી એના હાથના આગળા પહોંચે ત્યાં સુધી ને પગના આગળાં યાદ રહે ત્યા સુધી ગાય, અશ્વ, વગેરેની ગણતરી કરતો, પણ ભૂલી જતો. દૂધના બદલે દૂધ આપનાર, અનાજના બદલે અનાજ આપનાર કેટલું લીધું ને કેટલું આપવુ, તેની ગણતરી ન રાખી શકતા. આ કારણે ઘણી વાર વિખવાદ થતો ચતુરાનના સુદરી દ્વારા એમણે માપ, વજન ને સખ્યા નક્કી કર્યાં કોઈ પણ ઝઘડામા હવે સુંદરી પચ થતી.

આ ઉપરાત યુદ્ધને ઉપયોગી શસ્ત્રાસ્ત્રનું જ્ઞાન ભરતને આપ્યું હસ્તી, અશ્વ વગેરેનુ જ્ઞાન બાહુબલીને આપ્યુ

વિશ્વ સભાજન સુબોધ હવે પોતાના પ્રતાપી રથમાં આરૂઢ થઈ, ઉપર વૃષભધ્વજની પતાકા ઉડાવતો કેટલાક ધનુર્ધારીઓને અશ્વ પર, કેટલાક ગદાધરોને વૃષભ પર ને કેટલાક કાષ્ઠખંડની યષ્ટી ને ભાલાવાળા પદાતિ દ્વારા વનમાં વન ખેડતો, સંસ્કૃતિનો પ્રચાર કરતો હતો. જોતં-જોતામાં નવાં કુળો રચાતાં, જનપદ રચાતાં ને ગ્રામ બની જતુ. કોઈ હિમતવાનને ગ્રામનો અધિનેતા બનાવી, પૃથ્વીનાથ ઋષભદેવની જય જય બોલાવી એ આગળ વધતો. સુબોધનો પુત્ર સુષેણ, વીરનો પુત્ર વીર જ હતો. એ પણ પિતાના આ વિજયોમાં સાથે હતો.

આ સુવ્યવસ્થામાં નિમગ્ન સ્વામીને હૈયે જેમ જંપ નહોતો તેમ.

શાન્તિ પણ નહોતી. પિતાજી નાભિદેવ દિવસોથી અસ્વસ્થ હતા. હવે જાણે તેમના પ્રયાણની ઘડી આવી પહોંચી હતી.

એમાં વિશેષ દુઃખ તો દ્વિતીય પ્રાણ સમી સુનંદાની બીમારીનું હતું. સુનંદા એ યુગલિક સંસારની પર્વતવાસિની કન્યા હતી. એના દેશમાં રિવાજ હતો કે સંતાનના જન્મ પછી માતા માત્ર ઓગણપચાસ દિવસ જીવતી આજ એમાં પરિવર્તન થયું હતું. છતાં એના ઓછાયા સુનંદાના દેહ પર આછા પડી રહ્યા હતા.

રાજ્યાભિષેકના ઉલ્લાસભર્યા દિવસો તો કેમ પસાર થઈ ગયા, તેની કશી ખબર પડી નહિ. અષ્ટાપદ પર્વત પરથી આવેલા વિદ્યાધરો ને કિન્નરીઓની સાથે વાર્તાલાપમા ને વિનોદમાં દિવસો ઝડપથી વીતી ગયા.

નીલાંજના નામની નર્તિકા તો આ સુનંદદેવ પર મુગ્ધ હતી, ને અષ્ટાપદ જવાને બદલે અહીં જ રહી હતી. નીલાંજના સ્વયં મોહિનીરૂપા હતી, છતાંય સુનંદાનું ભુવનમોહન સૌંદર્ય એને વશીભૂત કરી રહ્યું હતું. એણે સુનંદાના સહવાસ ખાતર વિદ્યાધરોને જવા દીધા હતા, પોતાના કબીલાને દર્દભરી વિદાય આપી હતી. કેવળ પોતાના પ્રિય મયૂરને લઈને એ અહીં અયોધ્યા નગરીમાં રહી હતી.

સ્ત્રી પુરુષ પાછળ ગાંડી બને, પુરુષ સ્ત્રી પાછળ ગાંડો બને, એ જાણીતી બીના હતી. પણ આ ઘેલી નીલાંજના તો અનેક પ્રેમી વિદ્યાધરોનો સાથ છોડી સુનંદા પાછળ ગાંડી થઈ ગઈ હતી એના એક કોમળ હસ્તસ્પર્શથી, એક મિષ્ટ વાક્યથી એ ઓળઘોળ થઈ જતી.

"નીલાંજના, મારું સ્વાસ્થ્ય ઠીક નથી. તું તારા પ્રદેશમાં ચાલી જા!"

નીલાંજના કહેતી: "જવાનું મન નથી થતું. વ્યાઘ્રચર્મના કવચથી લપટાયેલા સુનંદદેવને જ્યારે મેં અષ્ટાપદ પર જોયા, ત્યારે

દેવોને સહજ જાતીય ક્ષુધા મારામાં પણ હતી. અને એ ક્ષુધા જ મને તમારી નજીક લઈ આવી હતી. પછી તમે ખરી વાત કરી–તમારા ઋષભની તમે પોતે સ્ત્રી છો, એ વાત મે જાણી—તોય જાણે મારું મન નિરાશ ન થયું. ઊલટી મારી ક્ષુધા નષ્ટ થઈ ગઈ, ને કોઈ દિવ્ય પ્રેમ મને તમારી સાથે એક કરી રહ્યો." નીલાંજના લાડ કરતી આગળ બોલી :

"અમારા દેવો ઊજળા ખરા, પણ પ્રેમની, વિયોગની, સંયોગની આટલી તીવ્રતા ત્યાં નહી ! કોઈને લગન નહી ! વિહારની ઇચ્છા થઈ કે બસ સંકલ્પની સાથે તૃપ્તિ થઈ ગઈ. તીવ્રતા પેદા થવાની તો વાત જ નહીં. અને જે ઇચ્છામાં તીવ્રતા નહી તેમાં સુખ નહી; ત્યાં એકબીજાની પાછળ ઘેલા થવાનું કોઈ ન સમજે ! દર્દ વગરનો પ્રેમ, વિયોગ વગરનો સંયોગ—મઝા એમાં શુ આવે ? મૃત્યુ ય આટલુ મીઠાશભર્યું નહીં ! તમે ઋષભને જે ગાઢ પ્રેમથી ચાહો, તેવી ચાહના ત્યા કોઈને કોઈ પ્રત્યે નહીં ! સુખનો પ્રદેશ, સમૃદ્ધિનો દેશ, પણ સ્વાર્પણનો નહી ! એક દેવને એક વારાંગના જાય કે હજાર બીજી ૨. એક દેવીને એક દેવ જાય કે બીજો તૈયાર જ હોય."

"અદ્‌ભુત છે, તુ તો દેવી !"

"ને મારે મન મોટી ખોટ તો અમે કદી *માતા ન બની શકીએ તેની છે આ ભરત, આ બ્રાહ્મી, આ બાહુબલી ને પેલી સુંદરી ! પોતાની જ કૂખમાથી કેવાં કેવા સુંદર ફૂલડાં જન્માવવાનાં ! ફળહીન વૃક્ષ શુ સારુ લાગે ?"

"એ જન્મની પાછળ પણ ભારે વેદના છે." સુનંદાએ કહ્યું.

"વેદના વિના કોઈ ચીજ મીઠાશ નથી આપતી. લવણ વિના સ્વાદ ભાવ્યો ?" નીલાજના થોડીવાર થોભી, ને પુનઃ બોલી :

---

* શાસ્ત્રીય માન્યતા છે, કે દેવીઓ ગર્ભ ધરતી નથી ને તેઓને ગર્ભવાસનાં કષ્ટ વેઠતાં પડતાં નથી.

"વેદના પણ કેવી મીઠી ! અને આ કાયા, જે સદા પુરુષની વાસના માટે સજ્જ રહેતી હોય; આ ખોળો, જ્યાં કોઈ જાતીય આવેગભર્યો નફ્ફટ પુરુષ સદા સૂવાનું વાંછતો હોય ને આ ઓષ્ઠ, જે કેવળ ઠગારા ચુંબનો માટે વપરાતા હોય ને આ ઉન્નત પયોધરો જ્યા બ નેને નિર્લજ્જ બનાવતા હોય ત્યાં, માતા બનતા, આખી સૃષ્ટિનુ કેવુ સુભગ પરિવર્તન !

"જોતજોતામાં પથ્થર જેવા જડ પયોધરોમા અમી ઊછળવા લાગે. વાસના ભર્યા ખોળામા મમતાના બાળ રમવા લાગે દેહનો ખૂણેખૂણો જાણે સંસારને કશાની ભેટ આપ્યાના અભિમાનથી ફાટફાટ થતો લાગે. જીવન જાણે કોઈ સુખદ હેતુની પરંપરા બની જાય. ત્યારે ફળ વગરની, ફૂટડી અને દેહ ને રૂપની અભિમાનિની અમારી દેવીઓ તો ગર્ભથી ને સ તાનજન્મથી ધૃણા કરે"

"નીલાજના, તારા નિર્ણયને ફેરવવો અશક્ય છે તમારા દેહને જેમ પડછાયો હોતો નથી તેમ તમારા નિશ્ચયને પણ બીજી બાજુ હોતી નથી તુ તો અત્યારે અમારા બાળકોની શિક્ષિકા બની ગઈ છ. નૃત્યકલા-વિશારદા એવી તે મારા ભારતને નિપુણ બનાવ્યો અરે, ભરતને જોઉ છુ ને જાણે વહાલા વૃષભને નજરે નિહાળુ છું. કેવો ચપળ ! કેવો પ્રતાપી ! એની પાસે સૂર્યનો દમામ પણ જાણે ઝાંખો લાગે"

"નૃત્યના અનેક પ્રકારો મે એને શીખવી દીધા છે. ભારે ચતુર છે, એક વાત અડધી શીખવી કે એ પૂરી જાણી જાય તેવો છે, ને પછી એમા આપણને કાન પકડાવે કોઈનો ગાજ્યો ન જાય એવો છે, અને નૃત્યમા તો એની અને સુદરીની અદ્ભુત જોડી છે"

"નીલાજના, સુંદરીને જન્મ આપતી વખતે મહાદેવી સુમ ગલાનું સ્મરણ મારા મનમાં હતુ દેવી સુમ ગલા જેવાં પ્રતાપી એવી એમની દીકરી પણ પ્રતાપી થાય ને ! વારુ નીલા, બાહુબલી કેવુ ક શીખે છે?"

"મારા શ્યામસુદરની વાત પૂછો છો ને? અજબ સ્વભાવ છે

એનો તો. શાસ્ત્રીય અભિનય એકે એને ન આવડે હસ્તની કઈ મુદ્રા, અંગનો કયો મરોડ, ગ્રીવાનો કયો ભંગ એકેનું એને જ્ઞાન નહી. નૃત્ય શીખવાનું કહીએ ત્યારે ગદા ફેરવવા બેસે; કાં ચિત્તા સાથે કે કોઈ બળિયા ગજબાળ સાથે હાથોહાથની લડાઈ કર્યા કરે."

"રેઢિયાળ થશે કે શું ?"

"એવું ન બોલશો. એની પ્રત્યેક અંગ ચેષ્ટા સ્વયં અભિનયના આદર્શરૂપ છે મારું જ્ઞાન એને કંઈ માર્ગસૂચન નહીં કરી શકે. એના હાવભાવથી મનોહર બનેલા મુખ પર સ્વય નૃત્યદેવી નીલાંજના ફુરમાન છે. એ શીખતો કંઈ નથી, પણ જ્યારે ખેંચી–તાણીને અભિનયમાં ઉતારું છુ, ત્યારે એનો અશિક્ષિત અભિનય આદર્શરૂપ બની જાય છે. એની ઊભા રહેવાની છટા, ડોકનો મરોડ, હાસ્ય કરવાની રીત, બધુ નિરાળુ છતા નિપુણતાથી ભરેલુ. એનું જ સાચું લાગે, આપણું ખોટું લાગે સુનંદા, સાચું કહું ? બાહુબલી તો અમારે ત્યાંના પ્રસિદ્ધ દેવ કામદેવનો× અવતાર લાગે છે. એના શ્યામસુંદર દેહમાં કેટલુ આકર્ષણ છે! એની કળાઓ પાસે મારા મયૂરની બધી કળાઓ ફિક્કી લાગે છે. મારો સોળ કળાનો સ્વામી એની સામે એક કળાનો થઈ જાય છે!"

"આ બધુ મને ખુશ કરવા તો નથી કહેતી ને ?'

"ના. ભરત સૂર્ય જેવો પ્રતાપી છે, પણ હમેશા એક પ્રતાપ બીજા પ્રતાપ તરફ આકર્ષાય. નૃત્યનિપુણા સુંદરીને જોઈ એ ઘેલો બની જાય છે. રાજા દેવયશની પુત્રી ઋષભશ્રીને નીરખી એની કલા પાંગરે છે, ત્યારે બાહુબલીને કોઈની તમા નથી હોતી. એ તો મનસ્વી રીતે નૃત્ય કરે છે. એ કલાનો સ્વયં ભંડાર છે. એને કોઈની પ્રેરણાની જરૂર નથી. સુનંદા તમારી શાન્તિ અને કાન્તિ બંને એને વરી છે. જોઈ જોઈને મન ધરાતુ નથી. દેવકુળમા હોત તો હુ એને જ સ્વામી કરત."

× દિગંબરોની માન્યતા છે,' કે બાહુબલી કામદેવના અવતાર હતા.

"નીલાંજના તમને દેવીઓને કોઈને સ્વામી કે કોઈને સેવક કરવામાં ભારે રસ. સારુ જોયુ કે સ્વકાજે પચાવી પાડવું. સ્વાર્થ કાજે શોધેલો સ્વામી તમારુ શુ કલ્યાણ કરે? પણ, હા નીલાંજના, તારુ છેલ્લું નૃત્ય તુ ક્યારે શીખવવાની છે?"

"અલ્પ સમયમાં જ. પછી હુ સરયૂતીરના કોઈ પર્વતશૃંગ પર વસવા ચાલી જઈશ. પર્વતના વાસીને મેદાન અનુકૂળ નથી આવતુ."

"વાત તો સાચી છે નીલાંજના, સંતાનનો જન્મ આપ્યા પછી, જાણે હુ ઉત્તરોત્તર નિર્બળ બનતી ચાલી છુ. જેમ આંગણામા જલતા ગૃહ–અગ્નિમા નવા કાષ્ઠ ન નાખીએ ને એને સળગતો રાખીએ, તો એ ધીરે ધીરે બુઝાતો જાય છે. એક–બે ફૂંક મારીએ ત્યારે એમ લાગે છે કે હવે જરા તેજસ્વી થયો; પણ એ તો અંતે ઝડપથી બુઝાય છે"

"સુનંદા, બુઝાવાની વાતો ન કરશો. પછી આ પૃથ્વી પર મારો કોણ આધાર રહેશે? તમને દેખીને તો હુ જીવુ છુ. તમારા પ્રાણ સાથે મારા પ્રાણ પણ નીકળી જશે"

"ઘેલી! સંસારનો નિયમ પણ કેવો વિચિત્ર છે! હુ કોઈના પ્રાણ પર ઘેલી છું, તો તુ વળી બીજા કોઈના!"

"સુનંદે, કોના પ્રાણની વાત ચાલે છે?" અચાનક દ્વારોપાન્ત પર અવાજ સંભળાયો અવાજ મીઠો હતો આડી પડેલી સુનંદા સ્વસ્થ થઈ ઝટ ઝટ ઊભી થવા લાગી. એના પાંડુવર્ણા મુખ પર રતાશની રેખાઓ દોડવા લાગી હતી.

"મારા પ્રાણની વાત, સખા!"

"સુનંદા, તમે સ્ત્રીઓ તો મારા સંસારનો શણગાર છો. મારા નૂતન જગતમા ઝીણી નજરે જોતો આવુ છુ, કે સ્ત્રીઓ જેટલો ત્યાગ—ભોગ પુરુષોમાં નથી. યુગલિક કુળોમા પણ પરિવર્તન થતુ

જાય છે પહેલા સ્ત્રી ને પુરુષ સમાન હતાં : સાથે જીવતાં–મરતા એમા પરિવર્તન આવ્યા બાદ સ્થિતિ વિચિત્ર થતી ચાલી છે પુરુષ તો અજબ મહત્ત્વાકાંક્ષી બન્યો છે ને સ્ત્રી તો હજીય ત્યાગની વેલી જેવી સુકુમાર રહી છે."

"મહત્ત્વાકાક્ષા તો મહાન ગુણ છે ને! એને દોષ કેમ કહેવાય? એક પર્વતકન્યા સંસારના સ્વામીને ચાહે, એ મહત્ત્વની આકાક્ષા નહી તો બીજુ શુ ? હુ તો મારુ દષ્ટાંત આપુ છુ."

"તારી વાત સાચી." ઋષભદેવ નજીક સર્યા, ને ઊભેલી સુનંદાને બે હાથમાં લઈ પાસે પડેલા આસન પર બેઠા. પ્રિયનો સ્પર્શ પામી ક્ષીણ સધ્યા સમી સુનદા પ્રકાશના પુંજ વેરવા લાગી. કૌમુદીશુ આહ્‌લાદક એનું સૌંદર્ય પૃથ્વીનાથને આકર્ષી રહ્યુ. એમણે ચારેતરફ જોયું.

પ્રેમના સામ્રાજ્યમાં ત્રીજાને સ્થાન નહોતુ. કુશળ નીલાજના સરકી ગઈ હતી.

બધે એકાંત હતું. પ્રેમભર્યા સ્વામીએ પોતાની પ્રિયતમાને વહાલથી હૈયે ચાંપતા કહ્યું : "દેવી, મારા પ્રાણ માટે તારો પ્રાણ અર્પણ કરવા તું તત્પર છે, સાચુ ને ?"

"એમાં પ્રશ્નોત્તરી ન હોય." સુનદાએ ટૂંકો જવાબ આપ્યો

"તારા પ્રાણમાં મારો પ્રાણ છે, એ જાણે છે ? પ્રિય સુનંદા, તારી સોનલવર્ણી કાયામાંથી રોજ કણકણ ખરતો જાય છે જે ઉષારાણી સમી તાજગીની પ્રતીક હતી, એ સધ્યાસુદરી સમી છેલ્લી કાંતિના ઓછાયા નાખી રહી છે. ભાવિ મારી નજરમા છે, છતાં હુ પ્રાણ કાઢવાની વાત કેમ કરતો નથી ?"

"હે પ્રિય, એવું અપ્રિય ન બોલશો. આજના કાળમાં, જ્યારે પૃથ્વી પરથી તમામ કલ્પવૃક્ષો નાશ પામ્યાં છે ત્યારે, તમે એક માત્ર મહા–

કલ્પવૃક્ષ સમા છો, આર્ય જાતિની આશા સમા છો અનેકોના ઉદ્ધાર માટે સ્વામી જ્યારે મથી રહ્યો હોય, ત્યારે કોઈ એકનો તેના પર હક્ક રહેતો નથી—રહેવો ન જોઈએ તમે તો વિશ્વરૂપ છો, જગતના આધારસ્તંભ છો જગત-જીવન છો"

"સુનંદા, જન્મીને તેં કદીયે ભૂલેચૂકે પણ કોઈને એકાદ અપ્રિય વાક્ય પણ કહ્યું છે? કદી કોઈનું જરાય અપ્રિય આચર્યું છે?"

"મે તો ભીખ માગીને રાજ લીધું છે સ્વામી! મને એવાં ગુમાન શા? ભૂતકાળને યાદ કરું છું ત્યારે, મારા મન પર એક વાત અંકિત થાય છે. દેવી સુમંગલાએ મારે કાજે કેવો મોટો ભોગ આપ્યો! કોઈ પોતાના પ્રાણને વિભાજિત કરે? એક રાજરાણી અંતરના આનંદનો અર્ધોઅર્ધ ભાગ ભિખારણને વહેંચી આપે ખરી?"

પ્રિયે! હવે તો આ સંસારમાં એવું બનશે. એક માતાને પેટે જન્મેલાં પતિ-પત્ની નહીં રહે, ભાઈ-બહેન બનશે ભાઈ-બહેન એકએકથી પોતાની જાતીય ક્ષુધા કદી નહીં શમાવે"

"એ તો સંસાર માટે જે પ્રિય ને મંગળ હશે તે જ તમે કરશો, નાથ! મને તો શ્રદ્ધા છે આપે મને સ્વીકારી તો આખો યુગલિક સંસાર તરી ગયો. આજ તો આ પૃથ્વી ઉપર દેવ પણ વસવા માગે છે."

"આડી વાતો પર ઊતરી ગયા આપણે" સુનંદાના ખુલ્લા બાહુને પોતાનો કંઠપાશ બનાવતા પૃથ્વીનાથે કહ્યું, "તારું સ્વાસ્થ્ય કેવું છે? તારી ચિંતા મને દિનરાત સતાવે છે"

"મારી ચિંતા? મને કોઈ જાતની ચિંતા નથી નાથ, આટલું સુખ હોય તો માનવીને હોંશે હોંશે મરવાનું મન થાય આ ખોળામાં તો આજ મૃત્યુ આવે તો જાણે આજે જ ઊંઘી જાઉં, ત્યાથી ફરી કદી ન ઊઠું"

પૃથ્વીનાથનાં મોટા અણિયાળાં નેત્રો સહેજ ભીનાં થયાં. એ સુનંદાની સુકુમાર દેહશ્રીને જાણે નેત્રો દ્વારા પી જવા માગતા હોય તેમ એકીટશે જોઈ રહ્યા. બુઝાતા દીપક જેવું રૂપ કૌમુદીશા આ દેહ પર નવી સુશ્રી જગાવી રહ્યું હતુ.

પૃથ્વીનાથે સુનંદાનાં રૂપાળા ગાત્રો પર હાથ પ્રસાર્યા. સુનંદા કોઈ અનન્ત સુખના આસ્વાદમાં આંખ મીંચીને પડી રહી.

આવી સુખદ લાખેણી ક્ષણો કેટલી વીતી હશે, એ કહેવુ શક્ય નથી. પણ એ સુખદ ક્ષણોનો અંત એક મિષ્ટ ને પ્રતાપી અવાજથી આવ્યો.

દેવી સુમંગલા ચાલ્યાં આવતાં હતાં. એ પૃથ્વીનાથની શોધમાં નીકળ્યાં હતાં. વનશ્રીમાં રમવા ગયેલા ભરત અને બાહુબલીની પાછળ એમને જવું હતું, અને આજ વેણી વણગૂંથાયેલી હતી.

પૃથ્વીનો શાસનભાર ઉઠાવનારને માથેથી હજી પણ વેણીગૂંથનનો ભાર ઓછો થયો નહોતો. વેણી ગૂંથવા માટે તેઓ સ્વામીની શોધ ચલાવતાં સુનંદાના આવાસમાં આવી પહોંચ્યાં, ને જોયું તો તેઓ તો પ્રેમસમાધિમાં નિમગ્ન છે.

એક ક્ષણવાર સહજપ્રાપ્ય ઈર્ષ્યા આવીને અંતર્ધાન થઈ ગઈ. ઉદારચેતા એ વિચારી રહ્યાં : "અરે, આ તો વહાલી બેન છે! મારું આપ્યું માણે છે ને!'

દેવી સુમંગલા નજીક આવ્યાં. એમના દેહમાં ભરત અને બ્રાહ્મીનાં જેવાં બીજાં બે બાળક માળો નાખી ચૂક્યાં હતાં, એટલે ગર્ભભારથી પગલાં ભારે પડતાં હતાં, છતાં એથીય આ પ્રેમસમાધિ ન તૂટે

મહાદેવીએ ખોંખારો ખાધો પણ આ તો આત્મનિમજ્જન હતું. આખરે તેમણે ઉચ્ચ સ્વરે કહ્યું :

"પૃથ્વીનાથ છે કે?"

"કોણ ?"

"હું. એક સ્ત્રી ફરિયાદે આવી છે, કૃપાનાથ !"

"શી ફરિયાદ છે ?"

"એનું ધન ચોરાઈ ગયું છે"

"કોણ ચોરી ગયું છે ?"

"એક સ્ત્રી !"

"ક્યાં છે એ સ્ત્રી !"

"ન્યાય કરનારે એની શોધ કરવી પડશે. હું તો એ ધન અને એ ચોર બંનેને નજરે નીરખું છું"

"તું નજરે નીરખે છે ?"

"હા. અને પૃથ્વીનાથ, બીજી પણ એક ફરિયાદ નોંધી લો !"

"શી ફરિયાદ ?"

"એક વૃક્ષની ચોકીદારી કોઈને સોંપી હોય, એ ચોકીદાર એને કદી પાણી પાય-કદી ન પાય, કદી એની રક્ષા કરે-કદી રખડવા ચાલ્યો જાય, તો એ ફરજથી ચ્યુત થયેલો લેખાય કે નહિ ?"

"અવશ્ય."

"તો કરો દંડ એને."

"પણ ગુનેગારને તો શોધી કાઢવા દો" સ્વામીએ કહ્યું.

"હું તો એને મારી નજર સમક્ષ નીરખું છું" મહાદેવીએ લાડમાં કહ્યું

"તો રજૂ કરો."

"રજૂ તો કરીશ, પણ શિક્ષા તો બરાબર કરશો ને ?"

"મારો ન્યાય ગરીબના પુત્ર માટે કે મારા પુત્ર માટે-બંને માટે સમાન છે."

—

"તો જુઓ, પહેલો ગુનેગાર આ." દેવી સુમંગલાએ પાસે ઊભેલી સુનંદાને બાથમાં પકડી લેતાં કહ્યું, "આ સ્ત્રી મારું ધન ચોરી ગઈ છે."

"દેવીનું ધન સુનંદા ચોરી ગઈ? તમે તો પટરાણી છો."

"હા. પૃથ્વીનાથ, એ જ એની ચાલાકી છે. સંસારમાં એણે મને મોટી બનાવી, છાપરે ચઢાવી, મારી વાહવાહ કરી અને પછી ખૂણે બેસી જે સંસારનું મૂળ હતું એને ઉપાડી ગઈ! આ ચોરી કહો તો ચોરી, ને શિરજોરી કહો તો શિરજોરી!"

"સમજ્યો તમારી ફરિયાદ. પણ દેવી, સિંહાસનના અર્ધ ભાગીદાર તમે પણ છો. તમારી ફરિયાદનો ન્યાય તમે પોતે કરો."

"મારી ફરિયાદનો ફેંસલો મારા હાથે?"

"હા, હા, તો જ તમારી ન્યાયશક્તિની કસોટી થાય ને?"

"ભલે. પણ જોજો, એ દંડ કઠોર હશે."

"ભલે"

"તો હું હુકમ કરું છું કે ગુનેગારે ગુનાનું નિમિત્ત બનનાર મારું પદ લઈ લેવું. ને એનું પદ મને આપી દેવું. આજથી એ પટરાણીપદ મને ન ખપે—બકરીના ગળાના આંચળ સમું! વ્યર્થ! ભારભૂત!"

"ઊભા રહેજો ન્યાયમૂર્તિ! મારી પણ એક ફરિયાદ છે," સુનંદાએ વચ્ચે પડતાં કહ્યું, "એકને જ સાંભળીને એકાંત નિર્ણય આપવો ઉચિત નથી."

"બંનેને સાંભળવા તૈયાર છું. અનેકાન્તમાં જ હું માનું છું."

"તો ન્યાય કરો, હે સિંહાસનપતિ, એક ગરીબ સ્ત્રીને કોઈ વસ્તુનું દાન કરી, પછી એની પાસેથી એ લઈ શકાય ખરું? દાન કરેલી ચીજ પર દાતાની માલિકી હોઈ શકે? અને માલિકી હોય તો એ દાન કહેવાય ખરું?"

"કહો દેવી, આ સામે તમારે કંઈ કહેવું છે?"

"એટલું જ કે સુનંદાએ મને એક પ્રેમભર્યું ચુંબન આપવું જે ઓષ્ઠ પરથી આટલી મીઠાશ ઝરે છે એને ચૂમી લેવાનું દિલ થાય છે." મહાદેવી આગળ વધ્યા

"દેવી, ચુંબનો ચોરવાનો તમારો હક્ક ગયો. હવે તમારા બાળક એના હકદાર પણ દેવી, હજી તમારી એક ફરિયાદ બાકી છે" પૃથ્વીનાથે દેવી તરફ જોઈને હસતા હસતાં કહ્યું

"અરે, આટલી ફરિયાદોમાં ન ફાવી તો એમાં તો ફાવવાની આશા જ ક્યાંથી? એમાં તો ન્યાયમૂર્તિ પોતે જ ગુનેગાર છે"

'તો થોડી વાર ન્યાય કરવાનો અધિકાર મને આપો," સુનંદાએ વચ્ચે પડતા કહ્યું, "દેવી, સંભળાવો તમારી ફરિયાદ"

"હે પ્રસ્થાપિત રાણીજી, આ મારી વેણીની દશા નિહાળી? એની રક્ષાનો ભાર કુમાર વૃષભ, તે આજના પૃથ્વીપતિને માથે ચિરકાળથી રહ્યો છે, પણ સિંહાસનાસીન થયા પછી તેઓ આ વેણીની રક્ષામાં મંદ થયા છે, ને છેલ્લા કેટલાય દિવસોથી તો એની સંભાળ પણ લીધી નથી."

"ભારે ગુનો! આ તો કર્તવ્ય-વિસ્મરણ કહેવાય પણ એની શિક્ષા વિચારું તે પહેલાં પ્રતિપક્ષને કંઈ કહેવું હોય તો કહી લે! શિક્ષાની જાહેરાત થયા પછી બચાવની તક નહી રહે," સુનંદાએ છટાભેર કહ્યું.

"બચાવમાં કંઈ કહેવું નથી, ન્યાયનો આદર કરું છું. ન્યાયમૂર્તિ!" પૃથ્વીનાથ ઋષભદેવે વિનયપૂર્વક અંજલિબદ્ધ થઈને કહ્યું

"તો ગુનો સાબિત છે મારું ફરમાન છે, કે પૃથ્વીનાથે પોતાનું કર્તવ્ય તાત્કાલિક સંપૂર્ણ કરવું ને ફરિયાદીની કૃપા હાસલ કરવી. ન્યાયમૂર્તિ તરીકે અમારી પણ ફરજ છે, કે એમાં સહાય કરવી.

અમે ફૂલ ચીણી લાવીશું. એટલી વારમાં વેણીગૂંથન પૂર્ણ થવું જોઈએ."

અને સુનંદા ફૂલ લેવાને મિષે બહાર ચાલી ગઈ. એ પાછી આવી ત્યારે વેણીગૂંથન સંપૂર્ણ થયું હતું

દેવી સુનંદાએ વેણીમાં ફૂલ નાખતાં કહ્યું: "હમણાં પ્રતિહારી ખબર આપી ગયો: ભરત વગેરે સરયૂતીરે ગયા છે. ચાલો, આપણે પણ ત્યાં જઈએ."

"ચાલો!" પૃથ્વીનાથે કહ્યું, ને થોડીવારમાં રાજહસ્તી પર આરૂઢ થઈ સહુ સરયૂ તરફ જતાં જોવાયાં.

## ૨૧. જલક્રીડા

**શરદની** શોભા વિદાય લઈ રહી હતી.

વસંતશ્રીનુ આગમન નજીકમા હતુ. એ આગમનના સૂચક સમા કિશોર ને કિશોરીઓ સરયૂના અગાધ જળમા ક્રીડા કરવા આવી પહોંચ્યાં હતા; સાથે કેટલાંય સમવયસ્ક મિત્રોને લેતા આવ્યા હતા.

સરયૂતટ પર આજ સવારથી ભીડ હતી. અયોધ્યાની ગજ-શાળાના હાથીઓ પણ જલસ્નાન માટે છૂટચા હતા વનના આ મહા-રથીઓ ઘણે દિવસે મુક્ત વાતાવરણમાં મહાલતા હતા, એટલે આજ કોઈના બંધન સ્વીકારે તેમ નહોતુ. તેઓએ સરયૂતીરના વાસના જંગલોમા કૂણા પર્ણ ચરીને, કમળના ડોડાનો મુખવાસ કરીને, એના સુંદર પત્રોને વેલ સાથે ઉખેડીને સરયૂના સુવાસિત જળને ફરી ડખોળી મૂક્યુ હતુ

વસંતશ્રીના સ્વાગતે આવેલા રાતી ચાંચવાળા રાજહંસો પણ આ મદઘેલા ટોળાથી દૂર રહીને તરતા હતા પેલા જલક્રીડા માટે આવેલા કિશોર અને કિશોરીઓએ પણ તટ પર બેસી સૂર્યસ્નાન કરતા કરતાં એકબીજાની દેહ પર ગોચંદન, કપૂર ને કસ્તુરી ઘસ્યાં હતાં, અને પછી હાથના આકડે આકડા ભીડી જળમા પડયાં હતા. આ બધા કિશોરોમા ત્રણ કિશોરીઓ અને બે કિશોરો સહુથી જુદાં તરી આવતાં હતાં.

થોડીએક વાર સહુ જલક્રીડામા મગ્ન રહ્યા, પણ જોતજોતામાં

કમળના વેલાઓ ને તંતુઓ તેઓના શરીરને, તેઓના કેશને વીંટી વળવા લાગ્યાં. મૂળથી ઊખડી ગયેલા કમળનાળનાં તંતુઓ તરનારના પગને વીંટળાઈ વિઘ્ન કરવા લાગ્યાં : બે–ચાર વેલાને દૂર કરી નાહવાનુ શરૂ કરે ત્યા તો બીજા બે–ચાર આવીને પગે ને હાથે નાગપાશ સમા વીંટાઈ વળે. આમ રમત જ ન જામે!

"અરે, આજ તો કંટાળો ઊપજે છે. મારુ શરીર આખું કમળનાળના તંતુથી છવાઈ ગયુ છે," એક કિશોરીએ શરીર પરથી વેલાઓ દૂર કરતાં કહ્યુ, ને સાથે ઉમેર્યું : "અરે, આવા સ્નાનથી સર્યું! હું તો આ ચાલી."

અને ચૂડા આકારની વેણીવાળી એ કિશોરી જળમા છબછબિયા બોલાવતી જળથી બહાર નીકળવા પગલા માડી રહી

"વૃષભશ્રી, ક્યા જાય છે? અરે આ હાથીઓને તો હમણાં હાંકી કાઢચા સમજો!" એક કાંતિમાન યુવક આગળ આવ્યો, અને પાણીમા તરતા તરતા આવીને વૃષભશ્રીનો માર્ગ રોકતા એણે કહ્યુ.

વૃષભશ્રી રાજા દેવયશની પુત્રી હતી, કામદેવની નિશાળમા હમણાં જ પ્રવેશી હતી. એની છટાદાર લાવણ્યરેખા સ્નાન કરવાથી વધારે ઉજ્જવળ બની હતી

"ભરત, આ હાથીઓ તો જંગલીના જંગલી જ રહ્યા." વૃષભશ્રીએ ભરતને પોતાને અનુસરતો જોઈ જરા રોફ છાટચો એના કાળા કેશ નદીના તરંગો સાથે વહી રહ્યા હતા, ને પૂર્ણચંદ્ર જેવું મો ચંદ્રના પ્રતિબિંબની આભા સમું જળની સપાટી પર તરી રહ્યુ હતુ.

"હાથીઓ તો બિચારા એમ સમજ્યા હશે કે ધોળે દહાડે સરયૂના પ્રવાહ પર આ ચંદ્રમુખ ક્યાથી?"

"ભરત, તને મશ્કરી સૂઝે છે. પણ જો ને, મારા કટિપ્રદેશની આસપાસ આ કમળની કેટલી વેલો વીંટળાઈ ગઈ! એને કાઢતાં

કાઢતાં હું તો થાકી ગઈ"

"કોઈ સુંદરીના કટિપ્રદેશ પર કમળવેલ ન વીંટાય તો શું હાથીની સૂંઢ વીંટાય? લાવ, હું દૂર કરું." ભરત ધીરેથી દૂર સર્યો, ને એણે વૃષભશ્રીને કમરથી પકડી ઊંચકી લીધી.

"અરરર, આ હાથ છે, કે હાથીની કર્કશ સૂંઢ! મારી કટિ દુઃખી ગઈ! અરે, એના કરતાં કમળવેલ શું ખોટી હતી? ભરત, હાથીઓને દૂર કરવા હોય તો કર, નહી તો મારો માર્ગ મૂકી દે!"

"ભરતે વૃષભશ્રીનો માર્ગ રોકીને તરતા તરતા બૂમ મારી: "બાહુબલી, ભાઈ, ચાલ! આપણે આ હાથીઓને સામા વનમા તગડી મૂકીએ. જો ને, પાણી કેવુ ખરાબ કરી મૂકયુ છે!"

"મને અત્યારે નવરાશ નથી. હવે બ્રાહ્મી અને સુંદરીને પકડવાનો મારો વારો છે"

"ભાઈ બાહુબલી, દાવ બે ઘડી પછી લેવાશે પહેલા પાણી તો સ્વચ્છ કરી લઈએ."

"ભાઈ, કમળનાળના તંતુઓ આડાઅવળા વેરાયેલા છે, એટલે મારે તો એ લાભમા છે. કોઈ બહુ દૂર સુધી ડૂબકી ખાઈને જતું નથી, નહી તો મારો તો દમ નીકળી જાય. આજ હુ એકલો છુ ને સામે આ બધાએ સંપ કર્યો છે પણ પાછો હઠું એમ નથી. જો ને પેલી વૃષભશ્રી! તને કેવી હેરાન કરે છે! ધુતારી તેમા ઘડીમાં એના કેશ ગૂંચાય છે, ઘડીમા એના પગ ભરાય છે. અરે, હમણા એને જ પકડી પાડુ છુ. અને પછી એનો દાવ જ પૂરો થવા નથી દેવો."

"પણ એ તો, હાથીઓને આપણે પાણીમાથી બહાર ન કાઢીએ તો, રમવાની જ ના પાડે છે."

"અરે, બડી પક્કી છે. પણ ભાઈ ભરત, એમ કર! તુ તારા મિત્રોને લઈ અડધા હાથીઓને હાકી કાઢ! એટલી વારમાં હું મારો

દાવ પૂરો કરી લઉં. પછી બાકીના અડધાને હું તગડી મૂકીશ."

"અરે, પણ એની ગણતરી શી રીતે કરશુ? અડધા કોને કહેવા?"

"વાત તો સાચી. એ ભારે માથાકૂટ આવી. પિતાજીએ આંક શીખવ્યા, પણ એ ભારે ભૂંડા છે! આ મલ્લયુદ્ધ, ગદાયુદ્ધ, મુષ્ટિયુદ્ધ, શંખ, ચક્ર ને ધનુર્વિદ્યા આવડી ગઈ, પણ એક આંક ને એક પેલી લિપિ—'બોલીએ એવું લખાય ને લખાય એવું વંચાય'—બે ન આવડ્યુ તે ન જ આવડ્યુ. એમાં તો સુંદરી ને બ્રાહ્મી બેય ભારે કાબેલ!"

"તો ભાઈ, સુંદરીને બોલાવશું?"

"ના, એ ધુતારીનો તારા તરફ પક્ષપાત છે. એ છે તો મારી સહોદરા, પણ હેત તારા પર વરસ્યું જાય છે એના કરતાં બ્રાહ્મી સારી"

"હુ જાણુ છુ. બ્રાહ્મીને તારા માટે પક્ષપાત છે. એ તો ઘણી વાર કહે છે, કે 'નીલાજના કહેતી કે બાહુબલી કામદેવનો અવતાર છે.' વળી આ કામદેવ તે કયો દેવ છે? એ મળે તો એનીય ખબર લઈ નાખુ. બ્રાહ્મી કહે છે કે એ આપણાથી મોટા, હું કહું છું એનાથી આપણે મોટા"

"હું તો એક વાત સમજું : કામદેવ હોય કે બીજા દેવ હોય, પિતાજીથી કોઈ મોટું નથી."

આ વાતમાં કોઈને વિવાદ નહોતો.

"એ હું જાઉં છુ," આઘેથી વૃષભશ્રીએ બૂમ મારી, અને પોતાના કેશ ડાબા હાથથી સમેટતી એ કિનારા ભણી વળી.

"એ ધુતારી! એમ નથી જવાનું. હમણાં હાથીઓને ખસેડ્યા સમજ! જા, ભરત! તું તારે અડધા હાથી હાંકી આવ! હું એક ડૂબકી ભેગો દાવ પૂરો કરું છું વૃષભશ્રી જાય તો મારે માથે!" અને બાહુબલી પાણીમાં ડૂબકી મારી ગયો.

ભરત પોતાના સાથીઓ સાથે હાથીઓના ટોળા તરફ ધસી

ગયો હાથીઓ કોઈનું સાભળે તેમ નહોતા, તેઓએ ભરતનુ કહ્યું ન કર્યું, બલ્કે સૂંઢમા પાણી ભરીને સામે ફેંકવા માંડ્યુ, કમળના ગોટા કાઢી કાઢીને ઘા કરવા માડ્યા

ભરતના સાથીઓ પાછા હઠવા માંડ્યા; પણ આવે વખતે ભરતનો પ્રતાપી સ્વભાવ બહાર નીકળી આવતો એની આખોમા ભયંકર અગ્નિ ભભૂકી ઊઠતો. એ દુર્જય ને દુર્ધર્ષ બની જતો એના પગમાં, હાથમા સ્વયં શક્તિ છલકાઈ ઊઠતી કોઈનો પાછો હઠાવ્યો એ પાછો હઠતો નહિ

ભરતે બે હાથે સામેથી પાણી ઉછાળવા માંડ્યુ, ને ભયંકર પ્રતિશબ્દ કરવા માંડ્યો પણ આ બે વસ્તુએ હાથીઓને વિશેષ ઉશ્કેરી મૂક્યા તેઓએ સૂંઢ ઊંચી કરીને આવાહન આપ્યુ અને તેમા પણ ગંધમાદન પર્વતમાથી તાજો જ પકડી આણેલો હાથી તો વિશેષ ઉશ્કેરાઈ ગયો

બાહુબલી વગેરે રમતમા પડ્યા હતા; ભરતના બીજા સાથીઓ પાછા હઠી ગયા હતા, પણ ભરત અચળ હતો

કાળમુખો, પહાડ જેવો હાથી એક–બે ક્ષણમાં કુમાર ભરતને હતો ન હતો કરી નાખવા આગળ ધસ્યો પણ ભરત એમ હાર કબૂલી નાસી છૂટે એવો નહોતો એ તરત પાણીમાં ડૂબી ગયો થોડી વાર બડબડિયા બોલ્યા ને હલ્લો કરીને આવતો હાથી પ્રતિપક્ષીને ન જોતા પાછો હઠ્યો.

કેટલીએક પળો સુધી ભરત ન દેખાયો, એટલે દૂર ઊભેલી સુંદરીએ ચીસ પાડી ને મદદે પહોંચવા એ પણ પાણીમા ડૂબકી મારી ગઈ સોનેરી માછલુ પાણીમા સરી જાય એમ એ અંદર સરી ગઈ. બાહુબલી ને બ્રાહ્મી રમતા રમતા દૂર નીકળી ગયા હતા, ને અત્યારે મદમસ્ત વૃષભશ્રીને ઘેરી વળી એને પકડી પાડવા મથી રહ્યાં હતા.

ગંધમાદન હાથી વિજય અનુભવતો જ્યાં પાછો ફરવા જાય છે, ત્યાં એની સૂંઢ પર જબરો મુષ્ટિ–પ્રહાર થયો. અને એ પ્રહારની સાથે તેના ગંડસ્થલ પર છલાંગ મારીને કોઈ કૂદી આવ્યું. અને પછી તો પ્રહાર પર પ્રહાર થવા લાગ્યા.

એ પ્રહાર અસહ્ય હતા. પહાડ જેવો ગંધમાદન નરમ–ઘેંશ થઈ ગયો. આગળ વધવું કે પાછળ હઠવું, એની સમજણ ન પડવાથી એ ગોળ ગોળ ચક્કર ચક્કર ફરવા લાગ્યો.

"ભરત ! તું એની સૂંઢ છોડી દે. હું દોરી જઈશ"

"અરે સુંદરી, તું અહીં ક્યાંથી ? દૂર જા. તને ચગદી નાખશે."

"ચગદ્યા, ચગદ્યા હવે ! મને કેમ કંઈ ઢીલી–પોચી સમજી ? મારી એક મુષ્ટિ પાસે ગંધમાદનનો બાપ પણ સીધો થઈ જાય !" અને સુંદરી કૂદી ગંધમાદનની સૂંઢ પર પોતાના બે હાથની ચૂડ ભેરવી, એ સૂંઢને થપેડતી, ખેંચતી, દંતશૂળોને હલાવતી તરતી તરતી આગળ વધી.

મગતરા સમાન બની ગયેલો ગંધમાદન, ચૂપચાપ સુંદરી ચીંધે એ રસ્તે આગળ વધ્યો. એના ટોળાની હાથણીઓ પણ તેને અનુસરી.

થોડીવારમાં આ જીવતા પહાડોને સરયૂની તળેટીના જંગલોમાં મીઠાં મીઠાં પર્ણ ચરવા છૂટાં મૂકી, ભરત અને સુંદરી પાછાં આવ્યાં.

અહીં તો બાહુબલીએ ભારે રંગ જમાવ્યો હતો. બધાએ વૃષભશ્રીને ઘેરી લીધી હતી, ને ચારે તરફથી પાણી ઉડાડી એને કઈ દિશામાં આગળ વધવું તે જ સૂઝવા દેતા નહોતા. પણ વૃષભશ્રી કાચી નહોતી. એ ચીસો પાડતી પાડતી એકલે હાથે સહુને હંફાવી રહી હતી. પાછાં વળીને આવતાં ભરત અને સુંદરી વૃષભશ્રીની વહારે ધસી ગયાં.

"અલ્યા, એક તરફ એક ને એક તરફ આટલાં બધાં ? આ સાચી રમત ન કહેવાય." વૃષભશ્રીનો બચાવ કરતાં ભરતે કહ્યું.

"એ જ સાચી રમત કહેવાય તો જ રમનારમાં કેટલું પાણી

છે, એની ખબર પડે એકની સામે એક આવે, એમા જીતવામાં કે હારવામાં શી બહાદુરી ?" બાહુબલીએ જોરથી પાણી ઉડાડતાં કહ્યુ .

"એ બહાદુર નર, પેલા હાથી હાંકવાના હજી બાકી છે, તે હાંકવા જા ને, એટલે બધી ખબર પડે," સુદરીએ કહ્યુ

"ભરત અડધા હાથી હાકી આવ્યો ?" બાહુબલીએ પૂછ્યુ

"જોતો નથી ?"

"અરે, એ તો રમતા રમતા લીલા લીલા વાસનાં પાંદડા ખાવા આપમેળે ચાલ્યા ગયા હશે "

"જા રે જા ! તેં જોયુ હોત તો ભરતના ભુજબળની ખબર પડત ! પેલો ગંધમાદન આજ તારા જેવાને તો કોળિયો કરી ગયો હોત ! તારુ નામ ભલે બાહુબલી છે, પણ નામ મોટા ને ગુણ છોટા !" સુદરીએ ટકોર કરતા કહ્યુ

"અરે, એમા ભુજબળની કયા જરૂર છે ? આ જગલીઓને વશ કરવા એ તો રમત વાત છે"

"બાહુબલી, બહુ ગર્વ ન કર બોલે છે તેવુ એક વાર કરી તો બતાવ ! એકલે હાથે તો મારા માટે પણ એ મુશ્કેલ હતુ એ તો આ બળવાન સુદરી મારી મદદે—"

"બસ કર, ભરત ! ભારે લુચ્ચાં છો તમે બેય ! તુ સુદરીના વખાણ કર, સુદરી તારાં વખાણ કરે, મને એવી જરૂર નથી તમે બધા રમો હુ હમણા એકલે હાથે હાથીઓને ખસેડીને આવ્યો સમજો.!"

ને બાહુબલી તરત ડૂબકી મારી ગયો થોડી વારમા એ કિનારા પર દેખાયો, ને ત્યાથી દોડતો સામે વાસના જગલોમાં ચાલ્યો ગયો.

ભરત વગેરે રમતમા મશગૂલ બની ગયા.

થોડી વારમા જંગલમાથી ચળાઈને આવતા હોય તેવા વીણાના સ્વરો આવવા લાગ્યા. જળ પર તરતા તરતા આવતા એ સ્વરો ગૂઢ

ને સંવાદી હતા; વાતાવરણને ધીરે ધીરે માધુર્યથી ભરવા લાગ્યા.

તોફાને ચઢેલા હાથીઓના યૂથે એ સ્વરો સાંભળી સૂંઢો ઉછાળવી બંધ કરી. એમણે એ વીણાની દિશામાં કાન માંડયા.

રમનારાઓએ પણ રમત છોડી દીધી.

સ્વરો ધીરે ધીરે વધુ ઘૂંટાવા લાગ્યા. કોઈ માતા બાળને બોલાવતી હોય, કોઈ વ્યાકુળહૃદયા વિયોગણ વહાલાને આમંત્રતી હોય, એવા નિગૂઢ સ્વરો તેમાંથી છૂટી રહ્યા હતા.

"અરે, કોઈ હસ્તીકાન્ત વીણા બજાવી રહ્યું છે. પર્વતવાસી સિવાય એ કોને આવડે?"

રમનારાંઓ રમી પણ શકતા નહોતા, કે સ્વરોને છોડી પણ શકતા નહોતાં. સહુની આગેવાની હાથીઓએ કરી કોઈના સ્વાગતે જતા હોય તેમ, બધા હાથી સૂંઢ નીચી નમાવી સ્વરોની દિશામાં ચાલ્યા.

"અલ્યા, બાહુબલી ક્યાં છે? આ હાથી તો એમ ને એમ ચાલી નીકળ્યા!"

"બાહુબલીની શરત બાકી રહી. વળી કોઈ દહાડો એણે પૂરી કરવી પડશે." સુંદરીએ ચુકાદો આપ્યો.

"ચાલો, ચાલો, આ સ્વરવાહકને નિહાળીએ તો ખરા! ભારે આકર્ષક છે."

"ના, નથી જવું અહીંથી સંભળાય છે ને! હું થાકી ગયો છું" ભરતે કહ્યું.

"હું પણ થાકી છું. એક તો હસ્તિયુદ્ધ અને તે પણ પાણીમાં! કરે એને ખબર પડે," સુંદરીએ ટેકો આપ્યો.

બ્રાહ્મી તો પગનાં આંગળા વડે પૃથ્વી પર કંઈ સંકેતચિહ્નો કરી રહી હતી.

"અરે બ્રાહ્મી, ચાલ જો જેને ન આવવુ હોય એ ન આવે. આપણે તો જઈએ," વૃષભશ્રીએ કહ્યુ

"ચાલો," બ્રાહ્મીએ ટૂંકો જવાબ વાળ્યો.

"અમને મૂકીને ?" ભરતે વૃષભશ્રીને જની જોઈને કહ્યુ.

"ના, ના શા માટે તમને પડતા મૂકવા ? અમે હજી તાજાં જ છીએ અરે, બ્રાહ્મી, તુ સુદરીને તેડી લે હુ ભરતને ઉપાડી લઉં છું. બિચારાઓએ આજે ભારે કામ કર્યું છે ને !"

બધા સ્વરોની દિશામા ચાલ્યા. પણ આ ટોળુ ત્યા પહોચે તે પહેલા તો હાથીઓ ત્યા પહોચી ગયા હતા, ને હવામા ધીરી ધીરી સૂંઢ હલાવતા ઝૂમતા ઊભા હતા અને પેલો ગંધમાદન તો એ સ્વર-વાહકને ઉપાડી, પીઠ પર ચઢાવી, શાત ઊભો ઊભો અડધી બિડાયેલી આંખે સગીતની મજા માણી રહ્યો હતો.

ભરતને તેડીને વૃષભશ્રી, અને સુદરીને તેડીને બ્રાહ્મી સાથીદારો સાથે ત્યા પહોચ્યા. પણ જોયુ તો બાહુબલી પોતે હસ્તિકાન્ત વીણા બજાવી રહ્યો હતો. અરે, પર્વતવાસિની સુનદાના પુત્ર સિવાય બીજું કોણ આવી મીઠી વીણા બજાવી શકે ?

સહુ સ્તબ્ધ બનીને ઊભા રહ્યા કાળ ને અવસ્થા, મનુષ્ય અને પશુના ભેદ જાણે ભુલાઈ ગયા.

સ્વરો વહેતા રહ્યા. અતે ધીરી ઝણઝણાટી સાથે વીણા થભી.

ઊંઘમાથી જાગતાં હોય એમ સહુ જાગ્યા વૃષભશ્રી હજી ભરતને ખભા પર ઉપાડીને ઊભી હતી; ને ભરત પોતે સ્વરોની સાથે પોતાની આગળીઓ ડોલાવતો વૃષભશ્રીના માખણશા કુમળા ગૌર ગાલો પર ધીરી ધીરી થપાટ લગાવી રહ્યો હતો.

સ્વરધેન પૂરુ થયું હતુ

"જો લુચ્ચો, એક તો ખભા પર ચઢાવીને લાવી, ને વળી આ તોફાન !" વૃષભશ્રીએ ક્રોધમાં ભરતને નીચે પછાડયો. "જા આજે પિતાજીને કહી દેવાની."

"હું યે પિતાજીને કહેવાનો છું, મારે સહોદર સખા તરીકે વૃષભશ્રી જોઈએ છે ! આ બ્રાહ્મી તો જો ને ! જાણે ઠૂંઠું માટલું ! સહોદર તો જરા તારા જેવું મારકણું, જરા તોફાની હોય તો મઝા આવે."

"તે તારે દેવી સુમંગલાને કહેવું હતું. કે એને પેટ મને જન્માવે. જરા શરમ તો રાખ ! કોઈની સહોદરાને પોતાને માટે લઈ જવી છે ! પૃથ્વીનાથનો પુત્ર થયો, તેથી શું ? અરે, ફરિયાદ કરીશ તો હાડકાં ખોખરાં થઈ જશે !"

વીણાના સ્વરો થંભી ગયા હતા. બાહુબલી કૂદીને બધાની વચ્ચે આવી ઊભો, હસતો હસતો બોલ્યો :

"કહો, શરત પૂરી થઈ ને ?"

"જરૂર. અને તું જીત્યો, ભરત હાર્યો," બ્રાહ્મીએ કહ્યું.

"કેમ ?" ભરતે વાંધો લીધો.

"તેં બળનો ઉપયોગ કર્યો: એણે પ્રેમનો ઉપયોગ કર્યો." બ્રાહ્મીએ કહ્યું.

"જૂઠી વાત. દુનિયામાં બળિયાના બે ભાગ છે. અરે, વીણા વગાડી એમાં તે શું વીરત્વ દાખવ્યું ?"

"વીરત્વ એમાં જ છે."

"જૂઠી વાત."

"તો ચાલો આપણે પિતાજી પાસે ન્યાય કરાવીએ. જો, એ આવે—ને માતાજી પણ સાથે છે."

દૂરથી પિતાજી, મહાદેવી સુમંગલા અને સુનંદા સાથે, આવી રહ્યા હતા. જલક્રીડા કરવા ગયેલા કુમારોને શોધતા શોધતા તેઓ અહીં આવી પહોંચ્યા હતા. બધા કુમારો દોડીને ત્રણેને વીંટળાઈ વળ્યા. બટકબોલી વૃષભશ્રીએ આજની બધી વાત વિસ્તારીને કહી દીધી, ને છેવટે કોણ જીત્યું તેનો ન્યાય કરવા પૃથ્વીનાથને કહ્યું.

"આજનું ન્યાયાસન દેવી સુમંગલા ને સુનંદાના હાથમાં છે. મહાદેવી, ચુકાદો આપો !"

"એમાં ચુકાદો શું આપવો'તો ?" મહાદેવી સુમંગલા બોલ્યાં, "શું રાજા વૃષભધ્વજની એ આજ્ઞા નથી કે પ્રજાના કે જગતના શાસન માટે શ્રદ્ધા કે પ્રેમનો ઉપયોગ સર્વશ્રેષ્ઠ છે. જગતને વશ કરવા માટે બળ વાપરવું પડે, એ માર્ગ ભલે કોઈ પળે અનિવાર્ય હોય, પણ કનિષ્ઠ તો ખરો જ ! મારી દૃષ્ટિએ બાહુબલી જીત્યો."

બ્રાહ્મી પોતાનો વિજય થતો જોઈ નાચી ઊઠી. ભરતનો ચહેરો લાલઘૂમ થઈ ગયો. પરાજય-હાર એને મન મૃત્યુ જેવી વસ્તુ હતી. એ મહત્ત્વાકાંક્ષી કુમાર લેશ પણ ઘસાતું સાંભળી ન શકતો.

વૃષભશ્રીએ પણ ભરતને દબાવવાની તક જોઈને કહ્યું :

"પૃથ્વીપતિ, અને આ ભરત મને સહોદરા બનાવવાની વાત કરતો હતો."

"કોણ ? ભરત ?" ને પૃથ્વીનાથે પોતાની આંખો એક વાર વૃષભશ્રી પર ને બીજી વાર ભરત પર ઠેરવી. એ દૃષ્ટિમાં શાપ હતા કે આશીર્વાદ, એ કંઈ ન સમજાયું. ભરતને પૃથ્વી માર્ગ આપે તો સમાઈ જવાનું મન થયું.

"ભરત, આમ આવ !"

ભરત-પ્રતાપી કિશોર-ધ્રૂજી ઊઠ્યો.

વૃષભશ્રી દોડી આવીને બોલી : "ના સ્વામી, એને દંડ ન દેશો.

એ તો હુ એને વધુ વહાલ કરુ છું, એટલે બોલ્યો હશે. હુ માફ કરું છુ "

"હુ માફ નથી કરતો," અને આ શબ્દોએ સહુને સ્તબ્ધ કરી મૂકયાં ન જાણે હમણા શુ થશે ? પણ ગંભીર બનેલુ પૃથ્વીનાથનુ મોં એકદમ મલકી પડયુ . "વૃષભશ્રી, તુ ભરતને વહાલ કરે છે, કેમ?"

વૃષભશ્રીને હા કહેવી કે ના, કંઈ ન સમજાયું. એ રડવા જેવી થઈ ગઈ.

"હું જાણુ છુ, તું વહાલ કરે છે, તુ જ ભરતની સખી બનીશ આજે જ રાજા દેવયશને કહેણ મોકલુ છુ "

કોઈને આ વાત ન સમજાણી અરે, આ વાત આજ પહેલાં કદી બની છે કે બનશે! એક માને પેટ જ બે જન્મ્યા એ જ સહોદર—એ જ સખા ને એ જ પતિપત્ની ! આજે સ્વય નીતિ-ન્યાયના સ્રષ્ટા ને દ્રષ્ટા પૃથ્વીપતિ પોતે આવી વિચિત્ર વાતો કાં કરે? શુ એ વિચિત્રતામાં પણ કંઇ વિલક્ષણતા ભરી હશે?

તર્કવિતર્ક કરતા સહુ પાછા વળ્યા.

વૃષભશ્રી ઢીલી ઢીલી પાછળ ચાલતી હતી. ભરતે એના ભારે નિતંબ પર નાની એવી ચૂટી ખણતા કહ્યુ :

"કોણ જીત્યું આજે ? ભરત કે બાહુબલી ?"

વૃષભશ્રીએ હાથમાં રહેલું લીલા-કમળ ભરતના મોં પર માર્યું. કમળની પાંદડીઓ એ મુખ પર વરસી રહી.

## ૨૨. યુગલિકધર્મ-નિવારણ

અયોધ્યા નગરીમા આજે બે બનાવો વિષે છૂટથી ચર્ચા થતી હતી એક, ખુદ પૃથ્વીનાથે ભરતની સખી બનાવવા માટે રાજા દેવયશની સુદર પુત્રી ઋષભશ્રીનુ માગુ કર્યુ તે, અને બીજુ, મહાદેવી સુમગલાએ ગઈ કાલે જે યુગલનો જન્મ આપ્યો તે

આ સસારમા યુગલ (જોડકા) તો અવતરતા, પણ નવી નવાઈની વાત આ યુગલમા એ હતી, કે બન્ને પુત્ર હતા! એક પુત્ર અને બીજી પુત્રી ન હોય તો એ યુગલ કેમ કહેવાય? બને જીવનના ધર્મો કઈ રીતે અદા કરે?

આ બે વર્તમાન પર પ્રજા કઈ કઈ તર્ક-વિતર્ક કરતી અરે, હવે આ નવા સસારમા કેમ રહેવાશે? પુરુષ સ્ત્રી વિના કેમ જીવી શકશે? અને પારકા ઘરની સ્ત્રી લાવીને રાખતા એ પોતાની કેમ કરીને બનશે? જીવવાનુ સાથે, ખાવાનુ સાથે, મહેનત-મજૂરી કરવાની સાથે, ને કોઈ પારકી જણી સાથે એ શી રીતે બનશે?

"અરે, એક માતાના પુત્ર-પુત્રી તો સાથે નગ્નદેહે ફર્યા હોય, રમ્યાં હોય, સાથે સૂતા હોય, સાથે રહી રહીને એક બીજાની લાજશરમ તૂટી ગઈ હોય એની સાથે યથેચ્છ વર્તી શકાય. ને આ તો પારકી જણી ને પેલો પારકો જણ્યો! મોકળે મને વાતચીત પણ શી રીતે થાય?" એક સ્ત્રીએ પોતાનો મત આપ્યો

"આ તો નવો ચીલો પાડ્યો. પોતાનુ હોય એ બીજાને આપી

દેવુ ને બીજાનુ લઈને પોતાનુ કરવુ આપણો સહોદર ક્યાંની કોઈ સખીને શોધે ને આપણે આપણો સખા સગે હાથે બીજાને સોંપી, નવો સખા શોધવા નીકળીએ. હાથમાનુ આમ્રફળ બીજાને આપવુ, ને પોતે વળી બીજા આમ્રફળની શોધમા નીકળવુ ! આજ સુધીની પૃથ્વીનાથની બધી વાતો સારી, પણ આ એક કંઈક ખોટી !" શ્રદ્ધાધન યુગલિકો બોલવા લાગ્યા.

"અરે, એ તો ઠીક, પણ એક નવી વાત મેં સાંભળી છે." એક જરા બટકબોલી સ્ત્રીએ આંખનો ઉલાળો કરતા કહ્યું, પૃથ્વીનાથ ઋષભદેવ કહે છે, કે અમુક ઉંમર, અમુક સમય ને અમુક ક્રિયા કર્યા વગર કોઈ જુવાન ને જુવતી કામક્રીડા આચરી ન શકે"

"અમુક ક્રિયા એટલે શુ ?

"યજ્ઞ જેવું, ગૃહઅગ્નિ જેવા પવિત્ર અગ્નિમાં મધુ, દર્ભ, હોમીને પાંચ વડીલો સમક્ષ એકબીજાના હાથ પકડી કંઈક બોલવું."

"અરે, એમાં લાજ–શરમ ન આવે? આવી વાતોના તે કાંઈ ઢોલ વાગતા હશે ? માણસને ભૂખ લાગે ને ખાય, એમાં વળી વિધિવિધાન શા ? આ તો આપણા કુળકરોની વાત છે, નહી તો બીજે પશુની જેમ જેને જે ગમે તેની સાથે આનંદ કરે, ને છૂટા પડે. કેટલેક સ્થળે એક સમૂહ અંદરોઅંદર યથેચ્છ પોતાની ઇચ્છા તૃપ્ત કરી લે. પણ આપણી વાત જુદી છે આપણા પૂર્વજો કરતા હતા, એમ આપણે કરતા આવ્યાં છીએ પણ, એ વાતને કંઈ સમય કે મર્યાદા હોય ? અરે, મારી જ વાત કહુ ? અમે નાનાં હતા ત્યારે રમતા ફરતાં; સાથે રંગીએ તોય, સાથે રમીએ તોય રોમાંચ ન થાય. એક દહાડો એક વૃક્ષની છાયમા કોઈ યુગલને નીરખ્યુ ને અમને જાણે અંદરથી કોઈએ પ્રેરણા કરી. અમે એકબીજાનાં ભૂખ્યાં બન્યાં, ને જાગેલી મનની ક્ષુધા તૃપ્ત કરી. પાછાં હતાં તેવાં ને તેવા. ટૂંકી ને ટચ વાત; એમા વળી આ ફજેતા શા ?"

આમ પ્રજાજનો જુદી જુદી રીતે પોતપોતાનો નિર્ણય આપી રહ્યા હતા, ત્યા તો કોઈ બૂમ પાડતુ સંભળાયુ :

"પ્રજાજનો ! આજે રાજસભામા આવજો પૃથ્વીનાથ સ્ત્રી–પુરુષ વિષે કઈક કહેવાના છે."

સાચી વાત હતી. ગઈકાલે પ્રવાસથી પાછા ફરેલા મહાસેનાનાયક સુયોધ પોતાની સાથે સ્ત્રીઓનુ મોટુ ટોળુ લઈને આવ્યા હતા સાથે સાથે તેઓ કઈ ખાસ નિવેદન પણ કરવાના હતા દીર્ઘ તેમનો પ્રવાસ હતો, અદ્ભુત તેમના અનુભવો હતા ખરેખર વિચિત્ર હોવી જોઈએ તેમની વાતો

ચાલો, વહેલા, આજની સભામા ભારે રગત જામશે.

લોકોએ કલ્પેલી દેવસભા જેવી એ સભા હતી પૃથ્વીનાથ દેવી સુમગલા સાથે સિહાસન પર બિરાજમાન થયા હતા. એક બાજુ ભરત ને સુદરી, બીજી બાજુ બ્રાહ્મી ને બાહુબલી બેઠાં હતા વૃદ્ધ પિતા નાભિદેવ હવે ભાગ્યે જ શય્યાસન છોડી શક્તા સુનદા પણ ધીરે ધીરે ગળતા કૃષ્ણપક્ષના ચદ્રની જેમ ક્ષીણ થતી હોવાથી ભાગ્યે જ જાહેરમા આવતી

પડછદ સુયોધ ખડો થયો ત્યારે આખી સભા શાન્ત થઈ ગઈ સુયોધ પ્રવાસી યોદ્ધો હતો. અષ્ટાપદની એની યાત્રા અનેક દત-કથાઓથી ઊજળી બની હતી; ને એ પછી તો ગમે તેવા અજાણ્યા પ્રદેશમાં વિચરતા એના હૈયામાથી કપ નીકળી ગયો હતો સતત પ્રવાસી જીવન ગાળવાથી એની વેશભૂષા ને વાણીમા ઘણુ પરિવર્તન થઈ ગયુ હતું એણે છાતી પર કાળિયારના મુલાયમ ચામડાના કબજા જેવું કઈ પહેર્યું હતુ, ને અર્ધા ભાગ પર સિહચર્મનુ ઉપવસ્ત્ર હતુ પગમા મગરના જાડા ચામડાના ઉપાનહ હતા એણે છટાથી કાપેલા પોતાના ટૂંકા વાળ સુગધી જબાકુસુમના તેલથી સીચ્યા હતા તેના કાનમા શ્વેત શખના અલકાર હતા, હાથમા શણગારેલી

મોટી ગદા ને કેડે દેવમાછલીના હાડકાની અણીદાર છરી હતી. એણે માથે રૂપાળા પંખીના પીછાં ને દૂધિયા રંગના હાથીદાંતના ટોપકાવાળુ શિરછત્ર પહેર્યું હતું.

એણે બે હાથ જોડી પ્રણામ કરતા પોતાનુ નિવેદન શરૂ કર્યું :

"ભગવાન, માનવોદ્ધારના કાર્યમા મારી સેના સાથે હુ સપાટ મેદાનો, હરિયાળા ડુંગરો, ઊંડી ખીણો ને ભયંકર ગિરિકંદરાઓમા ફર્યો ધગધગતા લાવારસ, ભભકતો વડવાનળ ને જલતા જ્વાળામુખીવાળા પ્રદેશમા પણ મે પ્રવાસ કર્યો, ને એવા સંજોગોમા પણ માનવી જીવતાં જોયા. જ્યા અજગરોની વસ્તી એટલી બધી વધી ગઈ છે, કે ચાલતાં-ફરતા તેઓ એકબીજામા અટવાઈ જાય છે, ત્યા પણ મે માનવ વસતા ભાળ્યા ને જ્યાના સિંહ-વાઘ સહુથી મિષ્ટ ખોરાક માનવીનો શોધવા દિવસ-રાત જલાશયોના તીરે ભટક્યા કરે છે, ત્યા પણ માનવીને જોયા વિચિત્ર એમના શરીરો ! કોઈને માથે શિંગડા, કોઈને પાછળ પૂછડા ! વાનર કહો, કિંનર કહો કે નરવાનર કહો—એવા એ ! પણ ભગવાન, જેટલુ એ બધાનુ જીવન જુદુ એટલુ જ એકબીજામાં મળતાપણું પણ જોવાયુ. માખીને મારવાથી ડરનાર અહિંસકો અને મનુષ્યવધ એ જેમનો રોજિંદો વ્યવસાય છે, એ હિંસકો—બંનેમાં કંઈક સામ્ય જણાયુ "

"માણસમાત્ર સમાન છે, સુબોધ ! જાતથી એ ભલે જુદો હોય પણ હૃદયથી તો માનવ એક જ છે "

"સાચી વાત છે, પ્રભુ ! આપની આજ્ઞા મુજબ માનવોદ્ધારનુ કાર્ય મે ત્યાં આરંભ્યુ ભય, પ્રેમ ને શ્રદ્ધા સાથે તેમની સાથે લડ્યો, ઝઘડ્યો અને તેમને મારામા શ્રદ્ધા રાખતા કર્યા પણ પ્રભુ, અદ્ભુત હતા એ માનવીઓ ! વિચિત્ર હતી એમની રુચિઓ ને વિલક્ષણ હતા એમના રિવાજો!

"કેટલેક સ્થળે માનવબાળ વરુઓને ધાવતા જોયા : વરુ ને માનવબાળ સાથે જીવે ને સાથે શિકાર કરે ! એક ઠેકાણે તો મારા

હાથથી પણ નાના નાના ઠિંગુજી માનવીઓ હરતાં ને ફરતાં જોયા હસવા જેવા ઠિંગુજીઓ! દેવમાછલીના હાડકાની હોડીમા રાત્રે એ ફરે, શેવાળના વસ્ત્રો પહેરે, ને નાહવાને બદલે એકબીજાના દેહ જીભથી ચાટી સાફ કરે શુ અજબ સૃષ્ટિ!" સુબોધ આશ્ચર્યની રેખાઓ મુખ પર લાવતો થોડીવાર થોભ્યો, ને વળી એણે આગળ ચલાવ્યું.

"એક ઠિંગુજીને હુ સાથે લાવ્યો હતો; પણ બિચારો ઊંચા ઊંચા માણસો જોઈ, શોક ખાઈને આખરે મરી ગયો! દક્ષિણના પ્રદેશમાં વળી ઊંચા ઊંચા માનવીઓ જોયા—સાઢિયા જેટલી એમની ઊંચાઈ! એમનુ ઘર એમની પીઠ પર દિવસ એ એમની રાત; રાત એ એમનો દિવસ રાતે તારા જોયા કરે ને ચાલ્યા કરે સોનેરી વાળવાળી એમની સ્ત્રીઓ રાતે મીઠુ મીઠું ગાય. પણ બહારના માણસ ભારે ખારીલા—દીઠા ન મૂકે! એક પ્રદેશમા તો ગરમીથી બફાઈ ગયા. અને ત્યા વળી જુઓ તો અગ્નિની આસપાસ બેસીને લોકો નાચતા હતા. કોઈ ઝાડ ખાય, કોઈ લોહી પીએ, કોઈ અગ્નિ ફાકે"

"સુબોધ, માણસ પરિસ્થિતિને વશ છે"

"સાચુ છે દેવ! એ બધુ તો ઠીક, પણ એક પ્રદેશ તો એવો જોયો કે જ્યા માતા અને પુત્ર બને સખા તરીકે રહે ને સતાનને જન્મ આપે. પાચ પુત્ર ને પાચ પુત્રી હોય તો મા પુત્રોને પુત્રીઓના આકર્ષણમાથી મુક્ત કરવા પુત્રીઓને મારી નાખે, ને ક્રમગત યુવાન થતા પુત્રોથી માતા પોતાની લાલસા તૃપ્ત કરે! અરે કેટલેક સ્થળે તો પ્રભુ, પુત્ર પોતે જ વૃદ્ધા માતાથી કટાળી એનો ઘાત કરી નાખે! અને આથી ઊલટું વળી બીજે હોય આ વાતથી મને મોટી ચીડ ચડી. મે તેઓને ખૂબ શિક્ષા કરી."

"અજ્ઞાન એ પાપનું મૂળ છે પાપી તરફ ક્રોધ નહીં, પણ દયા હોય, સુબોધ! મારવા કરતાં સુધારવામા ઘણું શ્રેય છે, જોકે એમા

ઘણો શ્રમ જરૂરી છે; શ્રદ્ધા પણ આવશ્યક છે પ્રત્યેક જીવના વિકાસમા આપણને શ્રદ્ધા હોવી જોઈએ.

"પ્રભુ, એ દયા હજી મને સમજાણી નથી. પણ એક મુશ્કેલ વાત મારી સામે આવીને ઊભી છે. કુળોનો પ્રચાર કરતાં અનેક સંગ્રામો ખેડવા પડ્યા એમાં પુરુષો કરતા સ્ત્રીઓ વધુ ઝનૂની હતી. એને હરાવતાં મારે ખૂબ વેઠવું પડયુ. મહામહેનતે એમને કબજે કરી, પણ કબજો કર્યા પછી તો કોયડો વધુ મુશ્કેલ બન્યો. પ્રભુ, ગમે તેટલુ એમને સમજાવી, પણ એ કુળમાં ભળી ન શકી. એનુ શુ કરવું ?"

"બધું થઈ રહેશે. એક કૂદકે કંઈ ડુંગર ઓળગાય છે ? જેટલી મોટી મુશ્કેલી, એટલુ જ ઉત્તમ માર્ગનુ દર્શન ! આજે તારા પ્રવાસ-વર્ણન પછી મારે એ જ વાત કરવાની છે"

"પ્રભુ, હવે મારે વિશેષ કંઈ કહેવાનુ નથી પણ કેટલાક કુળોમાં જે કોયડો ઊભો થયો છે, તેનુ હુ નિવેદન કરુ છુ : કેટલેક સ્થળે ઝનૂની ને તાકાતવાન સ્ત્રીઓએ પોતાના કુળને મજબૂત બનાવ્યાં છે પુરુષ ત્યા આપોઆપ ગૌણ પડી ગયો છે અને ગૌણ બનેલી વસ્તુ હમેશા વધતી જાય છે સ્ત્રીઓ ઘટતી ચાલી ને પુરુષો વધતા ચાલ્યા છે. એક સ્ત્રી અનેક પુરુષ સાથે રહે છે અને સ્વામી, ઘણાખરા કુળોમા પુરુષો અલ્પ છે, ને સ્ત્રીઓ વિશેષ છે. આહારની શોધમા શિકારમાં, એ માટેના યુદ્ધમાં, હમણાં કરેલી ખેતીમાં જાનવરો સામે લડતા પુરુષો ઓછા થતા ચાલ્યા છે પ્રભુ ત્યા એક પુરુષ અનેક સ્ત્રીઓને રાખે છે.*"

---

* યૂરોપમાં-ખ્રિસ્તી ધર્મમાં-એક પત્નીનો કાયદો છે છેલ્લા યુદ્ધ પછી, નરજાતિના મોટા સંહાર પછી, ઘણી સ્ત્રીઓ વધી પડી હતી પણ કાયદેસર કોઈ પણ બે પત્ની ન કરી શકવાથી ઘણી સ્ત્રીઓને વેશ્યાવૃત્તિ આચરવી પડી હતી. બહુપત્નીના રિવાજ પાછળ મૌલિક તત્ત્વ લૈંગિક સ્વેચ્છાને જાળવવાનું હોવું જોઈએ.

"સાચુ છે, સુબોધ ! મનુષ્યસ્વભાવ પણ પશુસ્વભાવને મળતો જ છે. એને સસ્કાર મળે તો જ ઉત્તમ થાય. તુ જાણે છે, મધ-પૂડામા એક જ નારી હોય છે ને નર અનેક હોય છે અને હાથીઓનાં જગલોમાં તું ફર્યો છે. ત્યા એક જ નર-હાથી ને અનેક માદા-હાથિણીઓ હોય છે. ત્યાં પરાક્રમશીલ એક નરને અનેક નારી વરે છે. હરણોના ટોળામા પણ નીરખ્યુ છે ને ? એક કાળિયાર અનેક મૃગલીઓનો સ્વામી હોય છે અને એથી વિપરીત, વનનો રાજા સિંહ એક જ સિંહણને પોતાની કરે છે, અને એથી પણ આગળ વધીએ તો પેલા સારસ ને સારસી એક જ છે. એક મરે તો બીજુ પાછળ પ્રાણ આપી દે છે ઉત્કટ પ્રેમનુ એ દૃષ્ટાંત છે. એમ મધપૂડાની નારીની જેમ પણ કુળ વર્તે છે ક્યાક હાથી ને કાળિયારના ધર્મો માનવકુળમા આચરાય છે. વળી ક્યાક સિંહનો ધર્મ ને ક્યાક સારસનો ધર્મ આચરાય છે"

"એ વાત સાચી પણ.. " મહાસેનાનાયક સુબોધ બે ઘડી કંઈ ગણતરી કરવા થોભ્યો "સ્વામી, સારસ-સારસીના ધર્મ વ્યક્તિપરત્વે સાચા હશે, પણ આજે તો કુળમા વસતીની જરૂર છે ખેતીનો વિસ્તાર થઈ ગયો છે, રાજ્યનો સીમાપ્રદેશ અમર્યાદિત રીતે વધતો જાય છે. એ વેળા માનવોની અછત કેમ પાલવે ? આજે સખ્યાની જરૂર છે અને એ માટે મધપૂડાની રાણીના ધર્મ કરતા, હાથીના ટોળાના ધર્મની મને ખાસ જરૂર લાગે છે" સુબોધ જાણે સ્વામીની પાસે અનુભવી બની ગયો થોડીવાર થોભીને પાછો એ બોલ્યો .

"અવિનય લાગે તો સેવક ક્ષમાનો હકદાર છે, પણ પ્રભુ ! એક સ્ત્રી પાંચ પુરુષને પરણે અને એક પુરુષ પાચ સ્ત્રીને પરણે, આ બેમા પહેલા કરતાં બીજો પ્રકાર આજના કાળમાં ઉત્તમ છે ૭ વર્ષમા પહેલા પ્રકારથી લગભગ પાંચ બાળક મળે, ત્યારે બીજા પ્રકારથી લગભગ ૨૦ થી ૨૫ મળે. માનવોદ્ધાર માટે માનવીની ખૂબ જરૂર

છે ધરતી આખી વણખેડાયેલી પડી છે, વળી સંગ્રામમાં નર ઘણા હણાયા છે, નારીની છત પણ ઘણી છે. મારા અભિપ્રાય પરત્વે આપનું મંતવ્ય માગું છું, પ્રભુ."

"દેશ-કાળને અનુલક્ષીને તારું કથન સત્ય છે આવશ્યકતા પ્રમાણે પરિવર્તન થયા જ કરે છે પરિવર્તનમાત્ર પાપ નથી, પણ એ પરિવર્તનમાં જીવનનું સાચું મૂલ્યાંકન હોવું ઘટે આજનું સારું આવતી કાલે ભલે ખોટું ઠરે; પણ એની પ્રામાણિકતા 'આજ' માટેની ઉપયોગિતામાં છે. આથીય વિચિત્ર માનવજીવનો પૃથ્વીપટ પર વિસ્તરેલાં છે પરિસ્થિતિએ એમને ચિત્ર કે વિચિત્ર બનાવેલાં છે આજે મારે જે કહેવાનું છે, એ આ અંગે જ કહેવાનું છે"

"કહો, પ્રભુ! મારું કથન સમાપ્ત થયું છે મારો સંશય ટળી ગયો છે"

સ્વામીએ જરા ટટ્ટાર થતાં કહ્યું :

"સભાજનો, તમે સપુષ્પા વનસ્પતિ જોઈ છે ને! એના પર પુષ્પો આવે છે, એમાં નર પણ હોય છે ને માદા પણ હોય છે. છતાં તેઓ પોતાના દ્વારા ફળ પેદા કરતાં નથી. જેઓ વનજીવનના જાણકાર છે, તેઓ કહેશે કે કોઈ દહાડો મધુ પીવા મધમાખો કે પતંગિયાં આવશે ત્યારે એ ફળશે. આનો અર્થ શું, એ તમે જાણો છો? નરપુષ્પ અને નારી પુષ્પ પાસે રહ્યાં છતાં સમજાતીય સંયોગ કરતાં નથી પેલાં રૂપાળાં પતંગિયાં નરપુષ્પમાંનું પુંકેસર લઈ ઊડી જાય છે ને દૂર દૂર ઊગેલા કોઈ નારીપુષ્પના સ્ત્રીકેસરમાં મૂકી દે છે, અને પછી ફળનો જન્મ થાય છે પુંકેસર ને સ્ત્રીકેસરની ફેરબદલી કરનાર મધુમક્ષિકા કે રૂપાળાં પતંગિયાં આમ પુરોહિતનો ધર્મ અદા કરે છે, ને પુરસ્કારમાં મધુ પામે છે. કેટલીક વાર પવન પણ પુરોહિતનો ધર્મ આચરે છે"

"આપની વાત સાચી છે. પણ આપનું કથન શા માટે છે,

તે ન સમજાયું ”

“એ જ સમજાવું છું જેમ એક જ વૃક્ષ પર ઊગેલા નરપુષ્પ ને નારીપુષ્પ પરસ્પર સંયોગ કરતા નથી, ને અન્ય કોઈની અપેક્ષા રાખે છે, એમ સ્ત્રી અને પુરુષોમાં પણ બનવું ઘટે એક માતાના બે સંતાનો ભાઈ અને બહેન કહેવાય એ વચ્ચે સંયોગ ન શોભે !”

“શા માટે ન શોભે ? પ્રભુ, એ માટે તો કુદરત બેલડાં જન્માવે છે.”

“એ કાળ ગયો હવે બેલડાં નહીં જન્મે; જન્મશો તો અપવાદ રૂપ. કુળોની ઉન્નતિ માટે, તમારી સંતતિની સ્વસ્થતા ને વિશુદ્ધિ ખાતર, એક કુળના સારા સંસ્કારો ને ગુણો અન્ય કુળમાં પ્રચારવા માટે, અનેક કુળોને સ્નેહસંબંધને તાંતણે બાંધવા માટે, પુરુષે અન્ય કુળમાંથી સ્ત્રી આણવી પડશે, અને સ્ત્રીએ અન્ય કુળમાંથી પુરુષ શોધવો પડશે. એક કુળની પરાક્રમશીલતા, કળાકૌશલ્ય આ રીતે જ બીજા કુળને આપી શકાશે રોહણાચળનો વાસી આ રીતે વગર પ્રયાસે વિંધ્યાચળના વાસીનો વહાલો બનશે વિશાળ ભૂમિમાં રક્તસંબંધો સ્થપાશે ને ભ્રાતૃભાવના ખીલશે. વળી આ રીતે તમારાં સંતાન સ્વસ્થ થશે, પરાક્રમી થશે. આ માટે હું કહું છું કે આજથી માતા-પુત્ર, પિતા-પુત્રી, ભાઈ-બહેન વચ્ચે આ પ્રકારના સંયોગ-સંબંધો સર્વથા વર્જ્ય છે જે એ સંયોગ-સંબંધો સ્થાપશે, તે કુળનો ગુનેગાર ઠરશે, વિશુદ્ધિનો વિરોધી લેખાશે ”

શ્રદ્ધાવંત કુળસમૂહે પ્રભુના વાક્યને શિરસાવંદ્ય ગણ્યું

ઘણા આ વાતમાં ઊંડા ઊતરી ન શક્યા—ન સમજ્યા, પણ પૃથ્વીનાથની અનેક વાતો એવી હતી, કે જે પહેલાં નહોતી સમજાઈ અને પછી સારી લાગી હતી

“આ નિર્ણય મેં બહુ વિચારને અંતે કર્યો છે, અને એનો

અમલ મેં રાજા દેવયશની પુત્રી વૃષભશ્રીને ભરત માટે માગીને કર્યો છે. આજથી તમારા યુગલિક ધર્મનું સર્વથા નિવારણ થાય છે. એક માતાનાં ભરત ને બ્રાહ્મી આજથી આ બાબતમાં જુદા ”

“અને બાહુબલી અને સુંદરી પણ ?” પાસે બેઠેલા ભરતે ઊભા થઈને પિતાને પ્રશ્ન કર્યો.

“અવશ્ય એ તો સ્વયંસિદ્ધ વસ્તુ છે.”

“તો પિતાજી, ભરત અને સુંદરી સાથે રહી શકે ?”

“અવશ્ય. અને બ્રાહ્મી અને બાહુબલી પણ તેવી જ રીતે સાથે રહી શકે ”

“યથાર્થ છે. પિતાજી ! મને પણ સુંદરી ગમે છે; નાનપણથી ગમે તેમ તોય તેના તરફ મારું આકર્ષણ છે બ્રાહ્મી તો ઊંડો વિચાર કરનારી, કંઈક ચીતર્યા કરનારી, ઠંડા માટલા જેવી છે” ભરતે લાગ જોયો એણે પોતાના મનની વાત કહી દીધી.

“પણ, પિતાજી ! હું ...” સુંદરીનો સ્નિગ્ધ અવાજ સંભળાયો. પણ પૃથ્વીનાથે એ વેળા પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું હતું, એટલે એ કોમળ અવાજ ઘનગર્જના જેવા સ્વરમાં ડૂબી ગયો છતાંય સુંદરીના સુંદર મુખ પર કંઈક અણગમની રેખાઓ દેખાતી હતી

બ્રાહ્મી તો પોતાની નવી લિપિને આંગળીઓ વતી પૃથ્વી પર ઉતારી રહી હતી ‘બોલાય તેવું લખાય ને લખાય તેવું બોલાય’ એ મહાન કોયડાને ઉકેલવા એ સતત મથ્યા કરતી હતી

સભાજનો, મારી વાત તમારે માટે નવી હશે, કંઈક અસ્પષ્ટ પણ હશે; છતાં અનુભવે એ સુખદ જણાશે. જીવનસુખના બારે બારણા તમારે માટે ઉઘાડાં, પણ પિતા–પુત્રી, માતા–પુત્ર ને ભાઈ–બહેનના સંયોગ–સંબંધનો નિષેધ,” પૃથ્વીનાથે પોતાની વાત સમજાવતા કહ્યું :

“આજ સુધી તમે ગમે તેમ જીવ્યાં હવે નવું જીવન તમારી

સામે આવ્યું છે. ગઈકાલે તમે જ્યાંથી જે મળતું તે ખાતા, જેવું મળે તેવું ખાતા, જ્યારે મળે ત્યારે ખાતા; વેળા-કવેળા, પથ્ય-કુપથ્ય, ક્ષુધા કે અક્ષુધા કંઈ ન ગણતા. વનના ખાઉધરા વાઘની જેમ મળ્યું એટલે ખાવું એટલો જ તમારા મનનો વિચાર હતો. આજે તમે સમજ્યા કે એ વિચારમાં પણ વિવેકની જરૂર છે

"ખાવા માટે શરીર નથી, શરીર માટે ખાવાનું છે, માટે ક્ષુધા લાગે ત્યારે, પથ્ય હોય તે, પુષ્ટિ કરે તેટલું ખાતા શીખો. એવું જ આ બાબતમાં છે સ્ત્રી અને પુરુષ ભેગા મળે તે કેવળ શોખ માટે નહીં—સંતાન માટે મળે વળી યોગ્ય ઉંમરના, યોગ્ય રૂપ-શીલવાળા, યોગ્ય વિચાર-વિવેકવાળા મળે, મનના હેતથી હૈયામાં વહાલ ધરીને પ્રેમથી મળે, જીવનના અંતરતમ રસને એકબીજામાં ઓતપ્રોત કરે વંશવર્ધનની પ્રેરણાથી એક થાય, અને એ ભાવનાએ જળવિહાર કરે, ફૂલસંચય કરે, ઝૂલે ઝૂલે, રૂપેરી ઝરણાને કાંઠે ને હરિયાળાં વનોમાં ફરે

"અગ્નિમાંથી જેમ અગ્નિ પ્રગટે, એમ પોતાના અંગમાંથી, પોતાના દેહમાંથી, પોતાના હાડમાંસમાંથી, પોતાના આત્મરૂપને જ સંતાનરૂપે જન્માવવાની તાલાવેલીથી સાથે રહે. પોતાના રૂપ, તેજ, શૌર્ય ને વીરત્વનો વારસો સંતાનને મળે એમ વિહરે. કૌતુકે નિરંકુશ, યૌવનમદે નિષ્ઠુર બંને પોતપોતાના ધર્મ આચરતાં સાથે જીવે, ને પ્રેરણાની એક અકળ પળે નૂપુર, નીલાંબર ને ફૂલશય્યાને ફગાવી, ઉન્મત્ત સ્પંદને, લલિત સ્પર્શે ને ઉષ્ણ શ્વાસે એકઠાં મળે. સહુ અંગ એકબીજાની દેહ પર નદીના તરંગની જેમ છાવરી દે અને .."

પૃથ્વીનાથ થોભ્યા, સમાજના કલ્યાણદ્રષ્ટાની આખો અગમનિગમમાં રમતી હતી સભા સ્તબ્ધ હતી.

"સારી પ્રજા, સારું સંતાન, એ મહાયજ્ઞ છે. વંશવર્ધન એ આત્મરક્ષણ છે સુપ્રજનન એ આ મૃત્યુલોકમાં પોતાને ચિરંજીવ કરવાનો

પ્રયોગ છે; પોતાના કુળને, પોતાની ભાવનાને, પોતાના અંશને જાગ્રત રાખવાનું એ સાધન છે. આ કુળના એક પણ સ્ત્રી–પુરુષ નિરર્થક સંયોગ નહી કરે જે જેની સાથે રહેશે, એની સાથે સદાને માટે રહેશે. સદાના સાથી બનવા માટે એ જનકુળોની સાક્ષીએ, પવિત્ર અગ્નિ, દર્ભ, દુર્વા, ધૃત, દધિની આહુતિ આપી પાણિગ્રહણ કરી જીવનધર્મ સાથે અદા કરશે" પૃથ્વીનાથ ઋષભદેવ થોભ્યા. થોડીવારે કડક શાસન પ્રસારતા હોય તેમ બોલ્યા

"આ પાણિગ્રહણ વગર કોઈ સ્ત્રી કોઈ પુરુષ સાથે, કોઈ પુરુષ કોઈ સ્ત્રી સાથે સહચાર સાધી નહીં શકે. નવાં કુટુંબ રચાશે. રોહણાચળની કન્યા વિન્ધ્યવાસી વીરની સખી બનશે; મેરુકુળવાસી નર સુમેરુની કન્યાને અપનાવી પોતાના રક્તસબંધને વિસ્તારશે. એક સ્ત્રી–એક જ પુરુષથી ગર્ભાધાન કરશે એ રીતે કલા જાળવશે, વંશ રક્ષશે, સંસ્કાર સંરક્ષશે. નર કુળનો પિતા બનશે, નારી કુળની માતા બનશે. પ્રેમ તમારો નેતા બનશે. સાથે રહેજો, સંતતિ વધારજો, કૃષિ કરજો, શિલ્પ જાળવજો, નિર્ભય રીતે રહેજો ! આ રીતે એકલોહિયા બનશો, ઉત્સાહી થશો, નિર્વિકારી થશો, વિશ્વવત્સલ થશો, તો વિશ્વજીત પણ બનશો !"

સભા શાન્ત હતી. કથન પૂરું સમજાતું નહોતું, પણ શ્રદ્ધાથી સ્વીકારાતું હતું.

મધ્યાહ્ન પૂરો થતો હતો પક્ષીઓનો કિલકિલાટ શમતો હતો. વૃક્ષોની છાયા લંબાતી હતી. પવન શીતલ થયો હતો. પૃથ્વીનાથે હજીય નજર ક્ષિતિજ પર ઠેરવી હતી. સ્વામીની કેટલીક ટેવો સુયોધ જાણતો હતો, એટલે એણે ધાર્યું કે પ્રભુને હજી વિશેષ કહેવાનુ છે. ત્યા તો જાણે મેઘ ગાજ્યો હોય એમ પૃથ્વીનાથ બોલ્યા :

"સ્ત્રી અને પુરુષ બંનેએ પોતપોતાના ધર્મ સમજવાના આ પ્રજનનયજ્ઞમા સ્ત્રીને ભાગે મોટો હિસ્સો આવશે; અને એથી માતા સંસારમા પહેલી પૂજા પામશે; સન્માનની પહેલી અધિકારિણી સ્ત્રી

બનશે પૃથ્વીપતિ બનનાર પુરુષ નરની રાણીની મર્યાદાનુ ઉલ્લઘન નહી કરે પ્રસૂતિમા શરીરબળ, બુદ્ધિબળ ખર્ચનારી સ્ત્રી જ્યારે નિર્બળ બનશે, ત્યારે કઈ પણ બળની ક્ષતિ નગરનો પુરુષ પોતાની બચેલી શક્તિથી માનુની મબધો વધારશે; કલ્પના ને નીતિ, આદર્શો, યોજનાઓ ને ભાવનાઓને સક્રિય કરશે. સ્ત્રી ને પુરુષ જીવનમા એક-બીજાનાં પૂરક બનશે, એક ગાડીના બે પૈડા બનશે. એમાથી જે કોઈ બીજા પર આધિપત્ય જમાવવા જશે એમનુ સુખ નષ્ટ થશે, સસ્કૃતિને મોટી ખોટ લાગશે બને એકબીજાની હરીફાઈ કરશે, તો એકબીજાને જીવનમા સગવડરૂપ બનવા કરતા અગવડરૂપ બનશે કાડાબળિયો પુરુષ પૃથ્વી જીતી લાવશે, ને સ્ત્રી પ્રસૂતિની પીડામાથી સતાન-પુષ્પ પ્રગટાવી પૃથ્વીને અર્પણ કરશે. સહુ સાથે જીવો ! સુખે જીવો !".

"સાથે જીવો ! સુખે જીવો !" સુયોધે સ્વામીના આદેશનુ પુનરુચ્ચારણ કર્યું અનેક તર્ક-વિતર્ક સાથે એકત્ર થયેલા પ્રજાજનો વિખૂટા પડચા ત્યારે તેમના મો પર નવીનતાના ઉલ્લાસ હતા

અરે, હવે તો અદ્‌ભુત, નવુ કૌતુકમય સસારજીવન ઊજવવાનુ હતુ !

---

* લૌકિક વિશુદ્ધિ ને લગ્નસસ્થાનો વિકાસ અજબ છે ગણલગ્ન, અનેક-પતિ-લગ્ન, અનેક પત્ની લગ્ન, એક પતિને એક પત્નીલગ્ન, માતૃગમન-પિતૃગમન-સ્વસૃગમનનો નિષેધ, અનુલોમ-પ્રતિલોમ લગ્ન, સગોત્ર સપિડનો નિષેધ, બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાધર્વ, રાક્ષસ ને પૈશાચ લગ્ન એ એના જુદા જુદા તબક્કાઓ છે

# ૨૩. સુંદરી અને ભરત

કાળનો પ્રવાહ વેગભેર વહ્યે જતો હતો. દેવી સુમંગલાએ આ પછી અનેક પુત્રોને જન્મ આપ્યા હતા. રાજકુમાર ભરતને પણ રાણી વૃષભશ્રીથી પુત્રપ્રાપ્તિ થઈ હતી.

અયોધ્યા ફરી પ્રગતિએ ઊપડી ગયો હતો. અનેક કુળોની રચના, જનપદોની સ્થાપના ને તેના રાજાઓની નિમણૂકના સમાચારો નિરંતર આવ્યા કરતા હતા. સુંદરીએ પ્રજાના વ્યવહાર માટે માપતોલ નક્કી કર્યાં હતાં. ને બ્રાહ્મી એના લિપિના કાર્યમાં મશગૂલ હતી

સહુ યૌવનની ડાળે ઝૂલી રહ્યાં હતાં. કામદેવનો અવતાર કહેવાતો કુમાર બાહુબલી ધનુર્વિદ્યા, મલ્લવિદ્યા, હસ્તિવિદ્યા ને અશ્વવિદ્યામાં નિપુણ બન્યો હતો. અયોધ્યાની અનેક સુંદરીઓ એને વરવા તલસતી હતી. એની હસ્તિકાન્ત વીણા પાછળ તો બધાં મુગ્ધ હતાં. એના બિંબફળ જેવા આરક્ત હોઠ પર બેસીને બોલતો વંશશકલનો ટુકડો સહુના હૃદય વીંધતો હતો. એના નદીના તરંગ જેવા કાળા ભમ્મર જુલફાં ગૂંથવાને અનેક યુવતીઓ ઉત્સુક રહેતી

પૃથ્વીનાથે બ્રાહ્મીને એને સોંપી હતી. પણ એ બાબતમાં બાહુબલીને રસ નહોતો. કૃષ્ણ પક્ષના ચંદ્રની જેમ ઉત્તરોત્તર ક્ષીણ થતી જતી માતા સુનંદા તરફ તેના વાત્સલ્યની અપૂર્વ સરવાણીઓ વહેતી હતી.

કુમાર ભરતની પ્રવૃત્તિ આ સહુથી ભિન્ન હતી. માતા પાસેથી દુર્જેયતાનો વારસો એને મળ્યો હતો. ગૌરવની પ્રતિમાશો એ પોતાની જાતને–પોતાની અહંતાને–કદી વીસરી ન શકતો.

માતાએ એક વખત પાસે બેસાડી કહેલું: "વત્સ, તું ચક્રવર્તી છે. તારા રથનું ચક્ર જ્યાં ફરે એ પૃથ્વી તારી થશે. તારા ચક્રનો ચીલો એ તારી સીમા બનશે." ત્યારથી ભરતની મહત્ત્વકાંક્ષા ભભૂકી ઊઠી હતી. એ ચાલતા–ફરતા એ જ વાતનો વિચાર કર્યા કરતો. એમાં વળી આર્ય રાજાઓના શિરોમણિ રાજા દેવયશની પુત્રી વૃષભશ્રી માટે ઇચ્છા કરી ને પિતાજીએ તરત તેની પૂર્તિ કરી; સુંદરી માટે પોતાના દિલમાં સ્થાન થયું ને પિતાજીએ યુગલિકધર્મ–નિવારણને બહાને એને પ્રોત્સાહન આપ્યું; આમ સંસારના સમર્થ માતા–પિતા પોતાની ભાવના પાછળ ખડા હોય પછી એને જગતની શી પરવા?

આમ બેપરવા બનતો ભરત અજેય યોદ્ધો બની ગયો. એના દિલમાંથી ભય ભાગી ગયો, અશક્યતાઓ સરી ગઈ. નિષ્ફળતા તો જાણે એણે જોઈ જ નહોતી. આમ થતાં એની મહત્ત્વાકાંક્ષા પાસે ભલભલા નમવા લાગ્યા. એની ભ્રમરો પર દુર્જેય ગૌરવ આવીને સ્થિર થઈ ગયું. એના ચાપ પર શત્રુને ભેદી નાખનારું બળ આવ્યું.

પ્રેમભર્યો ભરત સ્નેહનો અવતાર ભાસતો.

કોપભર્યો ભરત પ્રલયની બીજી પ્રતિમાશો દેખાતો.

સત્તાનો અવતાર ભરત પિતાજીના રાજ્યને સામ્રાજ્યના રૂપમાં પરિણત કરવાના સ્વપ્ન સેવવા લાગ્યો. અને કકુળોમાં અનેક રાજાઓ હતા. પિતાજીની કૃપા તેમના પર વરસતી. અતિ કૃપા તેમને કદી શાસનસૂત્રના ભંગ માટે પણ પ્રેરે! કોઈની કૃપાનો સદા કંઈ સદુપયોગ થોડો થાય છે? મહાબલી ભરત એ સહુને એક સૂત્રે બાંધી સાર્વભૌમ ચક્રવર્તી બનવાના કોડ સેવવા લાગ્યો હતો. પિતાજીએ જે દર્શન

આપ્યું, જે શાસન આપ્યું, જે સંસ્કાર આપ્યા એને લોપ પામતા જોવા એ તૈયાર નહોતો. બળ વાપરવું પડે તો બળથી પણ સંસારને પિતાજીના શાસનને સેવતો જોવા એ ઇચ્છતો.

મહાસેનાપતિ સુષેણની પરિક્રમશીલતા એના મનને મુગ્ધ કરી રહી હતી. પિતાજી જુવાનીમાં વીરત્વની મૂર્તિ હશે, પણ પોતે જોયા ત્યારથી એ ઉદારતાની મૂર્તિ હતા. દયા એમનું મોટું ધન હતું. કરુણા એમની મોટી શક્તિ હતી. સામ, દામ, દંડ ને ભેદની નીતિના પ્રવર્તાવનાર પિતાજી જેટલો કોમળ વ્યવહાર થાય તેટલો કરતા. પણ દયા ને કરુણાથી કાંઈ સંસારનો વ્યવહાર ચાલે! આજે સરયૂનાં કુળો સુષેણના વીરત્વને લીધે વિકસિત હતાં, કે પિતાજીની ઉદારતાને લીધે એ મોટો કોયડો હતો. ભરતે એ કોયડાનો ભવિષ્ય માટેનો ઉકેલ એક રીતે વિચારી રાખ્યો હતો, અને તે પોતાનું વીરત્વ કેળવીને.

અને એ વીરત્વને અનુરૂપ તૈયારીઓ એણે કરવા માંડી હતી: જ્યાં મળ્યા ત્યાંથી પરાક્રમી પુરુષોને એકઠા કરી કેળવવા માંડ્યા હતા. જંગલી વાનરો જેવા આ બળિયા વીરો ભરત જેવા નિપુણતના હાથ નીચે જોતજોતામાં કુશળ યોદ્ધા બની ગયા. કેટલાક હાથી પર ચઢવામાં કુશળ બન્યા, એમને હાથી આપ્યા. કેટલાકને અશ્વ પર બેગાને પ્રવાસ કરતાં ને લડતાં આવડ્યું. તેઓને અશ્વ આપ્યા. કેટલાકને હાથી પણ ન ફાવ્યા ને અશ્વ પણ ન ફાવ્યા, તેઓને રથ આપ્યા. છેલ્લે છેલ્લે જેઓ દોડવામાં કુશળ હતા, એમને પદાતિ બનાવ્યા.

આમ ચતુરંગી સેના તૈયાર થઈ. રાજકુમાર ભરતની એક વીર-હાકે પૃથ્વીના પટ પર ઘૂમી વળવા એ સેના સજ્જ રહેવા લાગી. ભરતે એક વાર સુષેણના પુત્ર સુષેણની નેતૃત્વ નીચે વન-જંગલોમાં એને વિજય કરવા મોકલી, તો સુષેણ જીવનભરમાં જેટલા વિજયો નહોતો સાધી લાવ્યો, તેટલા સુષેણ એક પ્રસ્થાનમાં સાધી લાવ્યો.

આ સૈન્યને માટે યોગ્ય ગૃહોનું નિર્માણ થયું. પ્રાણીઓ માટે

અશ્વશાળા, ગજશાળ ને રથશાળા સ્થાપવામાં આવી આટલા માત્રથી અયોધ્યા નગરીનો અત્યંત વિસ્તાર થઈ ગયો. એ નગરીને વ્યવસ્થિત રીતે કામ કરવાની સૂચના આપવા માટે 'જયઢક્કા'ને 'ભટભેરી'ની યોજના કરી

અયોધ્યા અત્યાર સુધી કોટ વગરની હતી એને શત્રુનો ભય નહોતો, પણ સેનાપતિ સુષેણના ઝડપી વિજયોમા સત્યાનાશને વરેલા કેટલાક દરિદ્રીઓ અવાર-નવાર અયોધ્યામા આવી ચીજ-વસ્તુ ઉઠાવી જતા; જાનમાલની નુકસાની પણ કરતા એનાથી બચવા કોટની રચના કરી; એનુ નામ 'ક્ષિતિસાર' આપ્યુ

નામકરણ-વિધિમા દેવી સુમંગલા કુશળ હતા એમણે કોટના મુખ્ય પ્રવેશદ્વારને 'સર્વતોભદ્ર' નામ આપ્યુ

ભરતના અશ્વનુ નામ 'પવનંજય' રાખ્યુ

એના હાથીનુ નામ 'વિજય' રાખ્યુ

એના શંખનુ નામ 'ગંભીરાવર્ત' રાખ્યુ

એક દહાડો વાતવાતમા દેવી સુમંગલાએ પૃથ્વીનાથની પાસેથી જાણ્યુ કે ચક્રવર્તી થનારને ચૌદ રત્નની જરૂર પડે ત્યારથી પુત્ર પાસે એ રત્નોની પરિપૂર્તિ કરાવી રહ્યાં

વૈતાઢ્ય પર્વત ખૂંદાવીને ગજરત્ન ને અશ્વરત્ન તો આણ્યા હતા. સેનાપતિરત્ન તરીકે સુયોધનો પુત્ર સુષેણ યોગ્ય જ હતો ગૃહપતિરત્ન તરીકે રાજા દેવયશના પુત્રની અને પુરોહિત તરીકે એક વિચારશીલ વૃદ્ધની નિમણૂક કરી ભદ્રમુખ શિલ્પીની વાર્ધિકરત્ન તરીકે યોજના કરી, જે માર્ગના પડાવ, ઉન્મગા-નિમ્નગા નદીના, સેતુ બાંધે માર્ગે માર્ગે રાજમાર્ગ, ગોપથ ને જલાશયો નિર્માવાનુ કામ પણ તેને સોંપ્યુ

પોતે અભિહાર (યુદ્ધ) ને દંડ (ન્યાય) ની પણ વિચારણા કરી લીધી

છેલ્લા દિવસોમા સરયૂતટ પરના પહાડોમાંથી કુમાર ભરત એક નવી શોધ કરી લાવ્યો હતો આયુધો માટે કઠિન પથ્થરોની શોધમા

જતા આ વસ્તુ હાથ લાગી હતી એ પણ પથ્થર જેવી જ હતી, પણ એનુ વજન ઘણું હતું શસ્ત્રો તો મજબૂત ને હલકા પાષાણના જ સારા પડતા, એટલે આ પથ્થરોને નિરર્થક માની પાસે જલતા દાવાગ્નિમા નાખી દેવામા આવ્યા અગ્નિમા પડતા. એ એકાએક રસ જેવા બની ગયા એ રસ ઠરતા પાછો કઠણ બની ગયો, ને પથ્થર કરતા પણ તીક્ષ્ણ બન્યો કોઈ પણ વસ્તુ છેદવામા એ ખૂબ ઝડપી લાગ્યો

દીર્ઘદર્શી કુમારે એને આયુધશાળામા આપ્યો. એના ઠરેલા રસને ટીપીને પતગ જેવો કે ગોળા જેવો બનાવ્યો તીરના છેડે અણીવાળા ફણા તરીકે એનો ઉપયોગ કર્યો એ તીર ખૂબ ઝડપી ને શિકારને તરત ભૂમિશાયી કરવામાં કારણભૂત બન્યુ.

વિચક્ષણ ભરત અને વીર સુષેણે એના પર પ્રયોગો શરૂ કર્યા માછલીના હાડકાના કે કઠણ લાકડાના ખડ્ગ કરતાં આ ધાતુના ખડ્ગ બનાવ્યાં એને ઘસતા સુદર ધાર નીકળી આવી. બીજના ચંદ્રની જેમ એ ખડ્ગ ચમકવા લાગ્યું. વજનમા હળવું ને તીક્ષ્ણ ઉપાડવામા હલકુ ફૂલ ને લડાઈમા ભલભલા મદમસ્ત હાથીની સૂઢને એક જ ઘાએ છેદી શકવાની તાકાતવાળુ હાડકા ને પાષાણને બદલે એના જ છરીઓ, બખ્તરો, ભાલાઓ બનવા લાગ્યાં કુમાર ભરતને 'તામ્રલોહ' ધાતુની શોધે અજોડ વીર બનાવી દીધો

એક વાર સુષેણે પોતાના પિતા સુયોધની ગદા પર આ ધાતુના પતરાને મઢી દીધુ. અરે, ગદા અભેદ્ય બની ગઈ એક જ પ્રહાર થતા તો હરીફ ખતમ થઈ જતો, એ બીજો શ્વાસ લેવા પણ ન પામતો

પણ જૂનવાણી સુયોધે પુત્રને ઠપકો આપ્યો ને એ પતરુ ગદા પરથી દૂર કર્યું એણે એટલું જ કહ્યુ :

"શસ્ત્ર શત્રુને પોતાના પ્રતાપનુ ભાન કરાવે, ને પોતાની ઇચ્છાનો

---

* એ વેળા તાંબાની શોધ ને દૂર રહી ધનુષ્યમાથી તીર ફેંકીને શત્રુને મારવા ની શોધ, આજના 'એટમ બોમ'ના જેટલી ભારે લાગી હશે.

અનાદર કરવાથી રોકે એટલું જ તીક્ષ્ણ જોઈએ શસ્ત્ર કોઈનો સંહાર કરે, એ એનું દૂષણ છે પૃથ્વીનાથની આજ્ઞા છે, કે જે વિજયમાં શત્રુનો સંહાર છે તે શત્રુની શુદ્ધિ નથી, એ હત્યાકાંડ છે"

દિશાઓમાં જેના નામ માત્રથી કુળના કુળ ધ્રૂજી જતા એ સુષેણને અને કુમાર ભરતને સુબોધ જૂનીપુરાણી ઘરેડનો માનવી લાગ્યો આજ તો પિતાજીએ જે ચક્રવર્તીપદની કલ્પના વિચારી હતી, એને સાકાર કરવી હતી, આખી આર્ય જાતિને એક કરવી હતી, પિતાએ આપેલા દર્શન અને શાસનને સર્વત્ર પ્રસારવું હતું

મહત્ત્વાકાંક્ષી બનેલો ભરત દિવસો ગયા તેમ પોતાના ઉદ્દેશ પાછળ ઘેલો બન્યો હવે આયુધશાળામાંથી એ બહાર ભાગ્યે જ નીકળતો, નીકળે તો પોતાના ગજ, અશ્વ ને રથને જોવા એને પૃથ્વીના ખંડેખંડમાં વ્યાપેલ અજ્ઞાન-અંધકાર ફેડવો છે, માનવોદ્ધારનું મહાન કાર્ય પૂર્ણ કરવું છે.

આયુધશાળામાંના ચાર રત્નોની એની સાધનામાં ત્રણ રત્નો (છત્ર, ચર્મ ને દંડ)ની એ પ્રાપ્તિ કરી ચૂક્યા છે, બાકી છે કેવળ ચક્રરત્ન એક હજાર સંગ્રેસરમાં યુવાનો એની સાધના પાછળ બેઠા છે, આકાંક્ષાભર્યું યૌવન તપે ચઢ્યું છે

ભરતની લગની અપૂર્વ છે

આ ચક્રરત્નની પ્રાપ્તિ થાય એટલે ભરતની એક ભુજામાં હજાર હાથીનું બળ આવી જાય એ ચક્રને આંગળીએ ચઢાવી, ઘુમાવી ફેંકે તો અસંખ્ય માનવીઓના વચ્ચેથી ધાર્યા શત્રુનું મસ્તક છેદી, એ પાછું વળી પોતાને સ્થાને આવી જાય સૂર્યના સહસ્ર કિરણના જેવા એને એક સહસ્ર આરા હતા પૃથ્વીના પટ પર એવો એકે માનવી નથી કે જે આ ચક્રની વાત સાંભળીને અધીનતા સ્વીકારવાની ના પાડે!

આ ચક્રની સાથે પોતાના પ્રતાપને અક્ષુણ્ણ રાખે ને પોતાના વંશને સમુજ્જ્વલ રાખે એવા સ્ત્રીરત્નની ચક્રવર્તીને જરૂર હોય જ

એ સ્ત્રીરત્ન કુમાર ભરતની નજરમા હતુ જ અને તે બીજુ કોઈ નહી, સુનંદાસુતા સુંદરી—જાજ્વલ્યમાન, તેજસ્વી, ધનુષ્યના ટંકાર જેવી, લાલચટક કેશુડાના ફૂલ જેવી, પોતાના પિતા ઋષભદેવને ખુબ ગમતા હતા તેવી! પોતે શોધેલા નવીન ખડ્ગ કરતા સુંદરીનુ હાસ્ય વધુ કાતિલ હતુ. એનો એક ભ્રૂભંગ માણસને જીવતો ને જીવતો દાટી દેવા સમર્થ હતો ચિત્તા ને કિરીટની એ શોખીન હતી. ચંદ્રિકાનુ લાવણ્ય ને ઉષાનો પ્રતાપ એનામા ભર્યા હતા.

સુંદરી ચક્રવર્તીનુ રત્ન* હતી અરે, પિતાજી પોતાના ચક્રવર્તી-પદની મહત્ત્વાકાંક્ષા પિછાણતા જ હશે, એટલે જે બાહુબલીની સહચારિણી થવા સર્જાયેલી, એને પોતાની સહચારિણી બનાવી! પણ એમ કથન માત્રથી શુ વળે? સુંદરીને વશ કરવી સામાન્ય કામ નહોતુ! એની પાસે જતા જાણે પ્રતાપનો પહાડ ગળી જતો એને આજ્ઞા કરવા કરતા એની આજ્ઞા ઉઠાવવા દિલ આગ્રહ કરતું એના પગની એક પાનીનો સ્પર્શ જાણે અલૌકિક આનંદનો અનુભવ કરાવતો સુંદરીને વશ કરવી દુસાધ્ય હતી; પણ દુર્જેય ભરતને અસાધ્ય શુ હતુ? આજ ભરતની પ્રતિભાને કોણ પહોચી શકે તેમ હતુ?

છેલ્લા કેટલાક દિવસોથી ભરત સુંદરીનો પડછાયો બન્યો હતો એની પાછળ પાછળ ભમવામા, એને ખુશ કરવામા, એની ઇચ્છાને સંતોષવા એ હરઘડી પ્રયત્ન કર્યા કરતો બે દિવસ પહેલા પોતાની આયુધશાળાની વાત કરી, નવા નવા આયુધોના વર્ણનોથી એને ચકિત કરી નાખી હતી

કેટલાંક આયુધોની પ્રચંડ સંહારશક્તિ સાભળી આશ્ચર્યમા સુંદરીએ જીભ બહાર કાઢી હતી ભરતની સાથે એ ઘણુ ઘણુ ફરી,

* ચક્રવર્તીનાં રત્ન : ચક્ર, દંડ, છત્ર, ચર્મ (આ ચાર આયુધશાળામા પ્રગટે), ખડ્ગ, કાકિણી ને મણિ (ભંડારમા જન્મે), ગજ, અશ્વ, (વૈતાઢ્ય પર્વતમા), સ્ત્રીરત્ન (ક્ષત્રિયને ત્યા જન્મે), પુરોહિત, સેનાપતિ વાર્ધિક, (નગરમા).

ભરતને જાણે એની સાથે ફરવામાં, વાતો કરવામાં આનંદ આવતો, પણ કેવી પક્કી હતી સુંદરી ! એણે એક શબ્દ પણ મોંમાંથી પ્રશંસાનો ન કાઢ્યો.

જતાં જતાં છેલ્લે પૂછ્યું . "ભરત, દેવી સુનંદાની માંદગી ગંભીર છે. બાહુબલી તો આખો દિવસ ત્યાં જ રહે છે પિતાજી પણ ત્યાં જ મુખ્યત્વે હાજર રહે છે તને વખત નહીં મળતો હોય ?"

"સુંદરી, મારા કાર્યની મહત્તા તો જો ! શાસનપ્રચાર માટે કેટલી જહેમત વેઠવી પડે છે એક દહાડો આખી પૃથ્વી પર પિતાનું શાસન ને ભરતની આજ્ઞા ચાલતી હશે. આજકાલ પિતાજીએ શાસનનો ભાર મને સોંપ્યો છે આ આયુધશાળામાંનું જ કામ ઘણું મોટું છે, ત્યાં વળી શાસનનો ભાર !"

"સારું" સુંદરી વધુ ન બોલી

ભરતની વાત સાચી હતી. પૃથ્વીનાથ હમણાં દેવી સુનંદાની માંદગી પાછળ ઘણો સમય વ્યતીત કરતા કણ કણ ગળી રહેલી સુનંદા પોતાના પ્રિય સખાની હાજરીથી દુખમાં પણ સુખનો અનુભવ કરતી. આ કારણે ભરતે શાસનનો ભાર પોતાના માથે લઈ લીધો હતો, ને ભાવિની પોતાની યોજનાઓને આજથી સક્રિય બનાવવી શરૂ કરી હતી

કુમાર ભરતનું નિયમન કડક હતું પૃથ્વીનાથને સહુએ સ્વીકાર્યા હતા, સ્વામી તરીકે માન્યા હતા, પતિ તરીકે પૂજ્યા હતા, પણ એ તો કહેતા કે હું સ્વામી દુષ્ટોનો, પતિ અપરાધીઓનો ! બીજા પ્રજાજનો જેઓ સુદક્ષ ને ચતુર છે, એમનો તો મિત્ર ! એમના પર મારે રાજ્ય ચલાવવાનું ન હોય !

પૃથ્વીનાથની પોતાની દૃષ્ટિએ જે વાત સાચી હતી, એ બીજાની દૃષ્ટિએ બહુ મુશ્કેલ હતી કોણ સજ્જન ને કોણ દુષ્ટ એ ઓળખી કાઢવું સહેલું નહોતું

પૃથ્વીનાથ કહેતા કે પાણી સ્વચ્છ હોય તો તેમાં ગમે તેનો, ગમે

તેવો પડછાયો પકડી શકાય; દુષ્ટની દુષ્ટતા નજર સામે આવતાની સાથે પરખાઈ જાય! પણ આ વાત પૃથ્વીનાથ ઋષભદેવ માટે જેટલી સહેલી હતી, એટલી બીજા માટે દુષ્કર હતી. આજે જે સારો લાગતો, કાલે તે ખરાબ બની જતો.

આ માટે કુમાર ભરતે એક સર્વસાધારણ નિયમન યોજી સર્વને કાબૂ નીચે આણ્યા હતા. એક પ્રિય બંધન તરીકે નિયમન આજ સુધી સ્વીકારનારા આ ફરજિયાત બંધનથી અકળાયા. કોઈ ઊંચા–નીચા થયા, પણ કુમાર ભરતની તો એક જ આજ્ઞા છૂટી :

"આબાલવૃદ્ધ સહુએ આ શાસન સ્વીકારવું જોઈશે; શાસનના હિત માટે થોડોઘણો આપભોગ આપ્યા વગર શાસન ન નભી શકે. બહુ માણસોનું હિત ને બહુ માણસોનું સુખ એ શાસનનો સિદ્ધાંત છે. થોડી વ્યક્તિઓએ આમાં તપ કરવું પડે

પૃથ્વીનાથ ઋષભદેવના શાસન માટે કોણ આપભોગ ન આપે ? વિરોધ શમી ગયો ભરતના શાસનમાં દુષ્ટોને દંડ અને શિષ્ટોનું પાલન થવા લાગ્યું.

એમ ઘણા દિવસો વીતી ગયા. કાર્યમાં મગ્ન ભરતને અત્યારે સિંહાસન અને આયુધશાળા સિવાય બીજો વિચાર કરવાની પણ ફુરસદ નહોતી. છતાં એના મનોદેશમાં સોહામણી સુંદરી સદા તાજી હતી એના સ્મરણ માત્રથી એનો ઉલ્લાસ વધતો. એની એક શાબાશી માટે એ સદા ઝંખ્યા કરતો. એને મળવાની તાલાવેલી એને સદા સતાવ્યા કરતી.

આજે વળી અચાનક ભેટો થઈ ગયો.

એક સુંદર જળાશયને કિનારે, પાણીમાં પોતાનો પડછાયો જોતી સુંદરી ઊભી હતી. તાજું કટિસ્નાન કરીને એકમાત્ર વલ્કલ પહેરી, એ પોતાના ઘનશ્યામ કેશને સૂર્યના તાપમાં સૂકવી રહી હતી. એની સુગઠિત ને સુલલિત દેહયષ્ટિ ખુલ્લી હતી. ચંપાના ફૂલ જેવા મુખ પર

તાજા જલકણ મોતીની શોભા પેદા કરતા હતા એના સુદીર્ઘ હાથ એક વેલીની ફૂપળોથી વીંટાયેલા હતા હાથમા એક મોટું ડાંડલીવાળુ કમળ લઈને પાણીમાં ઘુમાવતી એ ચંચળ માછલીઓ સાથે રમી રહી હતી

અચાનક પાણીમાં એક પડછાયો દેખાયો. સૂર્યના જેવા તેજસ્વી મુખનું એમા પ્રતિબિંબ પડ્યુ સુંદરીએ એથી કંઈ આશ્ચર્ય વ્યક્ત ન કર્યું; આવનાર વ્યક્તિને જોવા પોતાની સુંદર ગ્રીવા પણ ન ફેરવી: પૂર્વવત્ માછલીઓની સાથે રમ્યા કર્યું

"ઓ અભિમાનિની! જરા પાછળ તો જો!" ભરતે પાછળથી આવી એની સુરેખ ગ્રીવા ગ્રહીને પોતાની તરફ ફેરવતા કહ્યુ

"શું જોઉં? તને આજ કંઈ નવો નીરખ્યો છે?" સુંદરીએ મદભર્યાં લોચન અર્ધખુલ્લા ને અર્ધબીડેલા રાખી કહ્યુ.

શું જવાબ આપવો એ ભરતને ન સૂઝયુ, એ અનિમેષ નયને સુંદરીને નીરખી રહ્યો સુંદરીની કમલ જેવી આંખોમા વિશુદ્ધિ સાથે ચંચળતા હતી. એના ભરેલા ગાલ પર વિલાસ વિરાજેલો હતો એના કપાળ પર સત્તા હતી એના અર્ધખુલ્લા હોઠ પર આજ્ઞા હતી. એના નાના ઘાટીલા વક્ષસ્થળ પર સંયમ ને વિલાસ બંને બેઠા હતા કેવી સજીવ નારી! કંઈ પણ બોલ્યા વગર ભરત એને જોઈ રહ્યો; લેશ પણ આનાકાની વગર એનુ શાસન સ્વીકારી રહ્યો. કેટલુ મીઠુ હતુ એ સૌંદર્યમૂર્તિનું શાસન!

"કોને જોઈ રહ્યો છે, ભરત?" સુંદરીએ પોતાને નીરખવામા નિમગ્ન બનેલ ભરતને કહ્યુ

"તને."

"આજે નવી નીરખી છે?"

"હા, નિત્ય નવી! જેવી ગઈકાલે હતી, તેવી આજે નહી, ને

જેવી આજે છે તેવી કાલે નહી ! આ કમળપુષ્પને નીરખતા આખો કદી થાકી ? આ ડોલરફૂલ જોતા કદી કંટાળો ઉપજ્યો ? સુંદરી, તને નીરખતા કદી આ નેત્રો થાકતા નથી આ બકુલ વૃક્ષ જેમ સદા નવીન પુષ્પથી તાજું ને તાજું લાગ્યા કરે છે. એમ તને જ્યારે જોઉં છુ ત્યારે તુ નવીન જ લાગે છે".

"ભરત તને ઘેલછા લાગી છે એક સ્ત્રી પાછળ તુ આટલો ઘેલો થઈશ, તો પિતાજીના શાસનનો ને આર્ય દેશનો ભાર કેમ ઉપાડીશ ?"

"એ ભાર ઉપાડવા માટે જ તારી જરૂર છે. સુંદરી, મારે ચક્રવર્તી બનવુ છે, ને એ કાજે સ્ત્રીરત્નની જરૂર છે મંગલા, કલ્યાણમયી, ઓજસ્વિની. સુમના, દ્વિપદ–ચતુષ્પદની રક્ષિણી, પ્રસન્ન સ્વભાવવાળી વડીલોની પૂજા કરનારી, વીર સંતાનને જન્મ આપનારી, ગૃહ કે યુધ્ધે ખભેખભો મિલાવીને ખડી રહેનારી, સંતાનશીલા, સ્વામિની, સમૃદ્ધિશાલિની, વશિની એવી સ્ત્રી મારે સહચારિણી તરીકે જોઈએ છે. અને એવી એક માત્ર તુ છે."

"સ્ત્રીની પાછળ ઘેલો થનાર ચક્રવર્તી કેમ થશે ? ભરત, સુંદરીની પાછળ ભરત ઘેલો થાય. એ એનો પહેલો પરાજય. સંસારને જીતનારે સ્ત્રીને પ્રથમ જીતવી જોઈએ"

"મને તો તારી પાસે હારવામા પણ મજા આવે છે"

"એ હાર તારી બીજી હારને નોતરશે."

"તારી સાથે વિવાદ કરવામા પણ મને મજા આવે છે. આ સુંદર ઝરણાને કાંઠે, સઘન લતાકુંજમાં બેસીને અનન્તકાળ સુધી જાણે આપણે બે–ફક્ત આપણે બે–વાતો કર્યા કરીએ !' ભરતની આખોમા મદ હતો

"અને આ શાસન કોણ ચલાવશે ? ભરત, તુ બાહુબલીને તો

જો કેટલી સુંદરીઓ એની પાછળ ઘેલી છે, છતા એ સ્ત્રીની મોહનીથી કેટલો અસ્પૃશ્ય છે ? તને મારી પાછળ ઘેલું લાગ્યું છે બાહુબલી બ્રાહ્મીની તરફ એક સ્નિગ્ધ નજર પણ નાખતો નથી "

"મારે ચક્રવતી થવુ છે. સંસારને જીતવો છે"

"પહેલાં પોતાને જીત! ઘરમા હારનારો ભલે હજાર મેદાનોમા જીતે, પણ એ જીત એને એક દિવસ ભારરૂપ લાગશે"

"સુંદરી, વધુ વિવાદ ન કર ! પિતાજીની આજ્ઞાને યાદ કર !"

'તું બાહુબલીને યાદ કર ! એને નજર સમક્ષ રાખ !"

"સુંદરી, વારે વારે તારા મુખથી બાહુબલીનુ નામ સાંભળું છું હુ જાણુ છું કે પિતાજીએ યુગલિક ધર્મ નિવાર્યો. પણ તારા દિલમાથી બાહુબલી ખસ્યો નથી તું. પિતાનુ શાસન ઉલ્લંઘી રહી છે, એનુ ધ્યાન રાખજે !"

વાર્તાલાપ ગંભીર બની રહ્યો થતો, ત્યા દેવી સુમંગલાનો દૂત મયૂરધ્વજ આવતો દેખાયો એના મુખ પર ગ્લાનિ હતી એના નેત્રોમા આસુ હતા જે પોતાના મસ્તક પર સદા મોરના પીછા હવામા લહેરાતા રાખતો, એણે આજે પીછાને જટાની સાથે બાંધી લીધા હતાં. એ ચાલતો હતો પણ જાણે ઠોકરો ખાતો હતો દૂતને આવતો જોઈ બંને સ્વસ્થ બની ગયા સુંદરીએ એક ઝીણુ વલ્કલ ખભા પર નાખી લીધુ

"મયૂરધ્વજ, શા સમાચાર છે ?"

"કુમાર, બહુ જ માઠા સમાચાર છે ખબર આપવા વનેવન ફરી વળ્યો, પણ તમારો પત્તો ન લાગ્યો દેવી સુનંદા આજે મૃત્યુ પામ્યા."

"શું દેવી સુનંદા મૃત્યુ પામ્યા ? ક્યા,-ક્યારે ?" સુંદરી વ્યાકુળ બની ગઈ.

"કૃષ્ણપક્ષના ચંદ્રની કળા જેમ ઉત્તરોત્તર ક્ષીણ થતા થતાં આજે સવારે તેઓ પૃથ્વીનાથના ખોળામાં શાંતિથી આંખો મીચી ગયા નાના બાળકની જેમ દેવીનો એક હાથ પૃથ્વીનાથના છૂટા વાળમા ને બીજો હાથ દેવી સુમંગલાના ખોળામા હતો. આપણે નિદ્રા માટે જેમ આંખો બીડી દઈએ, એમ જ એમણે આંખો બીડી દીધી."

"પ્રણામ હો માતાજી તમને !" કુમાર ભરતે ત્યાં ઊભા રહીને બે હાથની અંજલિ જોડી પ્રણામ કર્યા. "સુંદરી, માતા સુનંદાને હું જ્યારે જોતો, ત્યારે મને એમ લાગતું કે આ ભોગ, ઐશ્વર્ય, આ ધમાલ નિરર્થક છે. એમણે જેમ પારકાના હિત માટે બધો ત્યાગ કર્યો, એમ આપણને પણ આપણું બધું લૂંટાવી દેવાનું મન થતું. પ્રેમનો તો અવતાર હતાં !"

"પ્રેમનો અવતાર હોય તો જ નીલાંજના જેવી નર્તિકા એમના મૃત્યુના સમાચાર સાંભળી ખુદ મૃત્યુને વરે ને !" દૂતે કહ્યું.

"શું નીલાંજના પણ મરી ગઈ?"

"હા કુમાર ! આજે તેઓ રાજવંશી કુમારોને નૃત્ય શીખવી રહ્યા હતાં. તમારી ખોજ કરવા હું ત્યાં ગયો. મેં તેમને બધા સમાચાર કહ્યા. 'અરે, મારો પ્રિય સુનંદ ગયો?'–એટલું બોલી એ ત્યાં ને ત્યાં ઢળી પડ્યાં. મે એમના દેહને સ્પર્શ કર્યો તો ઠંડોગાર ! એક શ્વાસોચ્છ્વાસ પણ નહોતો ચાલતો."

"એનું નામ પ્રેમ ! સુંદરીએ કહ્યું.

"આવો પ્રેમ હરકોઈના દિલમાં વસતો હોય છે" ભરતે જવાબ વાળ્યો.

"ભૂલ છે. સ્ત્રી પુરુષને ચાહે ને તેના માટે મરે, પુરુષ સ્ત્રીને ચાહે ને તેના માટે મરે : એ તો મતલબી મરવું છે. પિતા પુત્ર

માટે કે માતા સંતાન માટે મરે, એમાં પણ સ્વાર્થનો અંશ રહેલો છે. સાચો પ્રેમ તો નિઃસ્વાર્થ ભાવે મરી ફીટે એમાં જ છે."

"કુમાર, સમય થતો જાય છે. પૃથ્વીનાથ ઋષભદેવ, દેવી સુનંદા અને નટી નીલાંજનાના દેહને ક્ષીરસમુદ્રમાં પધરાવવા નીકળી ચૂક્યા છે. ચાલો, તેમને પહોંચી વળીએ."

ત્રણે જણા ત્વરિત ગતિએ આગળ વધ્યાં. થોડે દૂર જતાં કેટલાક અવાજો તેમના કાન પર આવ્યા.

"અરે, પ્રેતયાત્રા શરૂ થઈ ચૂકી લાગે છે, અતિ વિલંબ થયો, ભરત!" સુંદરી છોભીલી પડી ગઈ. કંઠમાં રહેલો કમળહાર અને કેશમાં મૂકેલા ડોલરફૂલ જાણે ભાર કરતાં લાગ્યા, ઝડપથી કાઢીને એમણે એ ફેંકી દીધા, ને દોડવા માંડ્યું.

"સુંદરી મારો હાથ પકડી લે આ ઝાડ-ઝાંખરાંમાંની ટૂંકી પગદંડી પરથી ચાલ્યાં જઈએ હમણા પહોંચ્યાં સમજો"

ભરતથી સદા આઘી રહેતી સુંદરીએ પોતાનો કોમળ કિસલય જેવો હાથ ભરતના હાથમાં મૂકી દીધો. બંનેએ આંકડા ભીડી દોડવા માંડ્યું. વચ્ચે વચ્ચે સુંદરીનો પગ લપસી જતાં, મહાબળી ભરત પોતાના હાથમાં એનો આખો દેહ તોળી લેતો

સુંદરીના સહચારમાં ભરતના પગોને પાંખો આવી હતી. અનન્ત કાળ સુધી દોડતા એને આજ થાક લાગવાનો નહોતો.

પણ હવે સામે જ જય જય ધ્વનિનો નાદ સંભળાતો હતો. ચંદનકાષ્ઠની એક શિબિકામાં પડખોપડખ બે દેહને મૂકવામાં આવ્યા હતા સુંદર તાજાં ફૂલની બધે બિછાત કરી હતી

સહુથી આગળ પૃથ્વીનાથ ઋષભદેવ મંદ ગતિથી ચાલતા હતા. એમની મુદ્રા ગંભીર હતી, નેત્રોમાં બારે મેઘ સાથે બાંધ્યા હોય, તેવો ઘટાટોપ હતો. મુખ પર મીટ માંડવી મુશ્કેલ હતી

પૃથ્વીનાથની પાછળ કુમાર બાહુબલી ચાલતો હતો એના ધૂળ રિયાળા બાલ એની શ્યામસુંદર કાયા પર પથરાયેલા હતા. મોટી મોટી આંખો લાલઘૂમ બની ગઈ હતી, ને અંતરની વરાળ જાણે વારંવાર બહાર નીકળવા મથતી હોય તેમ ઓષ્ઠ વારેવારે ઊઘડતા ને બંધ થતા. સૌંદર્ય જાણે દેહ ધારીને પૃથ્વીને પાટલે ચાલતું હોય, એવો ભાસ થતો હતો.

ક્ષીરસમુદ્રને કિનારે પહોંચીને આ સમૂહ થોભ્યો ફરીને એ બંને દેહ પર કુંકુમ, અગર ને ચંદનનો લેપ કર્યો. પદ્મ ને માલતીની માળાઓ ચઢાવી. પૃથ્વીનાથે સુનંદાનું મસ્તક ઊંચું કરી સહુને એનાં દર્શન કરાવ્યાં સંકેત પામીને બાહુબલીએ આગળ આવીને નીલાંજનાના દેહને પોતાના બે હાથમાં ઊંચકી લીધો.

પૃથ્વીનાથે સુનંદાના દેહને ઊંચક્યો, ને ક્ષીરસમુદ્રના જળમાં પ્રવેશ કર્યો. પાછળ બાહુબલીએ જલપ્રવેશ કર્યો.

મૃત્યુ પામેલાં સ્નેહીજનોને સ્વીકારવા સમુદ્રના જળ સુંદર તરંગાવલિઓથી એમનું સ્વાગત કરતા હતાં.

બંને દેહ જળમાં પધરાવ્યા. પધરાવીને પિતા-પુત્ર ભારે હૈયે પાછા ફર્યા. ત્યાં તો એક કારમી ચીસ સાથે સુંદરીએ જળમાં ઝંપલાવ્યું. માતાની સાથે એને પણ અનંત જળમાં લુપ્ત થવું હતું.

ક્ષણવારમાં ભારે હોહા મચી ગઈ સુંદરી ઊંડા પાણીમાં પડી હતી થોડેક દૂર જાય તો પછી એને પાછી વાળવી મુશ્કેલ હતી. ભરત એકદમ અંદર ધસી ગયો. સુંદરીને બે હાથમાં ઝડપી લીધી, ને તરતો તરતો પાછો ફર્યો.

"પુત્રી!" પૃથ્વીનાથે એના ઠંડા પડેલા દેહ પર હાથ પ્રસારતાં કહ્યું; "સુનંદા તો સુખદ નિદ્રામાં સૂઈ ગઈ વહેલું મોડું સહુને એ નિદ્રાને તાબે થવાનું છે"

"પિતાજી, મારી મા શું હવે નહી જાગે?"

"ના"

"શુ એ મરી ગઈ?"

"હા" જવાબ ટૂંકો હતો

'તમે પૃથ્વીનાથ પણ ન બચાવી શક્યા?"

'આ લોકમાં સહુ પ્રાણીની એ દશા થવાની કોણ પૃથ્વીનાથ કે કોણ પામર જન!"

'માનવીને ચિરજીવ કરવાનો કોઈ માર્ગ નહી?"

"છે એના ગુણ જીવનમા ઉતારી, એની ભાવનાને ચિરજીવ બનાવો!"

એ દિવસે સુંદરીનો વિલાપ મર્મભેદક હતો, અને એથીય મર્મ-ભેદક હતી બાહુબલીની ગંભીર, અશ્રુવિહોણી મુખમુદ્રા

## ૨૪. નવું શાસન

સંધ્યાના તારા જેવી વેધક આંખે સ્વામી બેઠા છે. શરદ ચંદ્ર જેવું વદન કંઈક ગંભીર બની ગયું છે, સુનંદા ને નીલાંજનાના મૃત્યુ પછી સ્વામી વધુ પડતા ચિંતનશીલ બની ગયા. સામાન્ય લાગતો શાસનનો ભાર હવે તેમને અસહ્ય લાગે છે મહાસેનાપતિ સુષેણના વિજયની વાતો સાંભળતા તેઓ અકળાઈ ઊઠે છે શસ્ત્રબળ ને શરીરબળના વિજયોમાંથી જાણે તેમની શ્રદ્ધા ચળી ગઈ છે દેવી સુમંગલા પાસે પણ વેણી ગૂંથાવતા હવે એ મર્મપરિહાસ કરતા નથી

પૃથ્વીનાથને એકાંત પ્રિય બન્યું છે. વધારામા પિતા નાભિદેવના મૃત્યુના સમાચાર જાણી ને માતા મરુદેવના વિલાપ સાંભળી ઘણે દિવસે તેમનાથી હસાઈ ગયું, ને એ ધીરેથી બોલ્યા :

"મૃત્યુ એમને લઈ ગયું ? અરે, સંસારને વળગેલી મહાબિમારી ! એનો જ ઉપાય ખોળી રહ્યો છું. હું મૃત્યુંજય બનવા માગું છું જે મને અનુસરે તેને પણ મૃત્યુંજય બનાવીશ, સંસારમાંથી જે મને અનુસરશે એને વિલાપ કરવાનો વારો નહીં આવે"

ઘણે દિવસે આટલા શબ્દો સહુને સાંભળવા મળ્યા. પ્રજા માનતી હતી કે સ્વામી આજે પિતા નાભિદેવના અંતિમ સંસ્કાર માટે ક્ષીર-સમુદ્ર ભણી જશે, એટલે દર્શન પામીશું. એ આશા પણ નિરાશામા પલટાઈ

પૃથ્વીનાથે અંતિમ સંસ્કાર માટે કુમાર ભરતને આજ્ઞા કરી

દિવસો જેટલા ભારે હતા, એથી રાત્રિઓ વધુ ગમગીન હતી આંખોમા નિદ્રા નહોતી, હૃદયમા શાન્તિ નહોતી, મુખ પર સ્મિત નહોતુ દેવી સુમંગલા પાસે હતા, પણ બે ઘડી નર્મ વિનોદ કરવાનુ દિલ નહોતુ થતું સુબોધ મોટા વિજય સાધીને આવ્યો હતો, પણ એને મળવા દિલ નહોતુ થતુ એની સદા રસભરી વિજયગાથાઓ એકાએક નીરસ બની ગઈ હતી.

સવારમા એ મળવા આવ્યો ત્યારે ફક્ત પૃથ્વીનાથે એટલુ જ કહ્યુ:

"સુબોધ, હવે એ વિજયોમા મને રસ નથી કુમાર ભરતનુ શાસન સ્વીકાર ! પૃથ્વીમા ભયનુ રાજ્ય ક્યા સુધી રાખીશુ ? પ્રેમની પ્રતિષ્ઠા કરવા માગુ છું. તારી ગદાના ડરથી આ માનવકુળને ક્યા સુધી સાચવીશ ? એમને સ્વેચ્છાએ સારું આચરતા શીખવવાની જરૂર છે"

સુબોધ સ્વામીના મો સામે આંખો ફાડીને જોઈ રહ્યો જે પૃથ્વીનાથ પોતાને સદા હસીને બોલાવતા, આદર ને પ્રેમથી સત્કારતા. એ જ સ્વામી આજ કાં આટલી સૂકી વાતો કરે ! આજ ક્યા મહા અપરાધના કારણે એ પોતાની સામુ પણ જોતા નથી. શાબાશી પણ દેતા નથી ? સંભાષણ કરે છે પણ જાણે આડુ જોઈને ! સ્વામીભક્ત સેવકની આંખમાથી અશ્રુધારા વહી નીકળી એના હાથની ગદા સરીને નીચે પડી ગદ્દગદ્દ કંઠે પૃથ્વી પર ઘૂંટણીએ પડી તે બોલ્યો :

"નાથ અપરાધની ક્ષમા યાચુ છુ અષ્ટાપદના પંજામા પડીને પણ જેણે ભય જાણ્યો નહોતો—એને આજ સ્વામીની આ વર્તણૂકથી ભય લાગે છે. પૃથ્વીનાથ, ભરત ભલે સ્વામીનુ સંતાન હોય, પણ સ્વામી નથી. ઇચ્છા હોય ને અપરાધ હોય તો—આ મસ્તક હાજર છે"

"સુબોધ, ભાઈ, મારા સાથી !" પૃથ્વીનાથ પાસે સર્યા પ્રેમથી એના મસ્તક પર ને પીઠ પર હાથ ફેરવતા કહ્યું : "એ મસ્તક તો અર્પણ થયેલુ જ છે. નવુ લેવાનું નથી, હવે કોઈને મારવાની વાત નથી. હવે તો સહુને મૃત્યુંજય બનાવવાની પ્રેરણા છે"

અને પૃથ્વીનાથ વળી વિચારમાં પડી ગયા

"પ્રભુ, શું ત્યારે આજ સુધી આચર્યું ને હજી આચરી રહ્યા છીએ-તે બધું ખોટું હતુ ? ભૂલ હતી ?"

"ભૂલ નહોતી-કર્તવ્ય હતુ. મને એનો પશ્ચાતાપ નથી, ગર્વ છે પણ એ કાળ સૃષ્ટિના આદિ સર્જનનો હતો, માનવને સંસ્કાર આપવાનો હતો. એ માટે તોફાની બાળકને જેમ માતાપિતા તાડન કરે એમ મે કર્યું : શાસન સ્થાપ્યુ. એ શાસનથી, એ સંસ્કારથી માનવી ખાધેપીધે સુખી થયો, ઘરબારી થયો, સંપત્તિવાન ને સમૃદ્ધિવંત થયો, પડોશી થયો ને સમૂહજીવન શીખ્યો. સામાજિક જીવનને અનુસરતો થયો. ગણતરી શીખવી ને ગણતો થયો, બ્રાહ્મીની લિપિનો પણ ઘણો ધીરે-છતાં પ્રચાર થશે. ઓછા-વધતાનાં યુદ્ધ પણ સુંદરીને આપેલા ગણિતથી નષ્ટ થશે. પણ આજ મને એનાથી સંતોષ નથી, સંસારનું ગાડું આમ ચાલવા ન દેવાય, આપણા શાસનની એમા શોભા ન લેખાય !"

"શેમાં શોભા ન લેખાય, પૃથ્વીનાથ ? આપે આપેલા શાસનને હવે અવખોડી કાઢશો મા ! જન્માવેલા બાળકને ગળે ટૂંપો દેશો મા ! માનવકુળોની પ્રગતિ તો આપ નિહાળો, આપના શાસને તો પૃથ્વીને સુખી બનાવી છે."

"પ્રગતિથી જેમ રાચવાનુ છે, તેમ સાચવવાનુ પણ છે વહેતા પાણીને સદા ચેતવાનુ ! ખીલા વિનાના ગાડાને સદા ચાલતા સંભાળવાનુ ! સુઘોષ, હાકાર, માકાર ને ધિક્કારની નીતિથી નિયમનમા રહેનારાં માટે આજે વધ, બંધ સુધી દંડનીતિ ઉગ્ર બની છે, એ જાણે છે ?' ને એટલુ બોલી પૃથ્વીનાથ ઊંડા વિચારમાં પડી ગયા.

"પૃથ્વીનાથ," સુઘોષ પાસે સર્યો. આજે એણે સ્વામી સાથે પ્રેમ-કલહ કરવાનો જાણે નિર્ણય કર્યો હતો. સ્વામી ન સમજે તો એના ચરણોમા જીવન અર્પણ કરી દેવાનો છેલ્લો નિર્ણય લઈને એ આવ્યો હતો. સ્વામીના જે શાસનના પ્રચાર માટે એણે પૃથ્વી ને આભ એકઠા

કર્યાં. એને આજે છિન્નભિન્ન થતુ જોવા જેવી મજબૂત છાતી એની પાસે નહોતી "પૃથ્વીનાથ! સ્વામી!' એણે જાણે સ્વામીને સમાધિમાથી જગાડચા

"શુ કહે છે, સુયોધ!" એ જ મીઠા શબ્દોમા જવાબ મળ્યો

"શુ કહુ, સ્વામી! તમે સાભળવા પણ તૈયાર નથી"

"સુયોધની કોઇ વાત મે સાંભળી–ન સાભળી કરી? મે જે શાસનની વાત કરી, એનો જ વિચાર કરુ છું; જે શાસનના પ્રચારને તે તારા શ્વાસોચ્છ્વાસ સાથે વણી લીધો. એના વિશેષ વિકાસ માટે વિચાર કરી રહ્યો છું"

"એનાથી રૂડું શુ? પણ નાથ, નથી એ હાસ્ય, નથી એ સભાષણ, નથી એ સહજ સ્મિત! જીવન પ્રત્યે આટલો તિરસ્કાર કા?"

"તિરસ્કાર અને તે પણ જીવન પ્રત્યે? જે ઉન્નતિનુ મૂળ છે, એના પ્રત્યે તિરસ્કાર નહી, અનુરાગ કહે' પૃથ્વીનાથ જરા હસ્યા

સુયોધ હિંમતમા આવી ગયો એ બોલ્યો "તો પ્રભુ, જરા બહાર ચાલો જુઓ તો ખરા! કેટકેટલા આપના દર્શન વિના વ્યાકુળ બનીને ખડા છે? કેટકેટલા આપની પાસે ન્યાય માગવા આવ્યા છે?"

"સુયોધ, ચાલ, હુ આવુ છું"

ક્ષણપૂર્વે અકાલવૃદ્ધ જેવો દેખાતો સુયોધ એકદમ જાણે જુવાન બની ગયો એ ગદાને આમતેમ ઘુમાવતો બહાર આવ્યો, ને જનસમૂહને સ્વામી પધારે છે, તેવો શુભ સદેશ આપ્યો

બધે હર્ષના તરંગો ઊછળી રહ્યા

આભની પૂર્વ અટારીએ સૂર્યનારાયણ દેખાય એમ રાજપ્રસાદના દ્વાર પર પૃથ્વીનાથ દેખાયા સહુએ તેમને પ્રેમથી વધાવી લીધા ભારે કોલાહલ મચી ગયો કાને પડ્યુ પણ ન સભળાય, તેવી સ્થિતિ થઈ રહી

ઉલ્લાસભરી માનવમેદનીનો મહાસાગર શાન્ત પડ્યો, એટલે પૃથ્વીનાથે સુબોધને પાસે બોલાવ્યો ને કહ્યુ .

"સુબોધ, ન્યાય માટે એકત્ર કરેલા જનસમૂહને અત્રે આણ"

હર્ષની કિકિયારી કરતી જનતાને એક છેડે સુબોધે આ સમૂહને એકત્ર કરી આણ્યો હતો એક પછી એકને તે સ્વામીની પાસે લાવવા લાગ્યો સહુથી પહેલા એક સુદર યુવક ને સોહામણી યુવતી આવ્યા યુવકે પ્રણામ કરતા પોતાના દુઃખની કથની રજૂ કરી :

"દેવ, આ મારી સહોદરી છે, એણે યુગલિકધર્મ નિવારણ પછી મારો ત્યાગ કર્યો છે. પ્રભુ ! એને તો જલદી સાથી સાપડી ગયો, પણ મને કોઈ સખી મળતી નથી. ભારે વિપદા આવી છે હવે તો પસદગી-નો પ્રશ્ન ઊભો થયો છે ને ! કોઈ મને પસદ કરે છે, તો કોઈને હુ પસંદ કરતો નથી કોઈ મને પસંદ પડે છે, તો કોઈને હું પસદ પડતો નથી. અજબ ઉપાધિ છે હવે શું કરવું ?'

યુવક પોતાની કથની રજૂ કરી, બાજુમાં ખસી ગયો. એટલે પેલી સોહામણી સુદરી સામે આવીને પોતાની ફરિયાદ રજૂ કરવા લાગી :

"પૃથ્વીનાથ, મે મારો સાથી પસદ કરી લીધો; પણ મારા માતાપિતા કહે છે, કે એ યોગ્ય નથી. આપણે તો સરયૂતીરનાં ને એ સુમેરુનાં રહેવાસી : એના મેળ ન મળે ! આપણને જલક્રીડા ગમે તો એને શિખર પર ટહેલવુ ગમે ! પાણીથી એને શરદી થાય, પર્વતથી આપણને થાક લાગે '

"તારા માબાપ ન સમજે તો શુ કરીશ ? પૃથ્વીનાથે પ્રશ્ન કર્યો.

"એને પસદ કર્યો તે કર્યો. હુ બીજા કોઈ સાથીને પસંદ નહી કરુ "

"વારુ, તમારો નિર્ણય કરુ છું. પછી બીજુ કોણ છે ?"

"પ્રભુ, હુ . મારો તો પ્રશ્ન વળી એથી ઊલટો છે એક સખી

મે પસદ કરી છે અને મે વાત કરી તો કહે 'મારી હા કે ના નથી. મારા માતાપિતા કહે એને સાથી તરીકે સ્વીકારવા તૈયાર છુ એના માતાપિતા કહે છે, કે 'એને લઈ જાઓ એનો વાધો નહી, પણ એના બદલે કામ કરવા બે વૃષભ આપતા જાઓ' પ્રભુ, શુ સખી મેળવવા માટે અમારે કિંમત પણ આપવી પડશે?"

"તુ વૃષભ આપી શકે તેમ છે?"

"હા"

"વારુ, અન્ય ફરિયાદીને હાજર કરો"

"મારી ફરિયાદમા બીજુ કઈ નથી સ્વામી! એક વાતનો નિર્ણય માગવો છે." એક સ્ત્રીએ કહ્યુ, "મે એક પુરુષ પસદ કર્યો છે એ પુરુષ કહે છે, કે તારો સખા મારી સહોદરાને સ્વીકારે તો હુ તને સ્વીકારુ એ વળી કોને શોધવા જશે? પ્રભુ, આ નવા રિવાજમા જેટલો રસ છે, એટલી માથાકૂટ પણ છે"

"હા, પછી બીજુ કોણ છે?"

"હું છુ. સ્વામી!" સુયોધ આગળ આવ્યો, "આ વનલતા નામની સુદરી છે. એને એવો ચસકો લાગ્યો છે, કોઈ સુદર પુરુષ દીઠયો કે એની પાછળ ઘેલી! એ પોતાનુ એક ઘર બાધતી નથી, ને અનેક ઘરોને ભાગતી ફરે છે એને મેં સમજાવી તો કહે : પૃથ્વીનાથે તો સહોદરને વર્જ્ય લેખવાનુ કહ્યુ છે, એક માબાપના સતાન પરસ્પર કામસેવન ન કરી શકે, તે તારે કબૂલ છે, બાકી ભિન્ન માબાપનાની સાથે હરવા-ફરવામા મને શો વાધો છે? સસારમા મારે એક સહોદર, બાકી બધા સખા! ખોટુ કહેતી હોઉં તો પૂછી જુઓ પૃથ્વીનાથને!"

"ચાલાક છે, ચતુરાનના! ઠીક સાર બેસ્યો તે!"

"અને સ્વામી આ કુળનાયક નિકેત!" સુયોધે એક પડછદ

પુરુષને આગળ કર્યો, "આ અને એના કુળના તમામ માણસો યુગલિકધર્મ નિવારવાનો નિષેધ ભણે છે તેઓ તો કહે છે કે અમે તો ભાઈ-ભગિની સાથે જ રહીશું. કોઈની સહોદરા લાવવી ને આપણી આપી દેવી, એ પોતાના હાથનું ફળ બીજાને આપી દેવુ-ને પછી પોતાના માટે એની સામે યાચક જેમ ઊભા રહેવા જેવુ છે—એ મૂર્ખાઈ અમારાથી નહી થાય."

"વારુ, સુબોધ, આટલાનો ન્યાય ચૂકવુ છું, બીજા કોઈ છે?"

"હા, એક ચોર છે. એણે પાસેના કુળમાથી પશુ ચોર્યું છે"

"કોણ છે એ?"

"પૃથ્વીનાથ, હું છું. પણ મારી એક વિનતી સાભળો મારી પાસે બે વૃષભ હતા એક મરી ગયો ને બીજો લાવવા માટે મારી પાસે કશુ નહોતુ. જો બીજો વૃષભ ન લાવુ તો મારી ઈક્ષુ સૂકાઈ જાય તેમ હતી. જેની ચોરી કરી, એને મે ઘણો સમજાવ્યો, પણ એ તો કહે વિનિમયમાં કંઈ આપવું જોઈએ; એ વિના ન મળે આપવાનુ મારી પાસે કંઈ નહોતું. આખરે હુ એનો બળદ લઈ આવ્યો"

"એ વૃષભના બદલામા તારી ઈક્ષુ પાકે ત્યારે કેટલા ઘડા રસ આપીશ?"

"એ કહેશે તેટલા. હાથની આગળીઓ જેટલા અથવા હાથ-પગની આગળીઓ જેટલા."

"સારૂ, બીજુ કોઈ?"

"સ્વામી, આ માણસે સરયૂતીરની પૂર્વ દિશા તમામ ખેડી છે ભારે મહેનત કરી-ને ભારે ફળ-ફૂલ નિપજાવ્યા પણ પછી લોભ જાગ્યો. એણે પૃથ્વીમાં ભંડાર કરી બધુ એમાં ભરી દીધુ. કેટલુ કે તો સડી ગયુ, છતાં એણે કોઈને ન આપ્યુ. એક વૃષભના વિનિ-

મયમા એ જેટલુ આપતો એટલુ ચારના વિનિમયમા પણ હવે આપતો નથી · ને જેમ પેલા ભરી રાખેલા ધાન્ય, ફળ ને ફૂલ સડતાં જાય છે, તેમ એ તો કહે છે: 'મને કંઈ નુકસાન નથી, એટલી વિનિમયની પચાત ઓછી, મારે તો સો વૃષભ ને ધેનુ લેવી છે જેટલુ બચશે તેટલા પર તેટલુ લઈ લઈશ ગરજ હશે એ લઈ જશે ' અને આથી એને તો લહેર થઈ છે કેટલાય કુળવાસીઓ પેટની લાહ્યે એના શરણે આવ્યા છે. એમને પેટભર આપી, પોતે વળી નવા પાક ઉપજાવી ભંડારો ભર્યાં છે. આપણા નવા નિયમ મુજબ કેટલાકને એક સખી પણ મળતી નથી, ત્યારે કેટલીય સ્ત્રીઓ એને વરવા આવી છે કેટલાય એના ભૃત્ય બન્યા છે. મૂઠીભર અનાજની લાલચે એણે ભારે વર્ચસ્વ જમાવ્યુ છે, અને હવે તો કોઈ મોટો પાક તૈયાર કરે તો એ કરવા દેતો નથી પાણીના બંધ એણે બાધ્યા છે: વરસાદના પાણી પર પણ પેલાનો હક્ક રાખ્યો નથી એ પોતાને પૃથ્વીનાથ કહાવે છે, ને ખાનગીમા પોતાના શાસનની ડંફાસ મારે છે એણે ધાતુઓ જુદા જુદા રંગની એકઠી કરી છે, જુદા જુદા રંગના ચમકતા પથ્થરો એકઠા કર્યાં છે, ને કંઈ કંઈ મૂલ્ય નિપજાવ્યાં છે."

"સુંદર દરેક વસ્તુને ઊજળી ને કાળી બે બાજુ હોય છે પૃથ્વીનાથના પદને પણ બીજી બાજુ છે, એ એણે પ્રત્યક્ષ કરી બતાવ્યુ. વારુ, હવે કંઈ બાકી?"

"બાકીમા આપનો ન્યાય."

"મારો ન્યાય, આ છેલ્લા સંગ્રહશીલ વ્યક્તિને ભારેમા ભારે સજા દેવાનું ફરમાવે છે. ભરત, કયો મહાદંડ એને દેવો, તેનો તું વિચાર કરજે ઢીલુ ઢીલુ થયેલુ મારુ મન આ બાબતમા નિરુપાયે ઉત્સાહી બને છે બાકી એટલું યાદ રાખજે કે, પૃથ્વી, પાણી ને અગ્નિ પર કબજો કરી, જે એનો સ્વાર્થ માટે ઉપયોગ કરે, ઘરમા અન્ન ભરી અન્નના ઇચ્છુકોને ભૂખે મારે, એને ભારેમા ભારે સજા

ચવી ઘટે. સુઘોષ, એના ધનનો, ધાન્યનો, ગાય-વૃષભનો કબજો લઈ સહુને વહેંચી આપ! એવું કુશાસન ચેપી રોગ જેવું છે. એવી સત્તા મહામારી જેવી છે. એનું એંધાણ પણ પૃથ્વી પરથી નષ્ટ કરજે; નહી તો વાયુમંડળમાં રમતુ એક પરમાણુ નવાં અનેક કુશાસન જન્માવશે. ને તો આ પૃથ્વી દુર્ભિક્ષ, દુષ્કાળ, મારામારી ને ચોર લૂંટારાઓથી ભરેલી બની જશે."

"જેવી સ્વામીની ઇચ્છા!" સુઘોષે સૂચનાનો સ્વીકાર કરી લીધો.

"જય પૃથ્વીનાથ!" પાછળથી જનસમૂહ ગર્જ્યો પેલા કુશાસન-ધારી માનવીનાં એ પ્રજાજનો હતાં. તેઓ મુક્તિ પામ્યાની ખુશી વ્યક્ત કરતાં હતાં.

"અને ક્યાં ગયો પેલો વૃષભનો ચોર! એની ચોરી અનિવાર્ય હતી, છતા અનિવાર્ય કે બિનઅનિવાર્ય હોવાથી ચોરી ચોરી મટતી નથી એની સજા ઈક્ષુરસના ઘડામા આવી જાય છે, ને વૃષભ આપવાની ના પાડનારને સૂચના આપુ છું, કે કોઈની પાસે વર્તમાનમાં આપવાનું કંઈ ન હોય ને ભવિષ્યકાળમા આપવાની કબૂલાત કરતો હોય તો વિનિમય કરવો, એ પણ વિનિમયનો એક ઊંચો પ્રકાર છે"

"અને પેલી અનેક પુરુષની શોખીન વનલતા ક્યાં ગઈ? એને અને સહુને 'યુગલિકધર્મ' નિવારણ' પછી મારુ બીજુ ફરમાન છે, કે કોઈ યુવક કે યુવતી પાણિગ્રહણવિધિ પછી જ કામસેવન કરે બીજુ બંધન હુ બાંધતો નથી જેઓ પાણિગ્રહણ વિધિ વિના કામ-સેવન કરશે, એ મારા શાસનમા દંડાશે"

"અને કુળનાયક નિકેત ક્યા છે? એણે તો શાસનદ્રોહ જ કર્યો છે શાસનની સ્વીકૃત આજ્ઞાનો લોપ એનાથી કેમ થાય? અને એ રીતે ચાલે તો શાસન કેમ નભે? શિક્ષા માટે એને ભરતને સોપવો. ક્ષમાનો એ હકદાર નથી. અને બાકી રહ્યા બીજા માટે

પરસ્પરની સંમતિ અને પ્રેમ એ યુવક–યુવતીને જોડવાનું પ્રથમ લક્ષણ એ એમને માટે સીધો અને સરલ નિર્ણય, એટલે કે પછી વડીલોની સંમતિ, ગાય–વૃષભની આપલે, એ ગૌણ વસ્તુ છે. પરિસ્થિતિ ને વિવેક પર દરેક વાત શુભાશુભનો આધાર રાખે છે. દરેક જોડાણ સર્વોત્તમ ન પણ હોય, પણ મધ્યમ કે સામાન્ય હોય તો પણ ચાલે."

પૃથ્વીનાથ થોડી વાર થોભ્યા, ત્યાં પાછળથી કુળનાયક નિકેત બરાડતો સંભળાયો. પેલો નકલી શાસનપતિ પણ ક્રોધમાં ડોળા ઘુમાવતો કહેતો હતો :

"પૃથ્વીનાથ, મારા શાસનમાં ને તમારા શાસનમાં શો ફેર છે? કેવળ તમારી પાસે સેનાનાયક સુયોધ ને ભરત–બાહુબલી જેવા વીર પુત્રો ને મોટી સેના છે, તેથી ડરાવો છો? થોડો વખત રાહ જોઈ હોત તો એનો પણ મુકાબલો કરી દેત. મોટા જે કરે તે સાચું, નાના કરે તે ખોટું એમ જ ને? પ્રેમની વાતો કરનારનું સિંહાસન શું ભયના ભયંકર સાધનો પર નથી ખડું?"

"સ્વામીનું અપમાન, દુષ્ટ!" સુયોધની ગદા વીજળીની ઝડપે ઊંચી થઈને એ જ ઝડપે નીચે ઊતરી નકલી શાસનપતિની ખોપરીના ટુકડા કરે તેટલી વાર હતી, ત્યાં તો પૃથ્વીનાથનો શંખસ્વર જેવો અવાજ સંભળાયો :

"સુયોધ, સાવધાન! ગમે તેવાને પણ પોતાનું મંતવ્ય રજુ કરવાનો હક્ક હોવો જોઈએ. અને વળી એ ખોટું પણ નથી કહેતો નિકેત, ભાઈ તું સાચું કહે છે. જે શાસનને સામ, દામ, દંડ ને ભેદની જરૂર રહે; વધ, બંધ, ઘાત, ગોષ્ઠિ ને સંગ્રામ જેના નિત્ય વ્યવહારના અંગ હોય, એ ખરેખર વખાણવા લાયક શાસન ન જ કહેવાય"

"શાસનના તો એ અનિવાર્ય અંગ છે એમ આપ કહેતા હતા ને પિતાજી! 'નમો આરિહંતાણું' એ તો આપણા પૂર્વજોએ

દીધેલો મહામંત્ર છે અરિનો સંહાર કરો ! સંસારમાંથી માનવજાતના અરિઓને નામશેષ કરો ! એ તો આપણી રણગર્જના હતી. એના બળે તો કુળોની સ્થાપનાઓ થઈ, એના બળે તો આ પશુતુલ્ય માનવોમાં સંસ્કૃતિનો પ્રચાર થયો. આજે સ્વર્ગની જે કલ્પના સહુ કરતા, તે પૃથ્વી પર પ્રત્યક્ષ થયું–તે એ મંત્રનો જ પ્રતાપ ! આપ પોતે જ કહેતા નહોતા કે શત્રુને હણો, મિત્રને મળો, વડીલોને પૂજો, મૃદુને મૃદુતાથી, ખલને ખલત્વથી, સાધુને સાધુત્વથી સન્માનો–એ શું આપનો મંત્ર નહોતો ?"

"હતો–અને છે, પણ દરેક વસ્તુના ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ પ્રકાર હોય છે માનવજાતનો અરિ કોણ ? શું માનવ ? પશુ ? ભરત, તું તો હજી કર્કશ તારો પ્રતાપી સ્વભાવ એટલી ઝીણવટમાં નહીં ઊતરી શકે, પણ મેં ખૂબ નિરીક્ષણ કર્યું છે. ખિલખિલાટ કરતો મનુષ્ય એની એ કોપમગ્ન દશામાં કેવો ભયંકર ભાસે છે ? માનવી તો એકનો એક છે, પણ હસતો ને કોપ કરતો–એ બે વચ્ચે એટલો ભેદ કાં ? એકને કહો તો સર્વસ્વ આપી દે, બીજાને કહો તો ક્ષણ-ભરમાં માનવીને મારી નાખે ! આપતો ને મારતો–બંને માનવી એક જ છે, પણ એની અંદર કોઈ એવું તત્ત્વ છુપાયું છે–જે માનવીને પલટી નાખે છે, અને એ જ માનવીનો અરિ છે વનના વાઘને વશ કરવો સહેલો છે, મનની અંદર બેઠેલાને વશ કરવો દુષ્કર છે"

"પિતાજી, દુષ્કર તો કંઈ નથી. આ બાહુને, આ પ્રતાપને શું અશક્ય છે ? આપનું આ વિધાન કંઈ સમજાતું નથી ! આપની દૃષ્ટિએ ત્યારે માનવી માનવીનો દુશ્મન નથી ?

"ના, બંનેને દુશ્મન બનાવનાર અરિ તો અંદર છુપાઈને બેઠો છે એ ધારે ત્યારે ભોળાભલા માનવીને સુરામત્ત શરાબીની જેમ ઉન્મત્ત બનાવી નાખે છે, ને ન કરવાનું કરાવી લે છે ક્રમ પતી ગયે પેલો અરિ પાછો છુપાઈ જાય છે–ને માનવી જાણે નિદ્રામાંથી

જાગતો હોય તેમ સ્વસ્થ થઈ વિચારે છે. 'અરે; મે આ શુ કર્યું ?' વળી પાછા પેલા છુપાયેલા 'અરિ' જાગ્રત થાય છે, ને માનવીને વિચારાધ બનાવી કઈના કઈ કૃત્ય કરાવે છે ભોળો માનવી, જેને બીજું જ્ઞાન નથી, એ એમ માને છે કે બીજો માણસ એનો 'અરિ' છે, પણ એને કોણ સમજાવે કે તારો દુશ્મન તો તારી ભીતરમાં જ બેઠો છે ?"

"તમારી વાતો ધીરે ધીરે દિલને સ્પર્શે છે, તો પિતાજી, શુ ગુનેગારોને મુક્ત કરી દઉ ?"

"ક્ષમા મોટી વસ્તુ છે કદાચ તેઓને પણ અ તરના અરિને પરખવામાં મદદ કરે. જે નવીન શાસનના નિર્માણના વિચારમા હુ નિમગ્ન છું, એમા તો શત્રુને પ્રેમથી, દુષ્ટને સાધુતાથી, ખલને સારાપણાથી, કૃપણને દાનથી ને વજ્રને મૃદુતાથી વશ કરવાની વાત આવશે આજના પ્રસ ગે ભલે બધા મુક્ત બને !"

"જય હો પૃથ્વીનાથનો ! અમારા ગુના માફ કરો ! અમારા અપરાધને લેશ પણ અ તરમા લાવશો નહી આપની ઇચ્છા મુજબ અમે વર્તીશુ." બધા અપરાધીઓ ચરણમા પડી યાચના કરવા લાગ્યા

પૃથ્વીનાથના મુખ પર સુ દર જ્યોતિ વિરાજી રહી. તેમના સુંદર ઓષ્ઠ મરક મરક થવા લાગ્યા "આપણે નમ્ર થઈને કેટલુ પામી શકીએ છીએ ? ઉદાર બનીને કેટલું મેળવી શકીએ છીએ ? સર્વસ્વ છોડીને કેટલુ પોતાનુ કરી શકીએ છીએ ?" ઉદારમના સ્વામી ઉલ્લાસમા આવી ગયા આ તકનો લાભ લઈ સુ દરી નજીક આવીને બોલી :

"પિતાજી, વસ ત નજીક છે"

"હા, સુ દરી !"

"તો તેનો ઉત્સવ ઉજવવાની આજ્ઞા આપશો ને ?"

"મે ક્યારે નિષેધ કર્યો છે, તે આજે આજ્ઞા આપુ ?"

"આપે નિષેધ તો નથી કર્યો, પણ આપની અનુપસ્થિતિ જોઈ, કોઈ વસંતોત્સવ માણતું નથી ઉત્સવ માટે એકત્ર થયેલા સહુ એમ જ કહે છે. 'અરે, આપણા સ્વામી ઉત્સવ ન માણે ને આપણે નગુણા ઉત્સવઘેલાં બનીએ? અરે, જેના પ્રતાપે આ રિદ્ધિ-સિદ્ધિ સાંપડી, એને આમ વિસારી મૂકીએ?" અને આમ વિસારી સહુ ભારે મોએ ઘરભણી પાછા ફરી જાય છે. વનમેવા, ફૂલહાર, દૂધ, દધિ ને મધુ એમના એમ રહી જાય છે, આકાશના ખીલેલા ચંદ્રમાં જેઓ સદા આપના હસતા મુખની કલ્પના કરતા, તેઓ જ તેમા આપના ગંભીર મુખને નિહાળી મનમા ને મનમા સમસમી જાય છે!"

"સુંદરી, મારા કાજે પ્રજાને આટલુ શોષવુ પડ્યું? તે પહેલા કેમ ન કહ્યુ?"

"પિતાજી, કહેવા માટે તો હું ને બ્રાહ્મી અનેક વાર આપની પાસે આવ્યા હતા; પણ આપની મુખશ્રી નિહાળી અમને અમારી પામરતા પર મનમાં ને મનમા તિરસ્કાર જન્મતો અમને એમ લાગ્યુ કે જે દિલને શાતા આપવા અમે ખોબો પાણી લઈને આવ્યાં છીએ, એના ખુદના દિલમા મેઘના ખંડના ખંડ ખડક્યા છે, સાગરને વળી નદી શું આપે? અમે તરત પાછાં વળી જતા બાહુબલી તો ઘણી વાર કહે છે, કે પિતાજી આ ભોગ-વૈભવથી ઘણે આઘે નીકળી ગયા છે, એમને એમા ખેંચવા વ્યર્થ છે આજે પિતાજી શ્રાવણની વાદળી જેવા નથી, શરદની વાદળી જેવા બન્યા છે."

"શરદની વાદળી કેવી બાહુબલી?"

"હલકી ફૂલ, પિતાજી! પહેલા તો એમને નીરખીને આપનું હૈયુ થનગની ઊઠતું હતુ. હવે એ થનગનાટ નથી રહ્યો. પહેલા તો અમને પાસે બોલાવી આપ ખોળામા બેસાડતા, અમારા વાળ સૂંઘતા, અમારા 'કપોલપ્રદેશ પર ચુંબનનો વરસાદ વરસાવતા, આજ તો

કુળવાસીઓના બળ પર જેટલો આપ પ્યાર દાખવો છો, તેટલો જ અમારા પર રાખો છો."

"બાહુબલી, હવે તમે મોટા થયાં. ખોળામાં બેસાડવાનો કે ચુંબનો ચોડવાનો વખત વીતી ગયો ખોળામાં બેસવાનો હકદાર તો જુઓ પેલો આવે, પુંડરીક, ભરતપુત્ર, વૃષભશ્રીનો જાયો!"

સામેથી દોડ્યા આવતા ભરતપુત્ર પુંડરીકને પૃથ્વીનાથે ખોળે બેસાર્યો, ને એને વહાલ કરતા કહ્યું.

"સુંદરી, જાઓ, સહુને જાહેર કરો કે હું અને આ મારો પુંડરીક વસંતોત્સવમા ભાગ લઈશું"

'જય હો પૃથ્વીનાથનો!" જનસમૂહ ગર્જી ઊઠ્યો.

પૃથ્વીનાથ ઊઠીને અંદર ગયા. ધીરે ધીરે જનસમૂહ વિખરાવા લાગ્યો પુંડરીક પૃથ્વીનાથની સાથે હતો, એટલે ભરતપત્ની વૃષભશ્રી એમની પાછળ પાછળ ગઈ

ફલાગમે નમ્ર થતા વૃક્ષની જેમ એ મહાચપલા નારી પુંડરીકને જન્મ આપ્યા પછી ગરવી બની ગઈ હતી બધા મસ્તી-તોફાન વીસરીને, પૃથ્વીના સાજ-શણગાર ભૂલીને એક પુંડરીક પાછળ ઘેલી બની હતી. પુંડરીકની ચિંતામા એ ભરતની પણ પરવા ન કરતી.

ક્રીડાઘેલો ભરત એને સરયૂતીર પર જલક્રીડા કરવા માટે આમંત્રણ આપતો, ઉપવનોમા ફરવા આવવા આગ્રહ કરતો, કૌમુદીભરી અનેક રાતોએ વૃષભશ્રીને મોજ માણવા વિનંતી કરતો-પણ એ એની એક પણ વાત ન સાંભળતી! કાં તો સૂતેલા પુંડરીકની ચોકીદાર થઈને બેસતી કે કાં તો જાગતા પુંડરીકનું રમકડું થઈને રમતી પુંડરીકના શ્વાસોચ્છ્વાસ સાથે એ નાચતી ને કૂદતી.

વૃષભશ્રીના ભભકતા લાવણ્યને ચૂમવા કોઈ વાર ભરત પ્રયત્ન કરતો ત્યારે એ બહાના કાઢીને છટકી જતી. ઘણી વાર એ કહેતી:

"આ પુંડરીકના કોમળ કિસલય જેવા ગાલ પર ચુંબન લેતાં જાણે પૃથ્વીના સર્વ સ્વાદ ફિક્કા પડી જાય છે. ભરત, આપણા એ દિવસો ગયા. હવે તો બધું વહાલ આ પુંડરીક પર વરસવું જોઈએ. આપણે એના હકનો પરસ્પર જરા પણ ઉપયોગ કરીએ તો ચોર ઠરીએ."

પ્રતાપી ભરત એ પછી વધુ આગ્રહ ન કરતો. એને છેલ્લા દિવસોમાં તો પ્રત્યેક ઘડી-પળે ચક્રવર્તી બનવાની ધૂન રહેતી દૂર રહેતી વૃષભશ્રી હવે તો થાકેલા દિલના આરામ વખતે સાંભરતી તેમાં પણ વૃષભશ્રીએ પુત્રપ્રેમમાં મગ્ન થઈ પતિ તરફ ઉદાસીનતા દાખવવા માંડી એટલે પ્રતાપી ભરતના દિલમાં સુંદરીની મનોહર મૂર્તિ સ્થાન મેળવવા લાગી એને પોતાના હૃદયસિંહાસને બેસી પ્રેમભિક્ષા આપે એવા કોઈની જરૂર હતી એના મદમસ્ત હાથી જેવા યૌવનને ડાળે ઝુલાવનાર કોઈ પ્રિયતમાની એને જરૂર હતી. રે, પૃથ્વીનાથે યુગલિક-ધર્મ-નિવારણ કરી પોતાને સુંદરી મળે, એવા સંજોગો ઊભા કરી દીધા. અને સુંદરી પણ પોતાના તરફ પક્ષપાત ક્યાં નહોતી દાખવતી ?

એણે જતી વૃષભશ્રીને જવા દીધી, ને ભીડની વચ્ચેથી સરી જતી સુંદરીને એકાએક ઝડપી લીધી. એના પડખે ચઢી કહ્યું :

"સુંદરી, ચાલ, તને મારી આયુધશાળા બતાવું."

"પેલી વૃષભશ્રી જાય. એને બોલાવીને લઈ જા !"

"એને તો સંસારના સર્વ ઇષ્ટ પદાર્થોની સમાપ્તિ પુંડરીકમાં થઈ ગઈ છે ! સ્ત્રીજાત સાવ ઘેલી ! એક વાતની એને તલાવેલી લાગી કે બીજા બધા ધર્મો સાવ ભૂલી જવાની. પુત્રની પાછળ એણે બધું વિસારી મૂક્યું છે."

"ભરત, સ્ત્રીની નિંદા ન કર ! માતા સુનંદાને યાદ કર ! મા સુમંગલાને સંભાર ! અષ્ટાપદની પાછળ જનાર પતિને પણ પડતો

મૂકી, તને પેટમા પોષ્યો અને બાહુબલીને જન્મ આપવા માતા સુનદાએ આખી જાત ગાળી નાખી."

"સુદરી, એ માતાઓને સદાસર્વદા હુ પ્રણામ કરુ છું પણ આ વૃષભશ્રીને જોઈ કોઈ વાર મારુ દિલ અકળાઈ ઊઠે છે. ન હવે એને જલવિહાર ગમે છે કે ન મધુપ્રવાસ કે ન ફૂલસચયની કદી ઇચ્છા થાય છે કૌમુદીવિહાર કે વૃક્ષના ઝૂલે તો જાણે કદી જવુ જ નથી. ગજખેલનમા પણ એને રસ નથી વેણીગૂંથન તો એ વીસરી ગઈ છે. એ પુત્રઘેલીને કદી મારી દયા પણ આવતી નથી" સામર્થ્ય-નો અવતાર ભરત જાણે ઓશિયાળો બનતો લાગ્યો ભલી સુંદરી એકદમ પાસે સરી ને એને ખભે હાથ મૂકી બોલી

"ભરત !"

"શુ, સુંદરી ?"

"નિસ્તેજ ન થા ! પિતાજીનુ આખુ શાસન તારે નભાવવાનુ છે"

"એની ચિંતા નથી, પણ મારા વિજયને સત્કારનાર કોઈ જોઈએ છે ! પૃથ્વીની પરકમ્મા કરી આવુ ને પ્રેમભર્યા શબ્દ સાથે વહાલ કરનાર કોઈ મળે તો મને કદી થાક ન ચઢે સુદરી, તને મારી દયા આવે છે ?"

"હા"

"મારા સ્વપ્ના તુ જાણે છે ?"

"હા"

"મારા જીવનમા તુ છાયો બનીશ ?"

"અવશ્ય."

"અવશ્ય ? સુંદરી, શુ મારી મિત્રતા તુ કબૂલ કરે છે ? અરે, મારી નસોમા ભુવનવિજયી લોહી દોડવા લાગ્યુ છે સુંદરી, તું હવે મારે પડખે છે–મારાં સહુ સ્વપ્ન સાચાં થશે" પૃથ્વીનો મહાન રાજા,

સૃષ્ટિનો એક શાસનપતિ, સંસારના એક આદર્શ–સોહામણા ભરતે દોડીને સુંદરીને ખભા પર ઉપાડી લીધી. એ જોતજોતામાં દોડતો દોડતો દૂર નીકળી ગયો. સુંદરીના પગમાં કેસૂડાના પુષ્પનું વલય હતું તો સુગંધ વગરનું, પણ વગર સુગંધે ભરતની મનસૃષ્ટિને એણે ખુશબોથી ભરી મૂકી હતી.

"સુંદરી, મારી આયુધશાળામાં ચાલ ! તારા ભરતનો પ્રતાપ જો !"

સુંદરીએ ભરતના કેશમાં પોતાની આંગળીઓ રમતી મૂકી.

## ૨૫. ભરતની આયુધશાળા

નગરોપાંતે આવેલી આયુધશાળામા જ્યારે ભરત અને સુદરી પ્રવેશ્યા ત્યારે ક્ષણવાર એનુ વાતાવરણ સુદરીને મૂઝવી રહ્યું ચારે તરફ દીવાલથી રક્ષાયેલ ભૂમિભાગમા માટીના મોટા મોટા ઢગ પડ્યા હતા. અનેક માણસો એ ઉપાડી ઉપાડીને પાણીમા ઓગાળતા હતા ને એમાથી કઈ કઈ તારવીને એક જલના મોટા પાત્રમા નાખતા હતા ભારે અવાજો કરતો અગ્નિ ભડભડ જલતો હતો

ભરત આ બધુ બતાવતો સુદરીને એક મધ્ય દ્વારમાંથી બીજા ખડમા લઈ ગયો. અહીં પહેલા ખડમા તપાવીને તૈયાર કરેલ લાલચોળ ચીજને ચાર ચાર જણા બીતા બીતા ઉપાડીને લાવતા હતા ને અહી જ હાથ પણ અટકાડ્યા વગર મૂકી દેતા હતા. થોડી વારમાં બબ્બે મજબૂત માણસો મોટા મોટા મુદ્દગરો લઈ એને ટીપવા લાગી જતા પ્રચડ અવાજોથી દીવાલો ધ્રૂજી રહેતી

"ભરત, આ બધુ શુ છે ?"

"સુંદરી, એ મારા વર્ષોના પરિશ્રમનુ પરિણામ છે. તું જાણે છે, કે પહેલા પિતાજીના વખતમાં લીલા ઝાડમાથી કાપીને ગોળાદાર યષ્ઠિ કે તીક્ષ્ણ ભાલા જેવુ બનાવાતુ. એને સૂકાવીને અથવા અગ્નિમા શેકીને વિશેષ કઠણ કરાતુ. જગલી પશુઓના હુમલા સામે એ ઠીક કામ આપતુ, છતા નબળુ એટલુ હતુ કે ઘણીવાર માણસને હાર મળતી એ પછી ધનુષ્યની શોધ થઈ એમાં અણીવાળા વાસનાં તીક્ષ્ણ

તીર મૂકાતાં આ શસ્ત્ર ઠીક હતું. પણ પછી તો પિતાજી અષ્ટાપદના વિજયે ગયા—ને સુબોધ ત્યાંથી શસ્ત્રો શોધી લાવ્યો. એ અસ્થિનાં કે શીંગડાંના હતાં, પ્રથમનાં શસ્ત્રો કરતાં કામ સારું આપતા, પણ સખત મુકાબલામાં ભાંગી પડતાં એક વાર વાપર્યા પછી નકામાં બની જતાં. મને બાળપણથી શસ્ત્રોનો શોખ હતો, ને સુંદરી, તને તથા બ્રાહ્મીને પિતાજી જ્યારે નવનવી વિદ્યાના જ્ઞાન આપતા ત્યારે હું ખીણો, ટેકરીઓ ને તળેટીઓમાં ભમતો મારી તલ્લીનતામાં ખાવું–પીવું વીસરી ગયો હતો, પદે પદે મોતનો ભય અનુભવતો ભમતો હતો. અચાનક એક ગિરિકંદરામાંથી આ વસ્તુ મને મળી. સુવર્ણ એની પાસે નિરર્થક છે રૌપ્યની તો કાંઈ વિસાત નથી. હીરા, મણિ, માણેક, મોતી, પરવાળા તો નકામા પથરા છે. જો, તને હું એ વસ્તીની ખૂબી પ્રત્યક્ષ પ્રયોગથી જ સમજાવું" ભરત આગળ વધ્યો ને એક લાકડાની ફણાવાળું તીર લઈને સુંદરીને આપતા કહ્યું.

"ચલાવ આ તીર પેલી દીવાલમાં ખૂંતાવી દે."

સુંદરીએ કાન સુધી પણછ ખેંચી તીર છોડયું. દીવાલને સ્પર્શી હેઠે પડી ગયું, ધારદાર અણી છુંદાઈ ગઈ

"હવે એ જ ધનુષ્ય પર આ તીર લે. ધનુષ્ય પણ એ છે, ને તીર પણ એ છે, કેવલ એની ફણા પર આ વસ્તુ લગાડેલી છે."

સુંદરીએ એને પોતાના રૂપાળા હાથોમાં તોળી જોયું. પહેલાં હલકું લાગ્યું. એણે ચાપ પર ચઢાવીને છોડ્યું. સડસડાટ કરતું વેગભર્યું એ સામી દીવાલમાં ઊંડે ખૂંતી ગયું.

ભરત આગળ વધ્યો ને દીવાલમાંથી એ તીર ખેંચી કાઢતા કહ્યું: "જો, આટલું સરસ કામ કરે છે, છતાં એની અણી એવી ને એવી. અને એ પ્રમાણે એનાં જ ભાલા, બરછી ને કૃપાણ, છરી ને ખડ્ગ અહીં બનાવાય છે. મારું ખડ્ગ તે જોયું છે?"

સુંદરી ભરતની આ સિદ્ધિ જોઈ અવાક્ બની ગઈ. ભરત થોડી

વારમાં એક લાકડાના મ્યાનમાં રાખેલ પોતાનુ ખડ્ગ લઈ આવ્યો. અર્ધ ચદ્રકાર આકારનુ એ શસ્ત્ર હતુ આયુધશાળાના આછાઘેરા અંધારામા એ ચદ્રની જેમ, ચમકી ઊઠયુ

"આનો એક જ ઘા અને ભલભલા હાથીની સૂઢ નોખી" ભરતના ચહેરા પર સિદ્ધિનુ ગુમાન હતુ

"મહાભયકર ! અરે, મને પણ ભય લાગે છે આના કરતા તો વનના વાઘના મોમા જવુ સારું."

"જેટલુ ભયકર–તેટલુ સુદર. આમ આવ, સુદરી ! તારી સુદર કટિ પર એને બાધી દઉં. તારી નાની સખીની જેમ એ પડયુ રહેશે" ભરતે સુદરીની સિહ–કટિ પર હોશે હોશે ખડ્ગ બાધી દીધુ.

લીણુની ફાડો જેવા સુદરીનાં નયનોમા આશ્ચર્ય પ્રસરી રહ્યું એ મનોમન ભરતને વશ થઈ હતી ભરત એને સ્વાધીન ને આશ્ચર્ય-વિમુગ્ધ બનતી જોઈ પોરસમા આવતો હતો.

"એ લઈ ને સુંદરી, વનેવન ઘૂમ્યા કર ! ન વાઘનો, ન હાથીનો કે ન વન–માનવનો ડર ! ખભે આ તામ્રવત તીરનુ ભાતુ, કેડે આ કૃપાણ, ખભે ધનુષ્ય ને ભેટમા આ નાની શી છૂરિકા ! કોની મજાલ છે કે આખ ઉઠાવીને તારી સામે જુએ એટલાં શસ્ત્રના બળે જ્યાં જાય, ત્યા તારુ સામ્રાજ્ય જન્મે, સહુ બીતા બીતા રહે, તારી આજ્ઞા માનવા તત્પર રહે"

"ભરત, એક રીતે આ વસ્તુઓ બહુ સારી પણ નહી. આપણા હાથમાં હોય ત્યા સુધી તો ઠીક, પણ એ જ પારકાના હાથમા જાય તો આપણુ તો આવી બન્યુ ને ?" સુદરીએ ચિતા વ્યક્ત કરી

"શાબાશ, સુદરી ! ખરો પ્રશ્ન ઉઠાવ્યો હુ આવી જ સહચરી માગુ છુ તારી વાત સાચી છે, પણ એનોય માર્ગ શોધી રાખ્યો છે ઊભી રહે, હુ પળવારમા આવું છુ"

ભરત પાસેના ખડમાં ચાલ્યો ગયો ને થોડીવારમા એ આવ્યો.

ત્યારે એના મસ્તક પર, કાન પર, ડોક પર ને છાતી પર કંઈ વિચિત્ર વસ્તુઓ હતી

"સુંદરી, હવે તીર લે, ખડ્ગ ખેંચ કે ભાલો ઉઠાવ ઇચ્છા થાય તે શસ્ત્ર હાથમાં લે, અને મારા પર હુમલો કર"

"એ મારાથી ન બને."

"નિરર્થક ડરે છે, મને લાકડીના ઘાથીય ઓછી ઈજા થશે"

"એમ કેમ ?"

"જો, આ મુગટ છે, એ સોના કે રૂપાનો નથી, પણ મારી નવી ધાતુનો છે. એના પર કોઈ શસ્ત્ર કામ ન કરી શકે આ કાન-નાં કુંડળ છે, એનાથી કંઠપર્યંત કોઈ શસ્ત્ર કામ ન કરી શકે–ને છાતી પર આ કવચ છે; તીર, ભાલું કે કૃપાણ–કટારી એને ભેદી ન શકે."

"આ તો વિષ વિષને નિવારે એવું થયું," સુંદરીના પરવાળાશા ઓષ્ઠ પર હાસ્ય ઝળકી ઊઠયું.

"સાચું છે જે મારે એ જ જિવાડે બસ સુંદરી, મારા પ્રયત્ન માટે એક આવા પ્રેરક હાસ્યની જ જરૂર છે જોજેને, પછી તો મને વિજય માટે આ પૃથ્વી પણ નાની પડશે"

"પિતાજી પૃથ્વીનાથ છે, તેમના પછી તું પણ પૃથ્વીનાથ બનીશ ને !"

"પિતાજીની વાત જુદી છે પૃથ્વીનાથ એમ ન બનાય નામ ધરાવ્યે કંઈ મહિમા ન થાય ! એ તો નામ એવા ગુણ જોઈએ એનામાં પૃથ્વીને કાબૂમાં રાખવાનું સામર્થ્ય જોઈએ, પેલો નકલી પૃથ્વીનાથ જોયા'તો ને ! એવા રિદ્ધિ, સિદ્ધિ ને સંપત્તિ જોઈ અનેક ફૂટી નીકળશે. પિતાજીની સર્વશક્તિ પ્રેમ અને ક્ષમામાં છે એમણે રાજા દેવયશની જેમ અનેકને રાજા બનાવ્યા છે એ બધાને નિયમનમાં રાખવા માટે ભારે શક્તિની જરૂર છે. એ શક્તિ તે આ.

ચાલ સુંદરી, હજી મારે તને ઘણું બતાવવાનું છે જો, આ મારી ગજશાળા, અશ્વશાળા ને રથશાળા પણ આ ગજ કે અશ્વને તું સામાન્ય ગજ-અશ્વ ન સમજીશ, એને રણાંગણ માટે તૈયાર કર્યા છે લોહી જોઈને એ ભાગવાના નહી, બલ્કે સામે ધસી જવાના, ભયંકર ઉલ્કાપાત મચાવી દેવાના."

"પૃથ્વી જાણે અહી પલટાયેલી દેખાય છે, ગજ ને અશ્વમા તે આટલું પરિવર્તન આણ્યું છે, તો માનવીમાં પણ .."

"હા, હા, જરૂર." ભરતે અધવચ્ચેથી વાક્ય ઉપાડી લીધું મારી સેના દુર્ધર્ષ હશે, શત્રુ સામે પહાડની જેમ ખડી રહેશે, દુશ્મન ઉપર વીજળીની જેમ તૂટી પડશે સુષેણને જોયો છે? એવા તો મારી સેનામા અનેક હશે એનો પુત્ર સુષેણ જ મારો સેનાપતિ છે અરે, એક એક સૈનિક હજારોને સંહારવાની શક્તિ રાખશે રણાંગણમાંથી પીઠ ફેરવવી એ મૃત્યુ કરતા ખરાબ માનશે એનું મસ્તક કપાશે તો ધડ લડશે, એવા ઝનૂનવાળો એ હશે સુંદરી, હવે આગળ વધીએ, હજી ઘણું બાકી છે"

ભરત અને સુંદરી આગળ વધ્યા.

"કહેવાય છે, કે ચક્રવર્તીને વાર્ધકી રત્ન જોઈએ. ઝંઝાવાતની જેમ આગળ વધનાર સેના માટે માર્ગમા આવતી ઉન્મગ્ના, નિમ્નગા નદીઓને પાર કરવા માટે સેતુ બાંધનાર આ વાર્ધકીઓ ને રથકારો છે. તેઓ સૈનિકોને રહેવાની કુટિરો તથા સેતુનો સામાન એકત્ર કરી રહ્યા છે

"ને સુંદરી, મહાન સેનાને ખાવા માટે ધાન્યની વાવણી કરનાર 'ચર્મરત્ન'ની યોજના પણ મે કરી છે. એક ઋતુનું ધાન થોડાક દહાડામા પકવી શકાય, ને પડાવ નાખીને પડેલા સૈન્યને પહોચાડી શકાય તેવી તેમા યોજના છે

"અને આ એક સહસ્ર પ્રતાકાવાળો, ચાર ઘંટવાળો મારો રથ. એના અશ્વ હવા સાથે હરીફાઈ કરી શકશે. ને આ મારી જયઢક્કા સંગ્રામના પ્રયાણ વેળાએ વગાડવાની. ગમે તેવાને મેદાનમાં આવી જવાને એ હાકલ કરશે."

"ને આ શું ?" સુંદરીએ કહ્યું.

"ભટભેરી, થાકેલા સૈનિકોને પાનો ચઢાવવા માટે. એનો અવાજ સૈનિકોને ભયંકર ઝનૂન આપે. ને આ શંખ! એનાથી રથમાં બેઠો બેઠો હું યુદ્ધનું નિયંત્રણ કરવાનો"

"એટલે તું લડવાનો નહી ?"

"ના, એ દિવસો ગયા બે પ્રતિસ્પર્ધીઓ પરસ્પર લડે, એ તો ભૂતકાળની વાત. મારા હાથી લડે ઘોડા લડે, રથ લડે, સૈન્ય લડે, સેનાપતિ લડે, મારે તો માત્ર સંચાલન કરવાનું."

"શાબાશ ભરત! લડે બીજા, મરે બીજા ને વિજય તારો કહેવાય" ભારે હિકમત લડાવી છે!"

"હિકમત નહી તો બીજું શું ? સુંદરી કહેવત છે કે જીવતો નર ભદ્રા પામે. મારા હાથી, ઘોડા, ને સૈન્ય કપાઈ જાય ને હું હારી જાઉં, પણ જો હું જીવતો રહુ તો ફરીને નવી સામગ્રી જમાવી સંગ્રામ કરીને હારને જીતમા પલટી દઉ"

"શાબાશ, ભરત હારે ખરો પણ મરે નહી જીવતો ભરત એક નહી અનેક લડાઈઓ લડી શકે ગમે ત્યારે પણ જીત મેળવ્યા વગર ન જંપે. હાર એટલે મોત એ જમાનો ખરેખરો ગયો અરે, પહેલાં તો હારેલો યોદ્ધો એનો પ્રતિસ્પર્ધી ન મારે તો સ્વયં આપઘાત કરી લેતો એવું કંઈ આમા નહીં. ભરત! તું અવિજેય છે"

"ના અવિજેય નથી; સુંદરી, એ વાતને હજી વાર છે"

"એટલે ?"

"ચાલ મારી સાથે. આજે તને મારી આખી આયુધશાળાથી પરિચિત કરી દઉં. આપોઆપ તને બધુ સમજાઈ જશે સુંદરી, જો સામે કંઈ દેખાય છે?"

"અંધારી ઘોર ગુફા છે"

"ચાલ તેમાં"

"ના, મને તો ધોળે દહાડે અહીં જ ડર લાગે છે, તો ત્યા તો ભેંકાર છે હું નહીં આવુ"

"અરે, ભલભલા હાથી સાથે ખેલનારી અહીં ડરી ગઈ? પણ મારી યોજના જ એવી છે દર્શન માત્રથી ભલભલાના મોતીઆ મરી જાય! એકવાર આ જોઈ લે તો વાઘ પણ બકરી થઈ જાય. પણ તારે ડરવાની જરૂર નથી આ મારુ મણિરત્ન માથે બાંધી લે તારો માર્ગ પ્રકાશમય બની જશે."

"અને તું?"

"મને તો અંધારે ચાલવાની આદત પડી ગઈ છે"

સુંદરીની સુઘટિત કેશાવલી ઉપર ભરતે મણિરત્ન બાંધી દીધો ચંદ્રમાથી જ્યોત્સ્ના ઝરે એમ આજુબાજુ પ્રકાશ વેરાઈ ગયો સુંદરીનું રૂપાળુ ગૌર મો આ પ્રકાશને પામીને ઓર રૂપાળુ બની ગયુ ભરત તિરછી આંખે એ સૌંદર્ય-સુધા પી રહ્યો.

ગુફાનુ મો અતિ સાંકડુ હતું, ને વિચિત્ર પ્રકારની ગંધ નાકને ગુંગળાવતી હતી સુંદરીનો હાથ પકડી ભરત આગળ વધ્યો. હવે ધીરે ધીરે પહોળો માર્ગ આવતો હતો. ને થોડે દૂર જતા વિસ્તીર્ણ જગા આવી. કેટલાય માણસો ત્યા કંઈ કામ કરી રહ્યા હતા એમના દેહ પરથી પરસેવાના રેગાડા ઊતરતા હતા ભરતને જોઈ તેઓ દૂર ખસીને ઊભા રહ્યા

સ્થળની વચ્ચોવચ્ચ ચમકતા સૂર્ય જેવુ કંઈક પડ્યુ હતુ એનો

ઝળહળાટ આંખને આંજી નાખતો હતો વચ્ચે સૂર્યના જેવો ગોળ આકાર હતો, ને એને ચારે તરફ સૂર્યના કિરણ જેવા મોટા આરા હતા. ભરતે બતાવેલી કૃપાણ કરતા તે અતિ તીક્ષ્ણ હતા. ચારે તરફ લોહીના આછા છાંટા ઊડેલા જોવાતા હતા.

"ભરત, ચાલ પાછા વળીએ, મારે હવે આ જોવુ નથી."

"ડરીશ નહી , સુંદરી! તને કોઈ પણ હાનિ પહોંચાડી શકશે નહી. જે અવિજેયપણાની તે વાત કરી, એનુ સાચુ મૂળ અહીં છે આ મારું ચક્રરત્ન છે સહસ્ર ખડ્ગ કે કૃપાણને ભૂલાવે તેવો એનો એક આરો છે કોઈ પ્રચંડ શત્રુને હણવા માટે એ કદી નિષ્ફળ ન જાય તેવુ સાધન છે. જે શત્રુને સાધી એને છોડયુ હોય, એ શત્રુનો નાશ કર્યે જ એ જંપે વચ્ચે મોટી સેનાની સેના હોય તો વઢાઈ જાય, દુર્ગ હોય તો ભેદાઈ જાય, પહાડ હોય તો કતરાઈ જાય, અને વળી કાર્યસિદ્ધિ કરી પાછુ ચાલ્યું આવે"

"અરે, પણ આટલુ ભારે ફેંકાય શી રીતે?"

"આંગળીને ટેરવે ચઢાવીને"

"આંગળીને ટેરવે આ ચક્ર ચઢે? ભરત, વાત કરતાં કરતા હવે તારુ ચસકયું તો નથી ને?"

"ચસકયું હોય એનુ આ કામ નથી એમ તો ઉઠાવવા માટે સ્વાભાવિક રીતે અનેક માણસોની જરૂર પડે છે અરે, એ બિચારા ઊંચકનાર પણ લેશ ભૂલ કરે તો લોહીલુહાણ બની જાય છે. પેલાં રક્ત-છાંટણાં જુએ છે ને? પણ જે ચક્રવતી હોય એ એની સાધના કરીને ઉઠાવી શકે"

"કેવી સાધના?"

"એની વાત તને કહુ, પણ એમા ભારે સામર્થ્યની જરૂર છે.

એનુ એક જ લક્ષણુ તને કહુ તો આશ્ચર્ય થશે પાચ હજાર ધેનુનુ દૂધ જો એકલો પચાવી શકે, તો જ એ શક્ય બને"

"પાંચ હજાર ધેનુનુ દૂધ એક માણસ કેમ પી શકે! ન માની શકાય તેવી વાત છે"

"સુદરી એમાં પદ્ધતિ હોય છે પાંચ હજાર ગાયોનુ દૂધ બે હજારને પાવાનુ, એનુ દૂધ એક હજારને, એનુ દૂધ પાંચસોને ને એ રીતે પાંચ ગાયનુ દૂધ ચક્રવતી પીએ. સિહણનુ દૂધ પચાવવું સાવ સહેલુ, પણ આના દશ બિન્દુ પણ જીરવવા મુશ્કેલ એને જે પચાવી શકે એ જ ચક્રવતી થઈ શકે; એ વિના આ ચક્ર પણ ઉપાડવું અશક્ય ખાદ્ય ને પેય બને ઉપરથી એનો નિચોડ આવી જાય સુદરી, આ ભુજાઓ પાસે હાથીની ભુજાઓ તો રમકડા જેવી છે આ છાતી પાસે હાથીના ગંડસ્થળ નબળા છે સુંદરી સમુદ્ર તરવો મારે મન રમત છે"

"ભરત, તો તુ અવિજેય થઈ ગયો"

"ના, હજી મારી આ ચક્રરત્નની સાધના અપૂર્ણ છે મારા હાથ પરથી એ ધાર્યુ જઈ શકે છે, પણ કામ પતાવીને એ પાછુ ફરી શકતુ નથી એમ ન થાય ને કોઈ સામે સાધના આરભે તો આ ચક્ર મારો જ વિનાશ કરે"

"તો આ ઊડા કૂવામા શા માટે ઊતરે છે? મૂકી દે ને આ બધી માથાફોડ"

"સુદરી, તુ શુ સમજે? સસારમા ભય વિના પ્રેમ નથી. સાપ કરડે કે ન કરડે, ફુફાડો તો જરૂરી છે નહી તો બાળવાના લાકડા બાધવાના કામમા દોરી તરીકે વપરાઈ જાય માતા સુનદાના મૃત્યુ પછી પિતાજી ઉદાસીન બની ગયા છે તે જોયુ ને? 'નમો અરિહતાણુ' જે સદા રણમંત્ર રહ્યો છે, એનો તેમણે કેવો અર્થ કર્યો? પિતાજીની આ ઉદારતાથી કેટલાય રાજાઓ સ્વતત્ર બનતા

ચાલ્યાં છે સ્વતંત્રતા ને સ્વચ્છંદતા હંમેશાં પાડોશી હોય છે કેટલાય શક્તિવંતો રાજા બનવાને તૈયાર થયા છે. એક સૂર્યને અનેક કિરણ હોય—એનો વાંધો નહીં · પણ પ્રત્યેક કિરણ સૂર્ય થવા મથે, એ ન ચાલે। પિતાજીના શાસનથી પૃથ્વી કેટલી સુખી થઈ! એ શાસન માટે નભાવવું જ છે. માનવ-ઉદ્ધારના કાર્યને આટલેથી થભાવવું નથી. માનવ-ઉદ્ધારના વિરોધીઓ માટે મે આ શસ્ત્રાગાર નહી, પણ કેવળ લાલ આંખ બનાવી છે." ભરત પોતાના મંતવ્યને સ્પષ્ટ રીતે રજૂ કરતો હતો।

"ભરત, મને થાક ચડયો છે. હવે આપણે બહાર જઈએ "

"આમ આવ સુંદરી, હું તને તેડી લઉ " ભરત પ્રિયસ્પર્શની આશાએ બોલ્યો।

"એવી જરૂર નથી આ તારી 'લાલ આંખની' બહાર લઈ જા, એટલે તાજી જ છું "

"સુંદરી, હજી તે મારૂ શબ્દયુદ્ધ (નાદયુદ્ધ), મુષ્ટિયુદ્ધ, દૃષ્ટિયુદ્ધ ને મલ્લયુદ્ધ તો નથી જોયું ને ?"

"એમા હજીય મને આનંદ આવે છે મુષ્ટિયુદ્ધમા કોઈક વાર બે મુષ્ટિ હુંય લડાવી લઉ, નાદયુદ્ધમાં પણ પાછી ન પડુ. મલ્લયુદ્ધમા કદાચ પાચ હજાર ગાયોના દૂધ પીનારને ન પહોચી શકું, પણ બીજાને તો ચત્તોપાટ કરી દઉ પણ આ તારી લાલ આખથી તોબા !"

ધીરે ધીરે વાતો કરતાં ભરત ને સુંદરી બહાર નીકળ્યા સુંદરીના સોનલ કેશ વિખરાઈ ગયા હતા, ને વેણીમાં ગૂથેલાં ફૂલ કરમાઈને નીચે ખરી ગયાં હતા.

"સુંદરી, તારી વેણી ગૂથી લેવા દઈશ ? કેવી વિશીર્ણ થઈ ગઈ છે ?"

સોહામણી સુંદરી આજ ભરત પર ખુશ હતી એણે સહર્ષ ભરતની માગણીનો સ્વીકાર કર્યો. વેણી ગૂથાવતાં સુંદરીએ કહ્યુ ·

"ભરત, ત્યારે તુ તો ચક્રવતી' થવાનો. ચક્રવતી'ના બધા રત્નો તને મળી ગયા ને ?"

"ક્યા મળ્યુ' છે ?" ભરતે નિ શ્વાસ નાખતા કહ્યુ : " ચક્રવતી'નાં ચૌદ રત્નોમા તેર રત્ન તો પામી શકીશ, પણ એક સ્રીરત્ન .."

"તારે ક્યા તોટો છે ?"

"એવી સ્રી ચક્રવતી'નુ રત્ન ન બની શકે"

"કેવી રીતે બની શકે ?"

"કોઈક તારા જેવી !"

"જા રે લુચ્ચા !" સુ દરી એકદમ તાડૂકી ઊઠી. એણે ધીમી થપાટ ભરતના તાબા જેવા લાલચોળ ગાલ પર મારી, ને અધી' ગૂ'થેલી વેણીએ દોડી ગઈ

સુ દરીની થપાટ એ પ્રેમનુ દાન હતુ કે શિક્ષાનુ કાય' હતુ, એનો નિણ'ય કરતો ભરત ત્યાં સ્તબ્ધ બનીને ઊભો ઊભો સુ દરીને જતી જોઈ રહ્યો

## ૨૬. વસંતોત્સવમાં વૈરાગ્ય

ઋતુરાજ વસંતનો અવતાર થયો હતો. દક્ષિણ દિશાનો પવન વન, ઉપવન, બાગ, ઉદ્યાન સહુને વીંધતો મીઠો મધુરો વાતો હતો. વાવ, દ્રોણી ને ઝરણાંનાં જળ ઠંડા મીઠાં અમૃત જેવાં બન્યાં હતાં. શિશિરનાં બંધનોથી થીજી ગયેલી પ્રકૃતિ જાણે આજે બધાં આવરણો ફગાવી મુક્ત રીતે વર્તતી હતી.

લતાઓ પીનપયોધરથી લચી ગયેલી કૃશોદરીની જેમ પુષ્પગુચ્છોના ભારથી ઝૂકી ગઈ હતી. અશોક, બકુલ ને કુરબક—જેઓ સુંદર સ્ત્રીઓના પદાઘાત વિના સહેજે પાંગરતા નહોતા, તેઓની આશા આજે ફળવાની હતી. કોઈ સુંદરી પતિને ચેષ્ટિત કરવા અશોકને ભેટશે, કોઈ બકુલને આલિંગશે, ને કોઈ પોતાના મુખના સુગંધિત પાણીથી પિચકારી નાખશે.

વનકોકિલાઓ ગૃહકોકિલાને વહેલી સવારથી પંચમ સ્વરે આમંત્રી રહી હતી. નાની નાની શીંગડીઓવાળા મૃગ કૂદતા કૂદતા મૃગનયનીઓને આજના ઉત્સવની યાદ આપી રહ્યા હતા. અરે ! ગૃહાંગણમાં રમતાં પક્ષીઓ પણ આજ વહેલી સવારથી વન તરફ ઊડી ગયાં હતાં.

બધે એક જ સાદ પડતો હતો: ભલા આજ પૃથ્વીનાથ વસંતોત્સવે પધારવાના છે, અને તમે હજી ઘરમાં ભરાઈ રહ્યા છો ? ઘેર ઘેર જુવાનો ને જુવતીઓ ફરતા ફરતાં સંદેશ પહોંચાડી રહ્યાં હતાં, સરખે સરખા મિત્રો હાથ પકડીને ખેંચી જતા હતા.

રાજગૃહમાં પણ આ વખતે વહેલી સવારથી તૈયારીઓ થઈ રહી હતી. ગઈકાલે કુળની અનેક સુંદરીઓએ એકત્ર થઈને કુમાર બાહુબલી પાસેથી વચન લીધું છે, કે ઉત્સવને દિવસે એ પોતાની વીણા વગાડશે, ને સ્ત્રીવૃંદ નૃત્ય કરશે.

"સખીઓ, મેં વીણા વગાડવી બંધ કરી છે," બાહુબલી એના ઘાટીલા મુખને જરા ગંભીર બનાવતો કહેતો.

"કાં ?"

"એ બજાવું છું ને માતા સુનંદા મને યાદ આવે છે"

"તો શું કોઈની માતા નહી મરતી હોય ?" એક સ્ત્રીએ નેત્રકટાક્ષ કરતાં કહ્યું, "ને માતા મરી ગયે માણસ જીવતો પણ નહીં હોય ? વળી જીવતો માણસ શું કદી દિલ પણ બહેલાવતો નહી હોય ?"

બાહુબલી પાસે કંઈ જવાબ નહોતો એ પેલા તોફાની ટોળાથી છૂટવા મથતો : "કહો તો હાથી સાથે મારું યુદ્ધ બતાવું, કહો તો મલ્લયુદ્ધ કરું, કહો તો જલયુદ્ધ કરીએ, પણ આ રહેવા દો"

"નહીં ચાલે, નહી ચાલે, ખુદ પૃથ્વીનાથ પધારવાના છે"

"વારુ, જાઓ, તમે જીત્યા, હું હાર્યો તમારી વાત કબૂલ તમે કહેશો ત્યારે વીણા બજાવીશ. ડર માત્ર એટલો છે કે હૈયું તો ભારે છે જ, ને એ કારણે એ બિચારો વાસનો ટુકડો કદાચ ભારે ભારે બની ન જાય"

"ભલે, ભલે ! બાહુબલી, તું તારે બજાવજે, અમે સામે ઊભી હઈશું, નૃત્ય કરતી હઈશું, ને મજાલ છે કે તારા સ્વરો ભારે બને ?"

"ભલે ત્યારે"

ઉત્સવઘેલું સ્ત્રીવૃંદ ત્યાંથી આગળ વધ્યું, વૃષભશ્રીના આવાસે ગયું વૃષભશ્રીએ પુંડરીકને અદ્ભુત રીતે શણગાર્યો હતો એના વાળમાં લટે લટે જુદી જુદી જાતનાં મોતી ગૂંથ્યા હતાં; દેહ પર કેસર-કસ્તૂરીનો

લેપ કરી સુંદર ચિતરામણ કર્યા હતાં એના કપોલ પર કુમકુમની લાલાશ છાંટી હતી. તે હવે તેને રમવા સુંદર કંદુક બનાવી રહી હતી કંદુકમા રંગબેરંગી પુષ્પો લાવવા આજ્ઞા કરી રહી હતી.

અર્ધસ્નાત ભરત આ પુત્રઘેલી સ્ત્રીને માગ્યાં ફૂલ આપતો આપતો વિનવી રહ્યો હતો :

"અરે ઋષભશ્રી, લાવને હુ કંદુક ગૂંથી દઉ. તુ ઊભી થા, સ્નાન કર, વિલેપન કર, શૃંગાર કર, વખત થતો આવે છે. તારી વેણી પણ ગૂથવાની બાકી છે."

"અને તમારી વેણી ?" ઋષભશ્રીએ ભરતના કેશ સામે જોયુ, ને આશ્ચર્યથી બૂમ પાડીને કહ્યું, "અરે આ શું ? વેણી જ કાપી નાખી ?"

"કાપી ન નાખુ તો શુ કરું ? તને કયે દિવસે ગૂંથવાની ફુરસદ છે?"

મારા કારણે કાપી નાખી ? ઋષભશ્રી ઢીલી થઈ ગઈ વેણીના અલ્પત્વથી ભરત સારો લાગતો હતો કે વરવો, તેનો કંઈ નિર્ણય એ ન કરી શકી. "ભરત, તું જુએ છે, કે પુંડરીકમાથી હુ ક્યાં નવરી પડુ છું ? આપણે તો ઓછુંવત્તુ વેઠી શકીએ, પણ આ ફૂલ..."

"દુ:ખ ન કરતી, વૃષભશ્રી ! મારે વન–જંગલોનો વારવાર પ્રવાસ કરવો પડતો હોવાથી, ત્યા કદી વેણી ગૂથાય, કદી ન ગૂંથાય, એને કારણે અલ્પકેશ કર્યો છે. પણ લાવ તારી વેણી ગૂંથીને આ નવજ્યોત્સનાના ફૂલ એમા ગૂથી દઉં."

"અરે, આપણે વળી એ બધું શું ? પુંડરીક માટે એક સુંદર યષ્ટિકા પણ ફૂલે ગૂથીને તૈયાર કરવી પડશે ને !"

પુત્ર, પુત્ર ને પુત્ર! ભરત થાક્યો. એને આ સ્ત્રીથી કંટાળો આવ્યો. પુત્રવાત્સલ્ય તો પોતાને ક્યાં નહોતું? પણ આ ઘેલીના વાત્સલ્યને તો છેડો જ નહોતો. એટલામાં તો શોરબકોર કરતું ટોળું આવી પહોંચ્યું.

એક નવયૌવનાએ ભરતનો હાથ પકડી કહ્યું:

"ભરત, તારે આજે નૃત્ય કરવું પડશે, બાહુબલી વીણા વાશે."

"મારી ક્યાં ના છે? પણ અમે તો હજી તૈયાર પણ નથી થયા."

"અરે ઋષભશ્રી, તેં હજી સ્નાન નથી કર્યું? ભરત, જા તું તૈયાર થા. ઋષભશ્રીને લઈને અમે આવીએ છીએ."

ભરતને એ જ જોઈતું હતું. એ તરત ત્યાંથી સરકી ગયો. થોડે દૂર જતાં સુંદરી આવતી સામે મળી. એણે વસંતને યોગ્ય કસૂંબી વેશ સજ્યો હતો, ગળામાં પંચવર્ણી પુષ્પોની માળ પહેરી હતી, કાળી ને ભભકભરેલી આંખોમાં કાજળ આંજ્યું હતું, ને કેળના સ્થંભ જેવા કોમળ હાથોમાં બે વલય પહેર્યાં હતાં. એના કિસલય જેવા બે ઓષ્ઠ જ્યાં હંમેશાં હાસ્યગંધ સ્ફુરતું રહેતું, ત્યાં આજે કાંઈક સ્થૂલતા દેખાતી હતી.

"અરે સુંદરી, આ તારા ઓષ્ઠને શું થયું?"

"ચમેલીનાં ફૂલ ચૂંટતાં ભ્રમરે ડંખ દીધો."

કમળની કુમાશ ને કમળની ગંધ જે ઓષ્ઠ પર હોય ત્યાં બિચારો ભ્રમર તો શું—ભલભલા ભૂલા પડે."

"મશ્કરી મૂકી દે, નહીં તો..."

"નહીં તો..." ભરત આંખો કાઢી આગળ વધ્યો.

"એ આંખ અહીં નહીં બતાવવાની. ડરે એ બીજા. માતા સુમંગલા પાસે જ જાઉં છું.

"અરે, પણ સાભળતી જા આજે બધાએ નક્કી કર્યું છે કે તારે અને મારે નૃત્ય કરવાનું, બાહુબલી વીણા વાશે" ભરતે વગર નોતરે નોતરું આપી દીધુ.

સુંદરી અને ભરત હજી પોતાની વાત પૂરી કરી રહ્યા નહોતાં ત્યાં સામેથી હાથમાં ભૂર્જપત્ર લઈને આવતી બ્રાહ્મી મળી એ સ્ફટિક જેવા લાગ્યા નખોથી એના પર કાંઈ દોરી રહી હતી.

"બ્રાહ્મી, કયા કામમા વળી મગ્ન થઈ ગઈ? આજ વસંતોત્સવ છે, એનો કંઈ ખ્યાલ છે, કે નહી?"

"બરાબર છે, પણ બે દહાડાથી ભારે મૂંઝવણમાં છુ. પિતાજી કહે છે, કે સંકેતચિહ્નો નક્કી કરો કે એ સંકેતચિહ્નો કરેલો ભૂર્જપત્ર ગમે ત્યા મોકલીએ, પણ એનો જાણનાર તરત હાથમાં લેતા જ 'પણો સંદેશો જાણી લે. કેટલાક સંકેત તો તરત મળી ગયા. નું તો મે નિર્માણ પણ કર્યું, પણ કેટલાક નથી બેસતા. પિતાજી મમં માને છે, કે જો આનો નિર્ણય થાય તો *વાણીવિષયક જે મુશ્કેલી છે, તે તરત ટળી જાય, માનવોદ્ધારના કાર્યમાં બહુ વેગ મળે, આર્ય માત્ર એક ભાષામાં જ વાત કરે, ને એ ભાષા માટે ેક જ સંકેતચિહ્ન વપરાય"

"અરે, પણ, આ તો તે સાપોલિયા બનાવ્યા છે. આમા તે શું સમજાય?" ભરતે બ્રાહ્મીની મશ્કરી કરતા કહ્યું.

---

* વાણીવિચાર વિષયનો આપણે સૌથી પ્રથમ ઉલ્લેખ તે ઋગ્વેદમાનું વાકસૂક્ત. સ્ત્રીસ્વાતંત્ર્યનાં આપણા હિમાયતીઓ જાણીને આનંદ પામે કે વાણી સરખી માનવજીવનની એક અદ્ભુત શક્તિનો વિચાર કરનાર વ્યક્તિ કાંઈ આર્ય નહોતો, પણ એક આર્યા હતી પછી જેનું પોતાનું નામ જ વાક્. પડ્યું, તે અભંગ ઋષિની બ્રહ્મવિદુષી દુહિતાએ (પૂજ્ય ઋષિબાલાએ વાક્. શક્તિના દૈવી સ્વરૂપ સાથે પ્રેરણાની પળોમા જે નિરતિશય તન્મયતા અનુભવી, જે મંત્રદર્શન કર્યું,-તે વિરલ સ્વાનુભૂતિના પરિણામે તેણે વાણીનો અતુલ ને ઐશ્વર્યવંત મહિમા સૂક્તમાં ગાયો. વિજયરાયક. વૈદ્ય

"મારી નિશાળનો પહેલો નિશાળિયો તને બનાવીશ"

"ના, માફ કરજે, એ તારુ ને પિતાજીનું કામ આપણું કામ તો લડાઈનુ, કાં સુંદરી ?"

"ભરત, તારા પેલા કામ કરતા, મને બ્રાહ્મીનુ આ કામ ગમે છે," સુંદરીના શબ્દોમા કટાક્ષ હતો.

"કારણ કે તનેય પિતાજી આવુ જ કંઈક શીખવે છે"

"અરે એ વાતોડિયાં જીવો ! ચાલો, પૃથ્વીનાથની સવારી હવે થોડા વખતમાં આવી પહોંચશે" ઉત્સવરસિયાનુ એક વૃંદ હોંકારા કરતુ ત્યાંથી પસાર થયુ

ધીરે ધીરે સહુ વનપ્રદેશ તરફ ચાલ્યા ગયા. કોઈ લતાકુંજોમાં, કોઈ ઝરણાને કાંઠે, કોઈ પર્વતના શૃંગ પરં, તો કોઈ સુંદર હરિયાળી પર મનની મોજ માણી રહ્યાં; સરખેસરખાં સ્ત્રી–પુરુષોની જોડી ચોજાઈ ગઈ હતી દિલ ને દેહના ભાન ભૂલીને રસિયાઓ રસ માણતાં હતા

મધ્યાહ્ન સુધી સહુ હસ્યા–રમ્યા, કંદૂકે રમ્યા, ને આંખતાળીએ રમ્યા; પક્ષીઓની જેમ ટહુકા પાડતા ઝાડ પર ચઢ્યાં ને ઊતર્યાં; વાનરોની જેમ એક ગિરિખીણથી બીજી ગિરિખીણ સુધી કૂદ્યા. સ્ત્રીએ પુરુષોને વનપિંછ, શંખ ને પરવાળાંથી શોભાવ્યાં, પુરુષોએ સ્ત્રીઓને ચંદનથી, કસ્તૂરીથી લેપી ને ફૂલથી શણગારી

પૃથ્વીનાથનો હાથી વનસ્થલીમાં આવી ગયો હતો, ને ધીરુ ધીરું મલકતા પૃથ્વીનાથ બધે ફરી રહ્યા હતા પુંડરીક એમની આંગળીએ હતો, ને વૃષભશ્રી પાછળ પાછળ ચાલતી હતી દેવી સુમંગલાને તો કેટલીક સ્ત્રીઓ પોતાની સાથે ખેંચી ગઈ હતી નાના બાળકો દોડીને પૃથ્વીનાથને વીંટળાઈ વળતા જુવાન ને જુવતીઓ કમળની રજથી, કસ્તૂરીના છંટકાવથી ને પુષ્પોના ગજરાથી એમનુ સ્વાગત કરતા હરણા, ધેનુઓ, મયૂર ને શુક પૃથ્વીનાથને ભાળી એમની સમીપ

આવી નર્તન કરતાં.

આખી પૃથ્વી જાણે રળિયામણી બની ગઈ હતી.

થોડી વારમાં તો સ્ત્રીવૃંદ બાહુબલીને ઘેરીને આવી પહોંચ્યું. તેઓએ પગમાં વલય પહેર્યાં હતાં. હાથમાં ફૂલકંકણ ધાર્યાં હતાં, ને ચૂડા–આકાર વેણી બાંધી ઉપર મોરપિંછ ઘાલ્યા હતા: હાથમાં હાથ મિલાવીને નર્તન માટે સજ્જ થઈ ગયાં હતાં.

પણ ભરત ક્યાં ? અને, જાઓ એ રેઢિયાળને પકડી લાવો ! એ મજબૂત રમણીઓ તરત ભરતની શોધમાં ઊપડી ગઈ. ઘણી શોધને અંતે એક જાંબુવૃક્ષની છાયામાં વસંતની શોભા સમી સુંદરીનો સુદીર્ઘ કેશપાશ ગૂંથતો ભરત મળી આવ્યો.

"અરે ઉપાડો બેય જણાને! લુચ્ચાં બંને!"

અરે, મને એકલાને જ ઉપાડી લો. સુંદરી તો એની મેળે ચાલી આવશે. સુંદરી જેવી ચંચળ નારનાં કેશગુંફનમાં ખૂબ થાકી ગયો છું, હો." ભરતે કટાક્ષ કર્યો.

પેલી બે રમણીઓ હૃષ્ટપુષ્ટ હતી એવા બે ભરતને તો એક જણી ઉપાડી જાય. એક સ્ત્રીએ આગળ વધીને ભરતને ઉપાડી ખભે બેસાડ્યો ને સુંદરીને હાથ પકડીને આગળ ખેંચી. પણ આ શું ? ધીરે ધીરે ભરતનું વજન વધતું જતુ હતું. ઉપાડનારી રમણીએ બીજીને મદદમાં બોલાવી.

"અરે, જો તો ખરી, આ ધુતારો પેટમા હવા ભરે છે, કે શું ?"

થોડી વારમા બે રમણીઓથી પણ ભરત ઊંચકાવો દુષ્કર થઈ પડ્યો. ચીસાચીસ કરીને તેમણે બીજી બે જણીને બોલાવી. પણ ભાર જાણે વધતો જ જતો હતો. પણ આજ તો એને ઉપાડીને લઈ ગયે જ છૂટકો હતો. બે જણીએ પગ, બે જણીએ હાથ, ચારે માથું ને ચારે કમરથી એને ઊંચક્યો! થોડુંક આગળ વધ્યાં હશે કે બધાં

હાંફવા લાગ્યાં

"અરે, આ તો માણસ છે કે પહાડ? નાખો નીચે" સહુએ ભરતને નીચે નાખી દીધો. તરત જ હસતો હસતો ધૂળ ખંખેરતો ભરત ખડો થયો, ને બોલ્યો

"અરે, તમે દશ મને એકને ન ઊંચકી શક્યા, તો હું એક તમને દશને ઊંચકી જઈશ." ને તરત કોકને ખભા પર, કોઈને બગલમાં તો કોઈને હાથમાં ઉપાડીને ભરત દોડી ગયો પૃથ્વીનાથ ઊભા હતા, ત્યાંથી થોડે દૂર સહુને નીચે ઉતાર્યાં બધી રમણીઓ જોર જોરથી હાંફી રહી હતી

"ભરત!" પૃથ્વીનાથનો મેઘ જેવો ગંભીર સ્વર આવ્યો, "આજે પ્રથમ તું નૃત્ય કર. બાહુબલી વીણાથી તારો સંગ કરે પછી બાહુબલી વીણા વગાડે, તે અનુસાર તું નૃત્ય કર"

"નૃત્યમાં કોણ સાથી થશે?" ભરતે કહ્યું

"બીજું કોણ? ઋષભશ્રી!" બ્રાહ્મીએ ભૂર્જપત્ર સમેટતાં કહ્યું

"એ તાલ નહીં આપી શકે સુંદરી, તું ચાલ!" ભરતે સુંદરીની માગણી કરી

ભરત અને સુંદરીએ નર્તન શરૂ કર્યું એ મયૂરનૃત્ય હતું નીલાંજનાના મયૂરનૃત્યની જાણે નકલ કરતાં હોય તેમ—બંનેએ મોંથી કેકા કરતાં કરતાં કળા વિસ્તારી

નૃત્ય એટલું તો આકર્ષક હતું, વીણાના સંવાદી સૂરો તરફ કોઈનું લક્ષ ન ગયું મયૂરપિચ્છના કેશકલાપવાળી સુંદરીને મસ્તક પર ચઢાવી ભરતે જે અજબ ડોલન કરી બતાવ્યું, જે રીતે પાદપ્રહારથી ધરણી ધ્રુજાવી, તે અદ્ભુત હતું બધાએ વાહવાહથી નૃત્યને વધાવી લીધું પૃથ્વીનાથે પોતે બંનેને બાહુપાશમાં લઈ બંનેના કેશ સૂંઘ્યા

હવે બાહુબલીનો વારો હતો. એ વીણા વગાડે, એ રીતે સહુએ નર્તન કરવાનું હતું. સુંદરી સિવાયનું નારીવૃંદ તૈયાર જ હતું સહુએ

એક હાથમા ડાખળી સાથેનુ કમળ અને એક હાથમા જળભરેલા કુભ લીધા

વીણાના રૂમઝૂમતા સૂરો છૂટયા. સૂરોના આ સ્વામીની ધીરે ધીરે એમાં તલ્લીનતા વધતી ગઈ. અને જેમ તલ્લીનતા વધતી ગઈ એમ સૂર ઘૂટાતા ચાલ્યા.

એક એક સૂર હૈયા પર કબજો કરી રહ્યા હતા. સાગરસગમે જતી કો અધીરયૌવના સરિતાનો મિલન–આવેશ એ સૂરોમા હતો. જીવનસુખનો પ્યાલો પીને મદહોશ બનેલ માનુનીઓના એમાં મદટંકાર હતા

· સ્વરો વધુ ને વધુ ઘૂટાવા લાગ્યા. નૃત્ય કરતુ સ્રીવૃદ પણ ઝૂમવા લાગ્યુ. ભરતની નૃત્યકલાને પદે પદે હર્ષથી વધાવનારાઓ અત્યારે જાણે જીભ વિનાના બની ગયા હતા તેઓ દેહની શુધબુધ ભૂલતા જતા હતા. શુક–સારિકાઓ જળકુંડ પર ઊડતાં ઊડતાં સ્તબ્ધ થઈ ગયાં હતા, હરણાં મોટી મોટી આંખો ઘુમાવતાં ત્યાં જ ચિત્ર થઈ ગયા હાથી તો હાથણીઓના કુભસ્થળ પર સૂંઢ મૂકી શાન્ત નિશ્ચલ બની ગયા પૃથ્વીનાથ પોતે દેવી સુમંગલા તરફ અર્ધ નિમીલિત નયને નિહાળી રહ્યા. ધન્ય સ્વરો ! ધન્ય સ્વરવાહક !

ત્યા તો અકળ રીતે સ્વરો પલટાયા જે સ્વરોમાં વસતનો ઝમઝમાટ હતો, કોકિલાનુ મત્ત ગાન હતું. ઝરણાનો ખળખળ નાદ હતો, એમાં કંઈ ભાર આવ્યો સ્વરો વધારે ગૂઢ, વધારે ઊંડા ઊતરતા ચાલ્યા. જીવનનો થનગનનો સાગર હવે થીજીને હિમવાન બનતો ચાલ્યો

અરે, આ તો કોઈ એકાકી સ્રીના આક્રદ સૂરો ! ન સખા છે, ન સખી છે ! ઉપર આભ છે, રે નીચે ધરતી છે! એના આક્રંદ સ્વરે ઝરણાં રડે છે, પવન શોકાકુલ વાય છે; દિશાઓ ઉદાસી બનીને ખડી છે ! કુભ પર બેઠેલા શુક–સારિકા થીજી ગયાં છે. હાથીઓએ મોંમાંથી

ચારો નાખી. દીધો છે નૃત્ય કરતુ સ્ત્રીવૃંદ શૂનમૂન ખડું થઈ ગયુ છે. જાણે પાષાણમા કોરેલુ કોઈ શિલ્પ ન હોય, એ બધા સ્તબ્ધ બન્યાં છે ! જલકુંભ અડધા વાકા વળી ગયા, હસ્તમાના લીલાકમળ પૃથ્વી પર ઝૂકી ગયાં

સૂરોનો વાહક લયલીન બની સૂરોને વાતો હતો

પૃથ્વીનાથે દેવી સુમંગલાને નજીક બોલાવ્યા. ધીરેથી પૂછયુ :

"દેવી! આવા સ્વરો સાભળ્યાનું મને સ્મરણ છે?" એક-એક શબ્દમા પહાડનુ વજન હતુ.

"સાભળ્યા તો છે, પણ યાદ આવતુ નથી."

"એકલતાના આ આક્રંદસ્વરો, અનાથતાના આ રુદનસૂરો–જેણે પૃથ્વીને સનાથ કરવા મને પ્રેર્યો. રે દેવી, થોભો, કાઈક યાદ આવી રહ્યુ છે" પૃથ્વીનાથે ભૂતકાળને શોધવા માંડયો "અરે, યાદ આવ્યુ, સુમંગલા, તમારી સખી સુનદાના જ આ સ્વરો, જે સ્વરો સાભળી હુ એને સનાથ કરવા ઉદ્યત થયો હતો"

"હા બરાબર, આમ્રભવનના દ્વાર પર ભિખારણ બનીને આવેલી મારી પ્રિય સખીના જ જાણે આ સૂર છે આહ અરે, મે જ્યારે એનો તિરસ્કાર કર્યો, ત્યારે આવા જ રુદન-સ્વરે એ રડી હતી સસારમા જાણે એ એકલી, અનાથ, નિરાધાર !"

"તિરસ્કાર કરીને પણ તમે એને તમારુ આપી દીધુ ને? અનાથને સનાથ કરવા."

"હુ શુ આપુ? આપોઆપ એના થઈ જઈએ એવી તો એની જીવનમાધુરી હતી."

"મેં પણ જે અપાય તે આપ્યુ, તમે પણ જે હતુ તે અર્પણ કર્યું."

"એમા કયા પાડ કર્યો હતો? એને યાદ કરીએ ત્યારે."

"હુ પૂછુ છું, દેવી! તમે અને મે આ બધુ અનાથને સનાથ બનાવવા કર્યું ને?" પૃથ્વીનાથના શબ્દોમાં અજાણ્યો કંપ હતો

"એવી વિચિત્ર વાત કા કરો? એ તો જ્યા જાય ત્યા આગ મુકાવે એવી હતી એને જોઈએ ને હૈયાના હેતનો કુભ વગર કહ્યે છલકાઈ જાય"

"મારી વાત ન સમજ્યા તમે, દેવી! હુ એમ પૂછુ છુ કે આ બધુ એ અનાથને સનાથ બનાવવા કર્યું ને?" પૃથ્વીનાથની વાતો ન સમજાય તેવી હતી. એમની આખો ક્ષિતિજ પર ચોટી હતી

"હા." વગર સમજ્યે દેવી સુમંગલાએ હા ભણી એમને ડર હતો કે વળી ચર્ચા આગળ ચલાવતા પૃથ્વીનાથ અન્યમનસ્ક બની ન જાય.

"જુઓ ત્યારે, મારુ કહેવુ એ જ છે આપણે સનાથ બનાવવા બધુ કર્યું, પણ તેને સનાથ બનાવી ન શક્યા. આ બધુ છાડીને, મને, તમને, બાહુબલીને, સહુને છાંડીને, અનાથની જેમ એને એકાકી ચાલ્યા જવું પડયુ."

દેવી સુમંગલા કંઈ સમજ્યા વગર એમના મો સામે જોઈ રહ્યા પૃથ્વીનાથે ક્ષિતિજ તરફ જોતા આગળ ચલાવ્યુ .

"આપણે સંસાર જીતવાની વાતો કરી, સંસ્કૃતિની જય જય બોલાવી, અષ્ટાપદના વિજેતા થવાનો ગર્વ ધર્યો-પણ આખરે એ કેવુ હાસ્યાસ્પદ નીવડયુ? મારા જેવો સખા, તારા જેવી સખી, ભરત-બાહુબલી જેવા પુત્રો, ચંદનની વેલ જેવી પુત્રીઓ, આ રાજ્ય, આ સેના, આ સુબોધ-કોઈ એને પ્રિય સખી સુનંદાને સનાથ ન કરી શકયુ; બધુ છાડીને એને એકાકી-ખાલી હાથે જવુ પડયુ."

પૃથ્વીનાથ થોભ્યા ને વળી આગળ ચલાવ્યુ :

"દેવી! અન્તિમ પ્રવાસ તો સહુએ એકલા જ કરવાનો છે.

નથી કોઈ સંગી, નથી કોઈ સાથી! મધુર લાગતું આ યૌવન વીજળી જેવું અસ્થિર છે. પ્રિય લાગતું આ આયુષ્ય પેલી પતાકા જેવું ચંચળ છે. મીઠા લાગતા આ ભોગ ભુજંગની ફણા જેવા છે, સંઘરો કરેલી આ સંપત્તિ નદીના તરંગો જેવી છે. બધુંય ક્ષણિક, બધુંય ક્ષણ-ભંગુર! આપણે જેને માટે ગર્વ ધર્યો–એ તો મૃગજળ હતાં, દેવી!" પૃથ્વીનાથે નગર તરફ મુખ કર્યું, ને કહ્યું :

"દેવી, આમ આવો! જ્યાં સુખ ક્ષણિક હોય ત્યાં એનો ગર્વ શો? જે શાસન એક અનાથને પણ સનાથ બનાવી ન શકે એની ચરિતાર્થતા શી? છેલ્લા દિવસોમાં વિચાર, ચર્ચા ને ચિંતા એની જ ચાલતી હતી. આજ જગને કહેવાનું મન થાય છે, કે ત્યાગ એ જ જીવન, પરોપકાર એ જ મુખ્ય પ્રાણ! પૃથ્વીને શાસન આપ્યાનો મારો ગર્વ આજ ગળી જાય છે. મેં તેમને જેમ કર્મશિક્ષા આપી, એમ હવે ધર્મદીક્ષા પણ આપીશ. મારા જીવનનું એ એક માત્ર શેષ કર્તવ્ય! સંસારમાં અનાથ બનીને મૃત્યુના સમીપે રહેવાનું નહીં. સંસાર જીતવાની નવી યુક્તિ હું શોધી કાઢીશ."

પૃથ્વીનાથ થોડી વાર ઊંડા વિચારમાં ઊતરી ગયા. કોઈ મરજીવો મોતી શોધવા સાગરમાં ઝંપલાવે, એવી સાહસી મુખમુદ્રા એમની હતી.

વીણાના સ્વરો એના એ વહી રહ્યા હતા.

"અરે, માથે મૃત્યુ રમતું હોય ને આનંદ શા કામનો? વૃદ્ધા-વસ્થા સામે ખડી હોય ને આ જુવાનીના જોમ શા? મૃત્યુ આવ્યે માણસ કેવો દીનહીન બની જાય છે? એક શ્વાસોચ્છ્વાસ બંધ થતાં, આ પહાડ જેવો દેહ કેવો નિર્માલ્ય બની જાય છે? પૃથ્વીને મેં ભલે આ વ્યાવહારિક શાસન આપ્યું, ભલે વિશ્વના નાના મોટા કોયડા ઉકેલ્યા, પણ હજી વિશ્વનું ગૂઢતમ રહસ્ય મારે જગતને માટે ખોળી કાઢવું પડશે. દેવી, સાથે ચાલો."

સુમંગલા પડછાયાની જેમ પૃથ્વીનાથને અનુસર્યાં.

સૂર્યકિરણો ગિરિશિખરને સ્પર્શતા હતા, ઉપવનનો સુગંધી વાયુ પૃથ્વીનાથની અલકલટોને મુખ પર રમાડતો હતો.

"દેવી! ભરત, બાહુબલી તથા બીજાં સહુને અહીં બોલાવો."

દેવીએ પૃથ્વીનાથના ઉદ્વિગ્ન મનને શાન્ત કરવા ઘણો પ્રયત્ન કર્યો, પણ એમની આંખોમાં કોઈ, અપાર્થિવ તેજનાં વર્તુલ રમતાં હતાં; આંખની કીકીઓમાં આખું વિશ્વ પ્રત્યક્ષ થયાની જ્યોત હતી.

દેવી સુમંગલા ધીરજ ધરીને આજ્ઞા બજાવવા ગયાં.

## ૨૭. રાજાનો ધર્મ

સંધ્યાકાળના સૂરજમુખી ફૂલની જેમ મોં નીચું ઢાળીને બેઠેલા સ્વામીએ જ્યારે ઊંચે જોયું, ત્યારે રાજપ્રાસાદનો એ આવાસ ભરત, બાહુબલી, સુંદરી, બ્રાહ્મી, સુઘોષ, સુષેણ, દેવયશ વગેરે અનેક અગત્યની વ્યક્તિઓથી ભરાઈ ગયો હતો.

નીલોત્પલની છાંયે સારસબેલડી બેઠી હોય, એમ પૃથ્વીનાથની બંને કીકીઓ સ્થિર થઈ ગઈ હતી. સુમેરુના શિખર જેવું ટટ્ટાર મસ્તક કોઈ અવિચળ નિર્ણયની શાખ પૂરતું હતું. દુર્જેય ગૌરવભરી ભ્રમરો પર કદી ન ખેલાયું હોય એવા પ્રચંડ યુદ્ધની આગાહી હતી. અષ્ટમીના ચંદ્ર જેવા લલાટમાં એક ભવ્ય રસનો ઉદય સહજ રીતે કલ્પાતો હતો.

"ભરત!" પૃથ્વીનાથે મંદ પણ ભારવાહી સ્વરે કહ્યું, "આ શાસનને તું ગ્રહણ કર, હું આ ધુરાથી મુક્ત થવા ઇચ્છું છું."

"સ્વામી, શાસનનો ભાર સ્વીકારવા તૈયાર છું; શાસન નહીં. આપ આજ્ઞા કરો, એને આચારવંતી કરવા સજ્જ છું."

"ભરત, સાપને કાંચળી છોડતો જોયો છે? છોડ્યા પછી એ એની સામે કદી જુએ ખરો?"

"પણ આપે લોક-વ્યવહાર માટે પ્રવર્તાવેલું આ શાસન સાપની કાંચળીની જેમ નિરર્થક નથી."

"મારે માટે હવે એ નિરર્થક બની ચૂક્યુ છે. આજ સુધી જે મેળવ્યું છે એ, જે મેળવવાનુ એની સામે, કઈ વિસાતમા નથી. મારી ઇચ્છા છે, સમતિ છે; તુ સુખેથી સિંહાસન ગ્રહણ કર!"

"પિતાજી! ભરત ગદ્‌ગદ્ થઈ કહેવા લાગ્યો, "આપની ચરણરજમાં આળોટતા મને જે સુખ થાય છે, એ સિહાસન પર બેઠે નહી મળે. પ્રભુ, આપના વિના રાજ્ય–શાસનની કલ્પના હુ કરી શકતો નથી. ચંદ્ર વિના રાત અજવાળી કેમ માની શકાય? જેમા આપનો વિરહ થાય એવા રાજપદથી સર્યું!"

"ભરત, પૃથ્વી પર રાજા ઘણો જરૂરી છે એ નહી હોય તો મત્સ્યગલાગલ ન્યાય પ્રવર્તશે, મોટા નાનાને ખાઈ જશે, સબળ નિર્બળને ખાઈ જશે, દુર્બળને કોઈ જીવવા નહી દે. દોરો તૂટી જવાથી હાર જેમ નિરર્થક બને છે, તેમ રાજા વિનાનું રાજ્ય નિષ્ફળ બને છે! લોકસ્થિતિ માટે રાજા જરૂરી છે, એ તો મે તને અનેક વાર કહ્યું છે"

"તો પિતાજી, આપ શા કાજે રાજપદ છોડો છો?" બાહુબલીએ વચ્ચે પ્રશ્ન કર્યો.

"કોઈ ભારે, અવિજેય, અતિપ્રસન્ન, અતીવ મુક્ત રાજપદની ઝંખનામા. હુ આ રાજપદ છાડુ છું. એક અદીઠ આક્રંદ મારા હૈયામા હુતાશનની જેમ હુડહુડ પ્રજ્વલી રહ્યુ છે. મૃત્યુવશ પ્રાણીઓની ચીસો મારા કાનને ભેદી રહી છે. ક્ષુધા, મારો આનદ, મારો રસ, મારો ઉલ્લાસ બધાંને એ હરી રહી છે. સસાર ત્રણ રીતે દુઃખી છે. એક તો પ્રાકૃતિક રીતે, એનુ શરીર અનેક રોગ, જરા ને મૃત્યુથી વ્યાપ્ત છે. બીજું પરપ્રાણીકૃત, દુઃખી થાય છે. સામગ્રી ઓછી છે ભોક્તા વધુ છે. સતોષને કોઈ સમજતું નથી, ને તૃષ્ણા સહુ કોઈને પીડે છે અને ત્રીજું 'સ્વકૃત' છે. સુખી થવાના માર્ગો અવશ્ય છે, પણ એનું જ્ઞાન કોઈને નથી એ માર્ગ શોધી એ જ્ઞાન ખોળી કાઢી

પ્રાણીઓને મારે સુખી કરવા છે"

"પિતાજી, એ તો આપ અહીં રહીને પણ કરી શકો છો, અમને આપ જેવા માર્ગદર્શકની જરૂર છે અમે અપક્વ છીએ, અર્ધદગ્ધ છીએ વૃક્ષ વગર પડછાયા કેમ રહેશે ?"

"ના, બાહુબલી, મહાશોધ માટે તો–આપણું હોય તે બધું તજી દેવું જોઈએ. માથે ભાર હોય ને પ્રવાસ ન ખેડાય મારે હવાની જેમ સ્વચ્છંદ વિહરણ, પ્રકાશની જેમ સ્વતંત્ર, ને આકાશની જેમ મુક્ત બનવું જોઈએ, માણસનું 'શુભ' શું ને 'અશુભ' શું, ને એ સ્વેચ્છાએ શુભ કેમ આચરે ને અશુભ કેમ તજે, એ વિચારવું પડશે આ શાસન ભયનું છે. હું એક એવું શાસન નિપજાવવા ઇચ્છું છું કે જેમાં માનવી ભયથી નહિ, સ્વેચ્છાથી સારું કરતાં, સારું આચરતાં શીખી લે ન એમાં સૈન્યની કે શિક્ષાની જરૂર રહે ! એ માટે બાગમાંથી પંખી ઊડી જાય એમ તમારી વચ્ચેથી હું ચાલ્યો જવા માગું છું."

"પિતાજી, હું શાસનનો ભાર કેમ નિર્વહી શકીશ ? આપ વિના મને કોણ માર્ગદર્શન કરાવશે ?"

"આજે હું તને માર્ગદર્શન કરાવું છું, પણ ભરત સાચું માર્ગ-દર્શન તો પોતાના અંતરનું છે આકાશનો પેલો ઊંચો ઉજ્જવલ તારો માર્ગદર્શન માટે સદા ચમક્યા કરે છે; પણ એના ચમકવા માત્રથી કેટલા સાચા માર્ગ પર ચાલ્યા ? માર્ગદર્શકોના દર્શનમાત્રથી સિદ્ધિ નથી, એ માર્ગે ચાલવામાં સિદ્ધિ છે અંતર જો તારું અણિશુદ્ધ હશે, તો કોઈ સ્થળે ભૂલો નહીં પડે કદાચ ક્ષણવાર ભૂલો પડીશ, તોપણ તારી શુદ્ધ બુદ્ધિની ભૂલ તરત સુધરી જશે. બાકી એટલું યાદ રાખજે કે તું રાજા અપરાધીઓનો છે, દુષ્ટોનો ને ખળનો છે સજ્જનોને તો તું રાજા છે, એની પણ જાણ થવા દઈશ નહીં.

"ભરત, બાહુબળ, મે તમને ઘડ્યા. બાપ દીકરાનું ઘડતર કરે છે, પોતાના વારસાને પવિત્રતાથી સંરક્ષવા માટે. ભાવનાઓના

વાવેતર કરજો! રાજમાર્ગ પર આજે વાવેલા ઝાડ જેમ કાળાન્તરે પણ છાયો આપે છે, એમ એ ભાવનાવૃક્ષો તપેલા તમારા મસ્તક પર શીળી છાયા પાથરશે.

"રાજા કોઈનો સગો નથી, એને ભાઈ–ભાડુ નથી; ન્યાય અને શાંતિ એ જ એનાં મિત્રો છે. રાજા પણ ભૂલે છે. માટે એકાકી રહેશો નહી, એકાકી વર્તશો નહી સલાહ લીધા વિના ડગ દેશો નહી. ચતુર મંત્રીને તમારુ અંગ બનાવજો. તમારા યજ્ઞની, કર્મની, જીવનની સ્વીકારેલી પરંપરા જાણવા પુરોહિતો રાખજો. પ્રજાનુ દ્રવ્ય સંરક્ષાય ને ખરી ભીડ ટાણે કામ લાગે માટે કોષાધ્યક્ષ રાખજો. જમીન, ખેતી, માર્ગ, નવાણો, જળાશયો ને વનજંગલોના જાગ્રતિવાળા, દિલદાઝવાળા રક્ષકો રાખજો. સેના માટે વિચક્ષણ એવો સેનાપતિ સ્થાપજો. સેના આખી હારે, પણ એ ન હારે. પરાજયમા પણ એ વિજય પેખે.

"રાજાની સમૃદ્ધિ પ્રજાની સમૃદ્ધિનુ દર્શન છે. પ્રજા કંગાલ હોય એનો રાજા કંગાલોનો કંગાલ હોય તો જ શોભે. મા પેટપૂર આરોગે, ને દીકરા ભૂખે મરે, એ કદી જોયુ છે ?

"સૈન્યની રચના સૈન્યવિહોણાઓને સંતાપવા માટે નથી, નિર્બલોને, નિરાધારોને મદદ કરવા માટે છે ભરત, સુદીર્ઘ અને સુખી રાજકાલ માટે બળ કરતા પ્રેમ વધારે જરૂરી છે, એ કદી ભૂલીશ નહી. સાચા સૌંદર્યને જેમ આભૂષણની જરૂર પડતી નથી, તેમ સાચી સત્તાને સૈન્યની જરૂર નથી. માણસના અંતર પર રાજ કરતા શીખજો, તમારા સિંહાસન પ્રજાના હૃદય પર સ્થાપજો. તમારુ રાજ અને તમારુ સિંહાસન યાવચ્ચંદ્રદિવાકરો થશે.

"ફૂલ પર માખો આવે, એમ સારા રાજા પાસે સમૃદ્ધિ આવે છે. સમૃદ્ધિ સંતાપકારિણી છે, વિભેદ કરનારી છે; માટે સમૃદ્ધિ મળતી જાય, તેમ–ફળાગમે નમ્ર થતા આમ્રવૃક્ષની જેમ–નમ્ર થતા જજો. નહીં તો તમારી સમૃદ્ધિ, તમારી સત્તા–તમારા શત્રુની ગરજ સારશે.

રાજશાસનની સ્થિરતાનું મૂળ ભય નહીં પણ પ્રેમ છે, એ વાત કદી ન ભૂલશો.

"એક આર્યત્વની મે સ્થાપના કરી છે. મનુષ્યત્વના વિકાસમાં માને, યજ્ઞને સ્વીકારે,' પિતૃઓને સન્માને, પરંપરાની પવિત્રતાને કબૂલે. માનવવિકાસને યોગ્ય સમાજને, રાજપદને શિરસાવંદ્ય લેખે એ આર્ય. એ આર્યોનું એક છત્રે રાજ કરજે લડવું પડે તો લડજે, પણ તારી લડાઈમાં લોભ, હિંસા, ભય ને દ્વેષ બને તેટલા અળગા રાખજે જીવનકલહથી કદી હારશો નહી કાયરને સર્વનાશ મળે છે; પુરુષાર્થીને નવનીત લાધે છે."

પૃથ્વીનાથ થોડીવાર શાંત બેસી રહ્યા સભા આખી સ્તબ્ધ હતી થોડી વારે મો ઊંચું કરી વળી તેમણે કહ્યું ·

"ભરત, આમ આવ !"

ભરત નતમસ્તકે પૃથ્વીનાથની સમીપ ગયો.

"લે, આ મારો રાજમુગટ ! મારા હસ્તે તને પહેરાવું છું, આર્યોનો હવેથી તું રાજા ! મારા શાસનનો તું વારસદાર ! મારી સંસ્કૃતિનો તું રક્ષક"

ભરત નમસ્કાર કરવા પૃથ્વી પર પડ્યો પૃથ્વીનાથે એને બે હાથે ગ્રહી, ઊભો કરી, પોતાના હાથે મસ્તક પર મુગટ પહેરાવી, સિંહાસન પર બેસાડી દીધો

"પિતાજી, આપના સિંહાસન પર મારું બેસણું ?"

"હા, શાસનની આ પરંપરા પિતા નાભિદેવે શરૂ કરેલી છે; એ પવિત્ર છે, ને સ્વીકાર્ય છે. બોલો રાજા ભરતદેવની જય !"

બધાએ રાજા ભરતદેવની જય પોકારી

"રાજા વિષયોનો વિજેતા બનવો જોઈએ જે રાજા વિષયોથી જિતાય-જે અંતરંગ શત્રુઓથી જીતી શકાય-એને બહિરંગ શત્રુ તો તરત હરાવી શકે છે ન્યાયના સિંહાસને ચઢનારે સદા મનની ખોજ

ઈર્ષા કરવી. રાજા પણ ભૂલે છે–ને ભૂલે ત્યારે ભીંત ભૂલે છે.

"પ્રજાપાલક રાજાનું સદ્ભાગ્ય જેટલું મોટું તેટલું દુર્ભાગ્ય પણ મોટું હોય છે. હાથીના આહાર–વિહાર બંને મોટા હોય છે. મારી વાત જુદી હતી, ફૂલ પર આવી પતંગિયાં બેસી જાય–એમ મારે બન્યું છે. લોકવ્યવસ્થા માટે સંધિ, વિગ્રહ, યાન (ચઢાઈ); આસન (શાંતિ), દ્વૈધ (ભેદ) તથા આશ્રયના વિષયમાં–રોગી પુત્રની માતાની જેમ –પ્રેમ ને દ્વેષ ધરજે. કટુતા વાપરજે, પણ ઔષધની. જોર વાપરજે, પણ વૈદ્યનું. શિક્ષા કરજે પણ પિતાની જેમ.

"રાજાએ વિજય મેળવવા માટે પણ બને ત્યાં સુધી યુદ્ધનો આશ્રય ન લેવો. શાંતિપ્રિય ને ન્યાયી લક્ષણવાળા રાજા હશે, ત્યાં સુધી રાજાપ્રજા વચ્ચે દારુણ સંગ્રામો નહીં થાય. રાજાએ રાજ ચલાવવું –પણ અમલ કરવો નહીં. રાજા સત્યપ્રતિજ્ઞ ને દૃઢપ્રતિજ્ઞ હોવો ઘટે. પ્રતિજ્ઞા–દુર્બળ રાજાનું રાજ નષ્ટ થાય છે–તેમ અસત્યસંધ રાજા પણ નાશ પામે છે.

"રાજા રાજ્યરૂપી વૃક્ષનું મૂળ. મંત્રીઓ સ્કંધ, સેનાધિપતિ શાખા, સેના પલ્લવ, પ્રજા કુસુમ ને દેશનો અભ્યુદય એ ફળ છે. ને એ રીતે આખો દેશ બીજરૂપ છે. રાજ્યનો હેતુ ફળીભૂત ન થાય તો કાણા થયેલા વહાણની જેમ રાજાને પ્રજાએ છોડી દેવો ઘટે.

"કાળનું કારણ રાજા છે. રાજા કદી વર્તમાન અભિરુચિનો આસક્ત ન હોવો ઘટે, એ સત્ય, ન્યાય, સૌંદર્ય, મુક્તિ, મન ને આત્માનો આરાધક હોવો જોઈએ. સુખની તૃષ્ણા આત્માના અમી શોષી લે છે. નબળા આવેશો સદાવેશોને હણી નાખે છે.

"આકાશમાં મેઘધનુષ્ય તોરણ બાંધે છે, એમ તમારી સુઇચ્છાઓ-નાં તોરણ ગગનસ્પર્શી કરજો, અને કઠિન પહાડો જેમ અમીનાં ઝરણાં વહાવે છે; એમ તમારા વર્તમાન યોગક્ષેમને વહજો. સદા સત્ય-ઝરણનું મૂળ શોધવા યત્ન કરજો!

"રાજા એ વાંસળી છે એમાંથી જોઈએ તેવા સૂરો છૂટે છે; પણ એના સૂરો હંમેશા સંવાદી હોવા જોઈએ એણે સહુ સાથે મળીને—એક સૂરે જગતમાં કલ્યાણક્ષેમની મધુર બંસીના નિનાદ છેડવાના છે"

"માનવસંસ્કૃતિનો આ ઉષાકાળ છે. પહેલા પુષ્પને પ્રેમથી પ્રમાણીએ. જૂથને જાળવજો—પોતાને નહી, પડોશીને પોષજો—પોતાને નહી

"ભરતદેવ!" પૃથ્વીનાથે છેલ્લે ઉપસંહાર કરતા કહ્યું, "એક મધપૂડામાં કેટલી માખીઓ રહે છે? સહુ કેવી અલગ અલગ અને છતાં કેવી એકમેક બનીને રહે છે! અહા સુંદર ફૂલો પર એ મધુમક્ષિકાઓ ઊડ્યા કરે છે, ને ત્યાંથી જે મધુ લાવે છે તેનો મધપૂડામાં સંચય કરે છે રાજ એ પણ એક મધપૂડો છે એ અભિન્ન રહે માટે એના થોડા થોડા ભાગ સહુને વહેંચી આપું છું" ને તેમણે બાહુબલી તરફ જોતાં કહ્યું : "બાહુબલી!"

"જી, પિતાજી!"

"તને યુવરાજ પદે સ્થાપન કરું છું, ને આર્યદેશના એક ભાગના રાજા તરીકે નીમું છું રાજના તમે સહુ અંગ છો. ભરતને આપેલો ઉપદેશ તારા માટે પણ છે"

"પિતાજી મારે રાજ્યની જરૂર નથી આપના ચરણકમલની સેવાથી મારું મન તૃપ્ત થશે, મને ત્રણ લોકનું રાજ આપ્યા જેટલો આનંદ થશે"

"મારી સેવામાત્રથી કદાચ તારું મન તૃપ્ત થશે, પણ મારું મન નહી થાય બાહુબલી, મારી નહિ, મારા આ ક્ષણભંગુર દેહની નહિ, મારા આદર્શની સેવા કર આ મારા હાડ–ચામની માયા છોડી મારી ચિરંતન ભાવનાઓ તરફનું લક્ષ કર, તું રાજ સ્થાપજે, શાસન પ્રસારજે, મારા આદર્શને ઉજ્જવળ બનાવજે. એક વ્યક્તિ કરતાં એક સુરાજા તરીકે તું વધુ કરી શકીશ"

"જેવી આજ્ઞા !" સદા સાદી–સીધી ચર્યામા માનનાર બાહુબલીએ પિતાની આજ્ઞાને શિરસાવદ્ય કરી

આ પછી અનુક્રમે બીજા પુત્રોને બોલાવી ભિન્ન ભિન્ન પ્રદેશના રાજ આપ્યા. સહુને ભિન્ન ભિન્ન સલાહો આપી, અંતે તેમણે પોતાની બંને પુત્રીઓને બોલાવી : સૂર્ય ને સોમ જેવી સુંદરી ને બ્રાહ્મી નતમસ્તકે પાસે આવીને ઊભી રહી.

"બ્રાહ્મી, સુંદરી, તમને બેને સામ્રાજ્યનો કોઈ ભાગ આપતો નથી. સત્તા ને સંપત્તિથી તમને વેગળી રાખું તો જ, તમારા માથે જે કર્તવ્યભાર મે મૂકવા ધાર્યો છે, તેને પહોચી શકશો. તમને બંનેને મારી કલ્પનાના રાજ્યના અધિપતિ બનાવવા છે

"બ્રાહ્મી, બેટા, તારુ કામ તુ અવિરતરૂપે આગળ ચલાવજે, આર્યાવર્તની એકતા માટે, માનવોના ઉદ્ધાર અંગે ભરતનુ કામ જેટલુ મહાન છે એટલું જ તારું કામ મહાન છે કોઈનુ દેખાય–કોઈનુ ન દેખાય. કોઈના તેજથી જગત અંજાય, કોઈનાથી ન અંજાય–પણ કાર્ય મહાન છે. કાર્ય પાસે માણસે પોતાની મહત્તા વિચારવી ઘટે જગત ભરતની સેવાને ભૂલશે, તારી સેવા ચિરંજીવી બનશે. હાથથી, મોથી; ચેષ્ટાથી વ્યક્ત થતી અસ્પષ્ટ ઊર્મિઓને તુ તારી દ્વારા સરળ અને સાકાર બનાવજે. માનવના હૃદયમાં કેટલી મીઠાશ છે, એ તારા કાર્ય દ્વારા જ જાણી શકાશે. જીભ, હોઠ, દાત, ગળુ ને તાળવાનો ઉપયોગ કરી, જે એક અદૃશ્ય પડઘા માનવી પાડે છે એને તુ તારા કાર્ય દ્વારા પકડી પાડજે. એને દૃશ્ય બનાવજે ! જે અક્ષર જ્યોત જલાવવાનું ભગીરથ કાર્ય તેં હાથ ધર્યું છે, એ નહી હોય તો ભર્યો સંસાર અંધારઘોર બની જશે.

"માનવી પડખોપડખ વસતો થયો છે, પણ હજી જાણે એક મહાન અંધકારમા જ બેઠો છે એ એકત્ર થવાની ઝંખના કરે છે, પણ એનું દિલ ખુલ્લુ કરીને પરસ્પરને સમજવા–સમજાવવા પૂરતા

શબ્દો એની પાસે નથી, શબ્દો છે, તો સામો સમજી શકે તેવા પરસ્પર પરિચિત નથી ભાવનાનો સાગર મનમા ઊછળે છે, પણ એ ભાવ-વિનિમય સાધી શકતો નથી. માનવમાત્રની એકતા માટે તારી પહેલી આવશ્યકતા છે આર્યવર્તને એકતાની સાકળે ગૂથવા તારુ કાર્ય જેટલુ શક્તિશાળી છે, એટલું ભરતની સેનાનુ નથી દુનિયા પર મહાન સામ્રાજ્ય 'સુવિચાર' નુ છે, એ સુવિચારને તુ ચિરજીવ કરજે.

"સસારના અનેક વિક્ષેપો તને નડશે, પણ તારુ કામ તો તું આગળ ધપાવજે. જે પવિત્ર વારસો તુ મૂકી જઈશ, એ કોઈ ભૂકી શકશે નહી તારુ કાર્ય એવું સુદર હશે કે પથ્થરમા પણ ભાવ પ્રગટશે, ને પત્રમા જાણે હૈયુ બોલશે, અહી બેઠા તુ યોજન પર બેઠેલા પાસે મનના ભાવ પગટ કરી શકીશ; કોઈ પવિત્ર સદેશ એક સાથે અનેક સ્થળે પ્રસારી શકીશ. દીવાને પણ વાટની જરૂર છે મારા સત્યને તારા શબ્દદેહની જરૂર છે લોકવ્યવહાર પણ કેટલો સરળ બનશે! એક વાત કથવા માટે, વાત કરવા ઇચ્છતી બે વ્યક્તિઓને પ્રત્યક્ષ મળવું અનિવાર્ય છે, એ કષ્ટ દૂર થશે. એક પાદડુ મોકલીને પણ એ પોતાનુ હૈયુ પોતાના પ્રિયજન પાસે ખોલી શકશે.

"સુદરી, તારુ કાર્ય પણ ગણતરીનું છે વ્યવહારમાં તારી ગણતરી બહુ ઉપયોગી થશે, દિવસે દિવસે માણસ સપત્તિશીલ બનશે, પરિગ્રહ એને પ્રિય લાગશે, દેશદેશની સાથે વિનિમય વધારશે એ વેળા તારા ગણિતની જરૂર પડશે સોનાનો એક ઢગલો કેટલા શખની બરાબર ને કેટલા શખ એક ગાયની બરાબર, એવા માપ-તોલ માટે તારી વિદ્યા આવશ્યક થશે એ દ્વારા તુ અછતવાળું માનવજીવન છતવાળુ કરી શકીશ"

પૃથ્વીનાથનુ આ વિવેચન એટલુ ઊંડાણવાળું હતું કે ભાગ્યે જ થોડા સમજ્યા હશે

"આપણું હોય તે આપી દેવાનો ધર્મ હું સ્વીકારવાનો છું. સ્ત્રી, પુત્ર, પરિવાર, શહેર, નગર ને આવાસોને તજી દેવાનો કાળ મારે માટે નજીક આવી રહ્યો છે"

"શુ મને પણ તજી જઈશ ?" માતા મરુદેવનો સાદ સંભળાયો.

"માતાજી, ત્યાગ અનિવાર્ય છે. અષ્ટાપદની શોધ માટે મે તમને તજ્યા હતા કે નહી ? આ તો એથીય ભારે શોધ છે. અદૃશ્ય શત્રુને જીતવા જવુ છે."

"ના, વૃષભ, તુ મને તજીને ન જઈશ."

"માતા, તમે એમ વચન આપી શકશો કે મને તજીને તમે કદી જશો નહી ? મારા પિતાએ જતી વેળા તમને પૂછ્યુ હતુ ?"

માતા કાંઈ જવાબ આપી ન શક્યાં. દેવી સુમંગલા નજીક આવ્યા. એમણે પૃથ્વીનાથની બાહુ પકડી કહ્યુ : "હુ તો જીવનમા કે મૃત્યુમાં તમારી સાથે જ રહીશ"

"દેવી, હવે એ અશક્ય છે. જે પ્રકારની શોધમા હુ જાઉ છુ, ત્યા તમારું સ્થાન નથી. એક આત્મપ્રાણ પ્રિયસખી તરીકેની તમારી ફરજ છે કે મને ન રોકવો. સુનંદા યાદ આવે છે ને ? એને કોઈ રોકી શક્યું ? એ કોઈને પોતાના પરોક્ષ પ્રવાસમા સાથે લઈ શકી ? છેલ્લો પ્રવાસ તો સહુ માટે એકલવાયો છે"

અને પૃથ્વીનાથે બધી ચર્ચા સમેટતા કહ્યું :

"ભરત, દેશેદેશ જાહેર કરી દે, કે પૃથ્વીનાથ જેને જે જોઈએ તે આપી રહ્યા છે. ઇચ્છાવાળા આવીને લઈ જાય પોતાના પુત્રો માટે સુરાજ્ય, સુકીર્તિ ને સૌષ્ઠવયુક્ત શરીર સિવાય તેઓ કંઈ શેષ રાખવા માગતા નથી"

પૃથ્વીનાથનો નિર્ણય અને નવા રાજવી ભરતદેવના શાસનની જાહેરાત બધે થવા લાગી

## ૨૮. જેને જે જોઈએ તે

દૂર દૂરનાં કુળોમાંથી અસંખ્ય માનવગણ ચાલ્યા આવતા હતા. અયોધ્યાની રિદ્ધિ–સિદ્ધિ ને પૃથ્વીનાથના પ્રેમભર્યા શાસનને નીરખવાના હોંશીલા વેગે વેગે આવતા હતા.

અયોધ્યાનું વાતાવરણ હર્ષ અને શોકથી મિશ્રિત હતું કુમાર ભરતદેવ શાસનપતિ થવાના સમાચારને હર્ષ ને પૃથ્વીનાથ સ્વસ્વ ત્યાગીને ચાલ્યા જવાના છે, એ વર્તમાનનો વિષાદ સહુને ઘેરી રહ્યો હતો આ રીતની સંપત્તિ પામીને. આ રીતે છાંડવી, તો પછી પામવી શા માટે, એવા કેટલાક તર્કવિતર્ક કરી રહ્યા હતા સુખના સંપૂર્ણ સાધનો સામે છે, પછી વળી ક્યા અદૃશ્ય સુખને પામવા આ પ્રયાણ છે?

કોઈ કંઈ નિર્ણય આપી શકતું નહીં આ રીતની ઘટના આ સંસારમાં પહેલી હતી, પણ આવા બધા તર્કવિતર્ક કેટલાક શાણા ને ડાહ્યાઓને માટે સોંપી, સામાન્ય જનો તો વિચાર કરતા કે અરે, પ્રભુ તો કલ્પવૃક્ષની જેમ જેને જે જોઈએ તે આપવા બેઠા છે, તો તેમની પાસે જઈને આપણે આપણું મનોવાંછિત શું લાવશું?

કોઈ રત્નનો વિચાર કરતું, કોઈ ગાયનો તો કોઈ અશ્વનો વિચાર કરતું કોઈ સુખાસન કે રથની આકાંક્ષા કરતું કોઈ પ્રભુની શિરસ્રાણ કે ઉપાનહની માગણી કરતું

સંગ્રહની કલ્પના હજી પૂરી સ્પર્શી નહોતી ને સમૃદ્ધિવંત તો

રાજા હોય–એવી વ્યાખ્યા સહુ સ્વીકારતુ હતુ : એટલે લેવુ ને દેવું : એ એક ભારે મૂંઝવણભર્યું કાર્ય હતુ.

સૂર્ય ઊગતાંની સાથે પૃથ્વીનાથ રાજપ્રાસાદના ગવાક્ષમા આવીને બેસતા હજારો પુરજનો નીચે એકત્ર થઈ તેમના મુખચંદ્રને નિહાળીને બેસી રહેતા. કેટલાક ભારે આકાંક્ષા સાથે ઘેરથી નીકળીને અહીં આવ્યા, પણ અહીં આવીને તો બધું ભુલાઈ ગયું. કેટલાક મન સબળ કરીને માગણી કરતા : "પ્રભુ, આપના ઉપાનહ આપો"

પ્રભુ હસતા, ને ઉપાનહ આપી દેતા; પણ લેનાર એ ક્ષણમાં જ પલટાઈ જતો; યાચક મટીને પૂજારી બની જતો. અરે, જેને સંસારના કલ્યાણકામી પૃથ્વીનાથે પહેર્યા, એ ઉપાનહ મારાથી કેમ પહેરાય ? જેની ચરણરજ માટે હજાર જણા ઇચ્છુક હોય, એ ચરણ-રક્ષકને તો માથે ચઢાવાય. પેલો ઉપાનહ માથે મૂકીને નાચતો નાચતો ચાલ્યો જતો, ને પોતાના કુળમાં જઈને લોકોને આમંત્રતો ને કહેતો·

"હવે પ્રભુનાં દર્શન થાય કે ન થાય, પણ આ એમની સ્મૃતિ આપણને હમેશાં દર્શનસુખ આપશે"

કોઈ ગોમય લાવતું, કોઈ ગંગાજળ લાવતું, સ્થાન સ્વચ્છ કરીને ત્યાં ઉપાનહ પધરાવતા. ધૂપ કરતા, દીપ કરતા, નૈવદ્ય ધરતા પોતાને જે પ્રિય હોય તે પુષ્પ, કુમકુમ, કેસર, કસ્તુરી સહુ ઉપાનહને ચઢાવતા

એકે હિંમત કરીને પ્રભુનું ધનુષ્ય માગ્યુ આજ તો માગ્યું મળવાનું હતું. અષ્ટાપદ–વિજયી એ ધનુષ્ય હતું માગનારે માગી તો લીધુ; પણ એને એમ થયુ કે જેણે સર્વ જીવો તરફ પ્રેમ કેળવ્યો એના શસ્ત્રથી દ્વેષ કેમ કેળવાય ?

એ ધનુષ્ય એની પૂજાની સામગ્રી બની ગયુ

કોઈ શંખ લઈ ગયુ, કોઈ શિરસ્ત્રાણ. કોઈએ એમના ગળાની મુક્તામાળ માગી, કોઈએ મુદ્રિકા માગી, કોઈએ અંબર માગ્યુ પણ

લઈ ને જનારાઓએ સ્વાર્થના સાધન નહિ, પણ એને પૂજનીય બનાવી દીધા

પ્રેમના પ્રકાર વિચિત્ર હોય છે

ચાર સહસ્ર રાજાઓ પ્રભુ પાસે શસ્ત્ર, ભૂમિ ને ગૌઅશ્વ યાચવા આવ્યા પણ તેઓ તો પ્રભુની મુદ્રા જોઈ માગવુ ભૂલી ગયા ને વિચારવા લાગ્યા "અરે પ્રભુ જેને છાડવા બેઠા છે એને, આપણે કરેલી વસ્તુનો સ્વીકાર આપણને ન શોભે" તેઓ કહેવા લાગ્યા ·

"પ્રભુ, જે તમારી ગતિ એ અમારી હો તમે રાજા બન્યા તો અમે રાજા બન્યા તમારી કૃપાથી અમારુ જીવતર ધન્ય થઈ ગયુ હવે તમે જે મહાન સુખના માર્ગે જાઓ છો, તે માર્ગ પણ અમારો હો"

માગનારાઓ પણ ભારે મનસ્વી નીકળતા. રોજ સવારે છેલ-છબીલુ એક નરનારીનુ યુગલ આવતુ. રાજપ્રાસાદ સુધી તો ભારે ધોધાટ કરતુ આવતુ, પણ પૃથ્વીનાથનાં દર્શન કરતાની સાથે શાન્ત થઈ જતુ થોડી વાર બ ને પરસ્પર જોઈ રહેતા, ખડખડાટ હસી પડતા ને આકડા ભીડી પાછા ફરતાં.

રોજ આવતા આ સ્ત્રી-પુરુષથી એક દહાડો સુયોધ વહેમાયો એણે બ નેને કાઈ પણ યાચના વગર પાછા જતા જોઈને, રોકીને રાજા ભરતદેવ પાસે આણ્યા બ નેએ પોતાની જે વાત રજૂ કરી, એથી તો છેલ્લા દિવસથી ગ ભીર બનેલો સુયોધ પણ ખડખડાટ હસી પડ્યો

પુરુષે પોતની વાત સ ક્ષેપમા કહેતા કહ્યુ - "ભરતદેવ ! અમે બ ને યુગલિકધર્મ નિવારણ પછી પાણિગ્રહણવિધિથી યોજાયેલા પતિ-પત્ની છીએ. વૈતાઢ્ય પર્વત તરફની આ રહેનારી છે. હુ હિમવાનનો નર છુ . પહેલી નજરે અમે પ્રેમમા પડ્યાં, અમે એકબીજાને મળવા લાગ્યા, દર મધ્યાહ્ને તરુની શીળી છાયામા એકત્ર મળીને ગોષ્ઠી કરવા લાગ્યા

એક વાર અમને એકબીજાને ભેટી પડવાનુ દિલ થયુ; પણ તરત જ પૃથ્વીનાથનું શાસન યાદ આવ્યુ કે પાણિગ્રહણ વિના દંપતીક્રીડા નહી એટલે અમે તરત પાસેના પ્રદેશમાં જઈ પાણિગ્રહણ કર્યું

"કર્યું તો કર્યું, પછી તરત ખબર પડી કે અમારા બેનો સંસાર નભે તેમ નથી એને અંધારી રાતે વિહાર કરવાનું દિલ થતું, મને બીજથી ગતો મિષ્ટ લાગતી ચંદ્ર સુધા વરસાવતો હોય ત્યારે હું વિહાર માટે આગ્રહ કરતો, ત્યારે એ કહેતી. "અજવાળામાં તારી સાથે ફરતાં શરમ ન આવે? આપણે તે કાંઈ એક માના જણ્યા થોડાં છીએ કે લાજશરમ જ ન આવે?" રાત અંધારી આવતી કે એ મારો હાથ ઝાલીને કહેતી. "ચાલ, હવે વિહાર પર નીકળીએ." પણ મારા સ્વામી, અંધારી રાતે એકાદ ભોરીંગ કે એકાદ ખાડોટેકરો આવે એટલે થઈ રહ્યું એનું તો જે થવાનુ હોય તે થાય, મારાં તો બધાં વર્ષ પૂરાં થઈ જાય. મને બહાર નીકળવાનુ જ ન ગમતુ.

"આવા તો અનેક કલહ અમારે થતા એ કસ્તૂરીનુ વિલેપન કરતી, હુ કેસર પસંદ કરતો. એ સંતાનને શરીરસ્વાસ્થ્ય માટે અનુપયોગી લેખતી, તો હુ મનશાન્તિની દૃષ્ટિએ યોગ્ય લેખતો. અમે બંને મૂઝાતા હતા, ત્યાં પૃથ્વીનાથે 'જેને જે જોઈએ તે' ની દાંડી પીટાવી એટલે અમે બંનેએ નક્કી કર્યું કે પ્રભુ પાસે જઈને હુ નવી સખી લઈ આવુ, એ નવો સખા લાવે મે તો વૃષભશ્રી જેવી સખી વાંછી હતી, એણે તો પૃથ્વીનાથ જેવો સ્વામી વાછ્યો હતો"

સુબોધ હસી પડ્યો, ભરતદેવના નેત્રો જરા વિકસિત થયા, પણ પેલાએ તો પોતાની કથા શરૂ રાખી:

"અમે રાતથી લડતા લડતાં સવારની રાહ જોતા નિર્ણય કરતા કે આજે તો પૃથ્વીનાથ પાસે જઈને માગી જ લેવુ. સવારે વહેલા ઘેરથી નીકળતા, રસ્તામાં પણ વાદવિવાદ કરતા ચાલતા–પણ પૃથ્વીનાથની આંખો સાથે અમારી આંખો મળતી કે અમે અમારા કૃત્ય માટે શરમાઈ

જતા. અમે પરસ્પર નેત્રથી જાણે સમજી જતા ને પ્રેમથી પાછાં ચાલ્યા જતા, પણ ઘેર પહોચતા કે પાછો કોઈ ને કોઈ કારણે કલહ જાગતો વળી સવારમાં ચાલી નીકળતા, ને ન જાણે પૃથ્વીનાથના નેત્રમાં શું છે, કે વળી અમે શરમાઈ જતા. આ ક્રમની પાછળ ખૂબ હેરાન થયાં મારાથી ન એની વેણી ગૂથાય કે ન એણે મારા ઉપાનહ તૈયાર કર્યા "

"હવે કયા નિર્ણય પર આવ્યા છો ?" સુયોધે પૂછ્યુ.

"આજ તો આખરી ફેસલો કરી લીધો. મેં કબૂલ કર્યું કે અડધી અધારી ને અડધી અજવાળી રાતે હું વિહાર કરવા આવીશ બીજી વાત એ નક્કી કરી કે ઘરમા હઈશુ ત્યા સુધી એની આજ્ઞા ચાલશે, ઘર બહાર એ મને અનુસરશે. કસ્તૂરીનો રગ મને ગમતો નથી, તો કેસર-કસ્તુરીનુ મિશ્રણ અમે હવે વાપરશુ. ને હે ભરતદેવ ! આના બદલામા એણે કહ્યુ છે કે સુમગલાની જેમ હુ અનેક પુત્ર નહી આપુ-પણ સુનદાની જેમ એક પુત્ર ને પુત્રી આપીશ પૃથ્વીનાથની કૃપા અપાર છે ઘણાને માગ્યુ મળ્યુ, મને તો વગર માગ્યું મળી ગયુ હવે અમને રજા આપશો ?"

ને પેલા નર-નારી વિદાય થઈ ગયા. આમ દિવસો હલકા ને ભારે થતા, ને વેગવત જલ-પ્રવાહની જેમ વ્યતીત થઈ જતા હવે તો માગનારા આવતા જ નહોતા અરે પૃથ્વીનાથે કઈ વાતની બાકી રાખી છે તે માગવુ ? જમીન એક કણના હજાર કણ આપે છે, આ ગૌ રોજ અમૃત વરસાવે છે; આ ગૃહ-અગ્નિ સુપક્વ રસવતી તૈયાર કરે છે, હવે તો ન જાણે કેટલાય સબધો વધ્યા છે-પછી શું માગવુ ? કેવી મોજ અહીં મળે છે ! પછી વળી પૃથ્વીનાથ પાસે જઈને આપણું અધૂરાપણું શા માટે પ્રગટ કરવુ ?

એ દિવસોમા અયોધ્યા નગરી ખૂબ વ્યાકુલ રહી

## ૨૯. વિશ્વતોમુખ

**ચૈત્ર** માસનો ઊનો વાયુ જ્યારે વૃક્ષે વૃક્ષે નવપલ્લવતા આપી રહ્યો હતો, ત્યારે એક સુંદર સવારે પૃથ્વીનાથ સર્વસ્વનો ત્યાગ કરી મહા પ્રયાણને સારુ સજ્જ થયા એમણે પોતાની સુદીર્ઘ કેશવાળી પીઠ પર છૂટી મૂકી દીધી; પગમાંથી ઉપાનહ અને મસ્તક પરથી મુગટ ઉતારી અલગ કીધા. દેહ પર એક માત્ર વલ્કલ ધારી એ ધીરે પગલે આમ્રભવનની બહાર નીકળ્યા.

દક્ષિણાયનનો વાયુ વાતો હતો, કોકિલા મત્ત બનીને ટહુકી રહી હતી વાયુની ઝડપે ને કોકિલાના સૂરે પૃથ્વીનાથના મહાપ્રયાણની વાત બધે પ્રસરી ગઈ રોતાં-કકળતા માનવીઓ દર્શનાર્થે ધસી આવ્યાં સહુના મુખ પર એક જ પ્રશ્ન હતો :

"અરે, જે સાહ્યબીને પામવા સંસાર મરી પડે છે, એને તજીને પૃથ્વીનાથ વળી શુ નવું પ્રાપ્ત કરવા ઇચ્છે છે ?"

માતા મરુદેવા દોડી આવ્યા : "વત્સ, મને ન તજી જા. આંખો પર અંધારાનાં પડળ ઘેરાય છે. આજ સુધી મહામહેનતે તરતુ નાવ આજે ડૂબતુ અનુભવુ છુ. મારી જીવનસંધ્યા તારા દર્શનથી પ્રભાતનુ સુખ અનુભવે છે."

"માતાજી ! સહુએ જવાનું છે જનારને કોઈ રોકી શકતું નથી. દરેક સંધ્યા પ્રભાતની પુરોગામી છે. આશા રાખો કે પ્રત્યેક અંધકારની પાછળ પ્રકાશ છે, એમ દરેક દુ:ખની પાછળ સુખ અવશ્ય છે, દુ:ખને

પચાવો ને એની પાછળના સુખને શોધવા યત્ન કર! ગગનાગણના મુક્ત પ્રવાસે જતા પંખીને માળાનો મોહ કાં કરાવો, માડી ?"

માતા મરુદેવા પુત્રને પ્રત્યુત્તર વાળી ન શક્યા પણ આ રીતે એને જતો જોઈ મર્મોચ્છેદક વેદના અનુભવી રહ્યાં

દેવી સુમંગલા પણ આવીને પાછળ ઊભા હતા. એ એકદમ પગ પકડીને બેસી ગયા અને બોલ્યા.

"મને સાથે લઈ જાઓ, જીવનમા કે મૃત્યુમા"

"દેવી, મૃત્યુના પ્રવાસમાં ઇચ્છા હોય તો પણ કોઈને સાથે લઈ જઈ શકાતું નથી. વિયોગની ઘડીએ પ્રેમની તીવ્રતા સમજાય છે, એ તીવ્રતાના તાપમા જીવનની વિશુદ્ધિ શોધી લો!"

પહાડ જેવો બાહુબલી માર્ગ વચ્ચે પહાડ બનીને ખડો રહ્યો. "પિતાજી, આપના દર્શન વિના કેમ જિવાશે ?" એણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું

"દેહના દર્શન કરતા અંતરના દર્શન પર ધ્યાન દે! તારી બંસીના સ્વરોને તું પકડી શકે છે ? તુ એને કદી જોઈ શકે છે ? છતા એનું કેવુ માધુર્ય અનુભવે છે ?"

સુંદરી અને બ્રાહ્મી ઊભા ઊભાં આંસુની પાળ રચી રહ્યા હતાં.

પૃથ્વીનાથે તેઓને ઉદ્દેશીને કહ્યું : "પુત્રીઓ, કોઈના આસુ કદી કોઈનો માર્ગ રોકી શક્યા છે ? આંસુ અંતરની શુદ્ધિ માટે વાપરો" ને તેમણે સહુ સ્વજનો તરફ દૃષ્ટિ ફેરવીને આશ્વાસનભર્યા અવાજે કહ્યું:

"જવાનો મારો સમય થઈ ચૂક્યો જે મહાન શોધ કાજે જાઉં છુ. એ માટે અનિવાર્ય છે, કે સાગરમા માછલું સરકી જાય, એમ તમારી વચ્ચેથી સરી જવુ. હાથથી છટકી ગયેલા મત્સ્યને તમે પકડી શકશો ?

"આ આકાશ મારું આશ્રયસ્થાન બનશે, આ ખીણો મારી શેરીઓ થશે. કંદગાઓ અને ગુફાઓ મારાં વાસસ્થાન બનશે. દિશા મારું વસ્ત્ર ને પવન મારો સાથી બનશે. વાચા કરતાં મૌન હવે મને વધુ પ્રિય થશે શુશ્રુષા ને સેવા, હર્ષ ને શોક બંનેને છાડીને જાઉં છું. સ્વજન કે સ્નેહી બંનેને તજીને જાઉં છું. માન ને અપમાનને મૂકીને જાઉં છું. સંપત્તિ કે સાધનનો સદંતર ત્યાગ કરીને જાઉં છું.

"તમે પૂછશો કે આ બધું શા માટે? તો એનો ટૂંકો ઉત્તર એટલો જ કે મારા એક મહાસ્વપ્નને સાકાર કરવા, સંસારને વળી એક નવું શાસન આપવા. ચિંતન, મનન ને શાંતિ તરફ મારી દૃષ્ટિ હશે. સતત જાગ્રતિ ને અનંત એકાંત મારા સહાયક બનશે"

પૃથ્વીનાથ આટલું બોલી રહ્યા, ત્યાં ભરત એકદમ આગળ ધસી આવ્યો. તે ગદગદ્ કંઠે બોલ્યો.

"મને કાંઈક કહો. અંતરની તૃપ્તિ થાય તેવી સુધા વરસાવો"

"નમો અરિહંતાણં!" એ તારો જીવમંત્ર બનો જગતમા વસતા અરિને જીત્યા, માનવતાના અરિને જીતજે; કુળના અરિને જીતજે—સાથે તારી જાતની અંદર વસતા અરિને પણ જીતવાનું ન ભૂલીશ.

આર્યાવર્તને એકચક્રે કરજે. અપ્રતિરથ મહારથી બનશે. હારમા ને પરાજયમાં અડગ રહેજે. સિંહાસન, શૌર્ય, સંપત્તિ ને યશથી નમ્ર બનજે. ગર્વિષ્ઠ બનીશ તો યુદ્ધની બલાને નોતરી લાવીશ. ચેતતો રહેજે કે પૂજા તારું પતન ન કરે, જયનાદ તને જડ ન બનાવે. સત્તા તારા સુંદર ભાવોને છૂંદી ન નાખે. ચક્રવતી થઈને આર્યાવર્તનો ને આત્માનો ઉદ્ધાર કરજે બંને કરવાં અનિવાર્ય છે. એમાંથી એકની સાધના કરનાર એટલો અપૂર્ણ રહેશે"

ભરત માર્ગમાંથી ખસ્યો એટલે બાહુબલીએ આગળ આવી કહ્યું. "પિતાજી, મને કંઈક કહો."

"બાહુ તું અજિતવીર્ય થજે અજેયતા કેવલ જીતમાં જ નથી.

પરાજય કે હાર હસતે મુખે ખમી ખાવામાં પણ છે. અજેયતા શત્રુ જીતવામાં નથી, અંતરની અજેયતા પર પ્રથમ લક્ષ આપજે. અંતરના અરિથી જો જિતાયા તો સંસાર જીત્યો ન જીત્યો સરખો થશે. પુરુષાર્થી કદી હારતો નથી ત્યાગી કદી ગરીબ થતો નથી પ્રેમી કદી નિરાધાર બનતો નથી સાચો આર્ય બની આર્યાવર્તને સંસ્કાર આપજે ”

બાહુબલીનો પ્રત્યુત્તર પૂરો થતાં, સુંદરી આગળ આવીને બોલી : "પિતાજી, મને કંઈક કહો."

"સુંદરી, સાચું સૌંદર્ય આત્માના સૌંદર્યનું પ્રતીક હોવું ઘટે. આંતર–બાહ્ય એકતા ન જન્મે તો એ સૌંદર્ય ફણીધરના મસ્તક પર રહેલા મણિની જેમ ભયંકર છે વાસના પર વિજય એ ચિરસૌંદર્ય જાળવવાનો મહામાર્ગ છે. વિકારોનું પોષણ ને વિવેકની રક્ષા એ, 'ખાવું ને ગાવું' ની જેમ, એક સાથે નહી થઈ શકે. તમારી બુદ્ધિ તમારા હૃદય પર રાજ ન કરે, તે જોજો "

પૃથ્વીનાથ સુંદરીને પ્રત્યુત્તર આપી બ્રાહ્મી તરફ ફર્યા ને બોલ્યા : "બ્રાહ્મી ! માનવતાની મહાસાંકળના આપણે સહુ નાના–મોટા અંકોડા છીએ. ભરત એક આર્યાવર્ત સરજે બાહુબલી આર્યસંસ્કૃતિનો આદર્શ (ત્યાગ–પ્રેમ) સરજે તું એક ભાષા સરજજે એ ભાષા ભાવિના ગર્ભમાં પોઢેલાં માનવોને ઉત્તમ વારસો, ભવ્ય પ્રેરણા ને ઉદાત્ત સંસ્કૃતિ આપશે. પરંપરા જાળવવાની–પવિત્ર ને અક્ષુણ્ય–એ દરેક કલાકારનો ધર્મ છે આ કર્મભૂમિમાં અસિ ને કૃષિ જેટલું જ આ કાર્ય (મસીનું) મહત્ત્વનું છે. મંથનથી મૂંઝાશો મા ! શ્રદ્ધા ને ધૈર્યથી ચલિત થશો મા !"

પૃથ્વીનાથે બોલવું પૂરું કર્યું, એટલે વૃષભશ્રી આગળ આવી ને બોલી . "કૃપાનાથ, મને કંઈક કહો."

"વૃષભશ્રી, સ્ત્રી અને પુરુષ એક સંપૂર્ણ જીવનનાં બે અડધિયાં છે એના રસ જુદા હોય, ભાવના જુદી હોય, વાતો જુદી હોય, પણ

રાહ એક જ હોય. એ એકબીજામા રાચતા ને રમતાં હોવા જોઈએ. ભલે સરિતાઓ જુદે જુદે સ્થળેથી નીકળી હોય, ભિન્ન ભિન્ન માર્ગે વહેતી હોય, પણ અન્ત તો એનો સાગરમા હોય સ્ત્રી ને પુરુષ ભલે ન્યારા રહે, પણ અ તે દાંપત્યના સાગરમા તો એકરૂપ બનીને રહેવા ઘટે. એકમાં બીજુ લીન બનીને પૂર્ણ બને છે. એ પૂર્ણ હોય તો જ પૂર્ણને પ્રગટાવી શકે છે. સતાનને જન્મ આપ્યો છે, પણ એ કઈ તારો એકનો જ નથી. કોઈ વેલ પોતાના ફૂલને પોતાની પાસે સઘરતી નથી; એ તો અર્પણની વસ્તુ છે."

આ વેળા રાજા દેવયશ આગળ આવ્યો ને બોલ્યો: "પ્રભુ, હું પણ કાંઈક જાણવા ઇચ્છુ છુ"

"દેવયશ; સસાર છે ત્યા સુધી સારું ને નરસુ રહેવાનુ—જોડાજોડ રહેવાનુ! એમાથી સારુ શોધી લેવાનું, નરસું તો વગર શોધે આવી મળશે. કોઈને શિક્ષા કરતા પહેલા એના ગુનાના મૂળ સુધી જજો સંસારને સારી દૃષ્ટિથી જોજો દૃષ્ટિમાથી સૃષ્ટિ સરજાય છે. ગુનેગારોને શિક્ષા કરતા વિચારજો કે એની ગુનેગારીમાં આપણી પણ ગુનેગારી છુપાયેલી છે આપણી ગુપ્ત સમતિ કે ઉપેક્ષા હોય તો જ ગુનેગાર ગુનાને જન્મ આપી શકે છે"

રાજા દેવયશની પાછળ નાના બાળકની જેમ રડતો મહાકાય સુયોધ ઊભો હતો. એ આગળ આવી મસ્તક નમાવી ઊભો રહ્યો એને ઉદ્દેશીને પૃથ્વીનાથ બોલ્યા

"સુયોધ સ્નેહ અને કર્તવ્ય બનેમા મોટો ભેદ છે તારો સ્નેહ તને કર્તવ્યથી ભ્રષ્ટ ન બનાવે તે જોજો! તારો સ્નેહ પ્રકાશની ગરજ સારો, કર્તવ્ય-દીપકને બૂઝવનાર વટોળિયો ન બનો!"

સુયોધનો યુવાન પુત્ર સુષેણ પાછળ ઊભો હતો એણે પણ પોતાને કંઈ કહેવા વિનતી કરી.

"સુષેણ, પૃથ્વીને પોતાની કરવા માટે વિશાળ સૈન્ય કે વિપુલ સપત્તિ કરતાં વિશાળ હૃદયની જરૂર છે; પ્રતિપક્ષીઓને છૂદી નાખવામાં

નહી; એને પોતાના બનાવવામા સાચી બહાદુરી છે. માણસનુ અંતર વાચતા શીખજો. પણ ભય કે લાચારીથી એ નહી વચાય, પ્રેમ ને સહાનુભૂતિ દ્વારા જ વાચી શકાશે"

પૃથ્વીનાથ આટલુ કહી આગળ વધ્યા આ વખત દરમ્યાન અયોધ્યા નગરીમા પૃથ્વીનાથના અયોધ્યા ત્યાગના વર્તમાન બધે પ્રસરી ગયા હતા નગરજનો આવીને ચારેતરફ શોકાકુલ નયને ખડા રહી ગયાં હતા.

કેટલાકોએ રડતા રડતા આવીને કહ્યુ : "પ્રભુ, અમારા કાજે રોકાઈ જાઓ; આપે અમને એક વાર અનાથના સનાથ બનાવ્યા, હવે અનાથ બનાવશો મા!"

"અનાથતાના આક્રંદ ખોટા છે. હવે હું રોકાઈ શકુ તેમ નથી જન્મ ને જરા, મૃત્યુ ને વિષાદના ગુહ્ય તત્ત્વને શોધવા જાઉં છુ આજ મારો ધર્મ ધનુષ્ય નહી–તીરનો છે તીરે તો ધનુષ્ય છાડીને લક્ષ તરફ તીવ્રતાથી ધસી જવું શોભે. મને લાધેલા જીવન-દર્શનનો દોહ કરવાનુ કોઈ કહેશો મા! મારુ સ્વપ્ન મહાન છે માનવજીવનના મંગલ-પ્રભાત માટે એક વાર ઘોર અધારા ઉલેચ્યા; માનવોને જાગ્રત કર્યા; એમની વસાહતો સ્થાપી. એમને અસિ, મસી ને કૃષિવાળુ શાસન આપ્યુ અયોધ્યાવાસીઓની એકતા માટે. સરયૂ-તીરવાસીઓને એક બનાવવા માટે, તમામ કુળોને એકસૂત્રે સાધવા માટે હું મથ્યો એક માનવનો બીજા માનવનો ભાઈ બનાવ્યો. આર્યદેશનુ સ્વપ્ન મેં ઘડ્યું ને એને સાકાર કરવા ભરતને સુપરત કર્યું હું વિશ્વતોમુખ છુ. હવે વિશ્વ વાત્સલ્ય તરફ જાઉં છું. હું સંસારનો સ્વજન બનવા જાઉં છુ, તમારો એકલાનો જ બનીને રહું, એ હવે શક્ય નથી પ્રાથમિક પરિસ્થિતિએ જ યોગ્ય હતું, વિકાસની આ શ્રેણીએ એ બિનજરૂરી છે. મેં તમને જે શાસન આપ્યુ, એનાથી સારું શાસન મારે તમને આપવુ છે, જેમા માણસ

રાજાના ભયથી નહીં-પોતાના મનથી સારો ને શુદ્ધ રહે. માણસ દંડ ને વધના ભયથી સારુ આચરે તેમ નહીં-સ્વભાવથી સારા આચરણ તરફ પ્રેમ રાખે. માનવમાત્ર એક, સહુ સમાન, સહુ મુક્ત! સાંકળની કડીઓની જેમ સહુ છૂટા છૂટા ને કાર્યપ્રસંગે સહુ સંયુક્ત! સકળ સૃષ્ટિની એકતા ને એનો ઉદ્ધાર એ મારું સ્વપ્ન છે"

"અમને કંઈક કહો, હે દેવ." વળી કેટલાકોએ પ્રશ્ન કર્યો.

"તમે પૂછો ને હુ કહુ."

"ઉદરપોષણ માટે અમને કંઈક કહો"

"પ્રકૃતિની ઉદારતા પર ભરોસો રાખજો. તમારાં ખેતરોમાં તમે પ્રેમથી પરિશ્રમ કરજો. તમારા મનની ઉદારતાનો પડઘો તમે તમારાં ખેતરોમા પામશો. ઝાડ પોતાના ફળ પોતે આરોગતુ નથી; સરિતા પોતાનું જળ પોતે પીતી નથી; તેમ તમે પણ તમારુ બીજાને આપી દેજો. યાદ રાખજો કે એમ કરશો તો તમને કદી કોઈ વસ્તુની તાણ નહીં પડે જે માણસ ધાન્ય, ગૌ, દૂધ વગેરેનો સગ્રહ કરે છે. એ કંઠે પાષાણ બાંધી સાગરના પાણીમાં તરવા જેવી ક્રિયા કરે છે. એના સંગ્રહમાંથી ચોરી, લૂંટ, ખૂન જેવી ઘટનાઓ જન્મે છે. માનવજાતનો એ મહાદુશ્મન છે. માળામાં સૂતેલુ નિર્બળ પંખી કંઈ આવતી કાલ માટે મણનો સંગ્રહ કરીને સૂતું નથી. આવતી કાલ પર અવિશ્વાસ ન રાખો. આજનો દહાડો આવતી કાલ માટે ન બગાડો"

"અમારા દેહ માટે કંઈક કહો"

"તમારો દેહ એ તમારાં સારાં કર્મોનુ સાધન છે. કોણ જાણતું નથી કે પાનખર ઋતુનો દીન—હીન આંબો વસત આવે અમૃતરસથી છલકાતી કેરીઓનું સાધન બને છે. અલગ ભલે રહો, એકમેકતા ન ભૂલશો ફૂલોનો સ્વભાવ ધારણ કરજો. મધમાખ આવે તો મધુ આપજો, પતંગિયાં આવે તો રૂપ આપજો, હાથી આવે તો આહાર આપજો. પણ વિકાસમા કે વિનાશમા સુગંધ વહાવવાનો ધર્મ ન ભૂલશો"

"શ્રદ્ધા અને પ્રેમ વિષે કંઈક કહો.'

"પ્રેમ તમારા મનને પવિત્ર બનાવશે જે તમને અને બીજાને પાવન ન કરે એ પ્રેમ નહી દ્વેષ ને હિંસાનો આખો સાગર પ્રેમની ઉષ્મા આગળ સુકાઈ જાય છે. સાચો પ્રેમ સહુને પોતાના સમાન માનવામા છે. શ્રદ્ધા તમારા હોડિયાનું સુકાન છે અંધારી રાતમાય એ દીપક બનીને ખડું રહેશે"

"વાણી વિષે કંઈક જાણવા પ્રચ્છીએ છીએ"

"વાણી તમારા હૃદયને અનુસરતી બનાવજો. સિંહનુ ચામડુ પહેરાવી શિયાળને સિંહ નહી બનાવી શકો તમારા મનમા મેલ હશે, તો તમારી વાણી પવિત્ર બની શકશે નહી કરામત તમારી જિહ્વાની છે. તમારી જીભથી તમે પ્રેમની ઉષ્મા પ્રગટાવી શકો છો, તેમ આગ પણ સળગાવી શકો છો, છતા એવુ કદી ન કરશો સાગરમા તો મોતી પણ છે, ને હાડકાં પણ છે સારો માણસ મોતી શોધી લાવે છે, ને સહુને આપે છે"

"રાજાના ધર્મ વિષે કંઈક કહો"

"રાજા એ કોઈ મત્ત હાથી નથી, એ તો પ્રજારૂપી હાથીનો અંકુશ છે. ઉન્માર્ગે જતા હાથીને અંકુશનો ભય છે. ચાલતા ચીલે જનારને અંકુશનો ભય રાખવા જેવુ હોતુ નથી. અંકુશ એકલો તો આખરે જડ ને શક્તિહીન છે આખરે તો એને અન્યની મદદની જરૂર રહે છે! પ્રજા તો હાથી જેવી છે, સીધી ચાલે તો એને કોઈની અપેક્ષા નથી"

"સુખ ને દુ.ખ વિષે કંઈક કહો."

"સુખ અને દુઃખ જુદા નથી; એને તમે જુદાં પાડયાં છે કેરીના રસમા રહેલી ખટાશ ને મીઠાશની જેમ એ અભિન્ન છે. થોડી ખટાશ ન હોય તો જેમ આમ્રરસમા તમે ઓછી લહેજત અનુભવો છો,

એમ સુખ ને દુ:ખનું છે. સુખને તમે આમંત્રો છો, એને તમારી પાસે દોડતું આવતુ જુઓ છો, પણ તમે એ ભૂલો છો કે દુ:ખ પણ સાથે જ આવતુ હોય છે. એ બે યુગલ છે. એકને આમંત્રો એટલે બીજાને વગર કહ્યે નોતરું મળી જાય છે. સુખને જે સ્વસ્થતાથી ભોગવો છો, દુ:ખને પણ એ રીતે ભોગવજો; તો તમારો સંસાર ઉજ્જવલ બનશે. ભોગ ને રોગ, હાસ્ય ને વિષાદ એ એક જ વસ્તુની બે બાજુ છે"

"લેવા ને દેવા વિષે કંઈક કહો"

"જરૂર પડે પ્રેમથી લેજો ને જેટલા પ્રેમથી લ્યો તેટલા પ્રેમથી દેજો. છતાંય બને ત્યા સુધી દેતા શીખજો; બને ત્યાં સુધી લેવાનુ માંડી વાળજો. લ્યો ત્યારે પણ લેવાનો ભારે વિવેક રાખજો. ગાયનું દૂધ લેશો ત્યા સુધી પ્રકૃતિ તમારો દોષ સાંખી લેશે. દૂધને બદલે એનું લોહી લેવા જશો, ત્યારે એક ભયંકર દુ:ખની સમીપ તમે જતા હશો તમારુ પેટ પૂરવાની ચિંતા ન કરશો, સામાના પેટની વિશેષ ચિંતા કરજો. સંસારના વ્યવહારનુ આ ગુપ્ત રહસ્ય તમને કહુ છુ શ્રદ્ધાથી આચરશો તો સુખી થશો. પારકાની ટાઢ ઉડાડવા માટે તાપણી સળગાવનારને પોતાની ટાઢ આપોઆપ ઊડી જાય છે, એને પોતાને કાજે નવી તાપણી ચેતવવી પડતી નથી."

"વિવેક વિષે કંઈક કહો"

"તમે ચાલો, બેસો, સૂઓ, ઊભા રહો, ગાઓ, નાચો, ક્રીડા કરો કે ભોજન કરો—બધામા વિવેક-મર્યાદા જાળવજો સરખી રીતે પડેલુ મીઠુ તમારી રસોઈને રસવતી બનાવશે, અતિશયતા એને અખાદ્ય કરશે."

"ગર્વ વિષે કંઈક કહો"

"ગર્વ જે કદી ખુમારીની સાથે ભળીને આવે છે, એને પિછાણજો. તમે આકાશ જેવા મોટા છો કે તણખલા જેવા હલકા છો,

એવી વાતો ન સાંભળશો તમારા ઘરમા રહેલ અગ્નિ ગમે તેટલો સારો હોય પણ એને ખૂબ ઊચે ચઢાવશો, તો એ તમારુ છાપરુ બાળીને ભસ્મ કરશે અને પૃથ્વીમા દાટી દેશો તો એ ગરમી નહી આપે ”

“પુરુષકાર વિષે કઈક કહો ”

“પુરુષકાર–પરાક્રમ–પુરુષાર્થથી કદી પાછા હઠશો નહી, કે નિષ્ફળતાથી નિરાશ થશો નહી આશામા ઉમગી રહેનાર કરતા નિરાશામા ઉમગી રહેનારનો પુરુષાર્થ ધન્ય હોય છે. કૂવો ખોદવા ઇચ્છનારને કોઈ વખત બે વામ વધુ ખોદવુ પડે, પણ તેથી એ કદી હારતો નથી. છીછરાં જળ જેટલા મીઠા હોય છે, એથી ઊડા જળ વધુ મીઠા હોય છે ”

“યજ્ઞ વિષે—અગ્નિ વિષે કઈક કહો ”

“યજ્ઞ એટલે અર્પણ તમે માત્ર એને કાષ્ઠ, ઘૃત કે સમિધ અર્પણ કરતા નથી, પણ એ દ્વારા એમ સૂચવો છો કે જરૂર પડયે અમે જીવન પણ આપીશુ સારા કામ માટેના દેહના અર્પણની ભાવના એનુ નામ યજ્ઞ સારા થવા માટે મનના કષાયોનો હોમ એનુ નામ યજ્ઞ. તમને જીવન આપનાર, તમારા આગણાના અગ્નિને તમે કદી બુઝાવવા દેતા નથી, તેમ તમારા દિલના અર્પણના આતશને પણ ઠડો પડવા દેશો નહી. યજ્ઞ–અર્પણ એ તમારા જીવનનુ મહાન પ્રતીક હજો !”

“યૌવન વિષે કઈક કહો.”

“તમારુ યૌવન આંધીના જેવુ નહી, મલયાનિલની લહરીઓના મસ્ત સ્વભાવવાળુ હોવુ ઘટે ભલે પછી એ બટમોગરાની ડાળ જેવુ સુગધી ન હોય; પણ કેસુડાંની કળીઓ જેવુ રગીન હશે તો પણ ચાલશે કેસુડા જાતને રગી જાણે છે, એમ એના સ્પર્શનારને પણ રગવાની શક્તિ ધરાવે છે ”

“આચાર વિષે કઈક કહો ”

“અનાચારના કૂવેથી પાછા વળવા આચારની પરબો જરૂરી છે

કર્તવ્યનું ભાન, એનુ જ્ઞાન અને અંતે કર્તવ્યબળ પ્રાપ્ત કરવું જરૂરી છે. જેની કૂખમાંથી તમે આવ્યા, એ માતાપિતાને પૂજો! જેણે તમને સંસારનું ભાન કરાવ્યુ તેને સન્માનો! તમારા સખાને સદા વફાદાર રહો! તમારી ભગિનીને કામીનીની નજરે ન નિહાળો. પડોશી તરફ પ્રેમ રાખો! સંસારનો વ્યવહાર સરળ ચાલે, શાન્ત ચાલે એવી જે તમારી વર્તણૂક એનુ નામ આચાર. એકબીજામા સમાતાં શીખો. પૃથ્વી પર, વૃક્ષ પર, વનજંગલ પર, ગૌ, અશ્વ ને બળદ પર પ્યાર કરજો. એ તમારા જીવનને પરિપૂર્ણતાથી ભરી દેશે. આ અરણ્ય, આ પહાડો, આ ગિરિખીણોને કદી ન ભૂલશો. ઘર–વસ્તીથી કંટાળશો ત્યારે એ તમને આરામ આપશે.'

"સૌંદર્ય વિષે કંઈક કહો."

"સૌંદર્ય એ મોટે ભાગે સૂંઘવાની વસ્તુ છે, ખાવાની નહી. એ સુગંધી પણ પરભોગી કેવડાના જેવી છે, જે નજીક જતાં સરી જાય ને દૂર રહેતા તરબતર કરે જે સૌંદર્ય–વેલની ખુશબોથી મસ્ત રહે છે, એ અનેક ફૂલડાં નીપજાવે છે. જે વેલને વાટીને પી જાય છે તે સુગંધ પણ ખોવે છે ને સૌંદર્ય પણ ગુમાવે છે"

"પાણિગ્રહણ વિષે કંઈક સમજાવો."

"પ્રેમ વિના પાણિગ્રહણ નહી; પાણિગ્રહણ વિના સંયોગ નહી. સ્ત્રી–પુરુષનો સંયોગ એ સામાન્ય રમત નથી; એ તો સંસાર પર સારા કે નરસા સભ્યનો ઉમેરો કરવાની જવાબદારી છે, માટે પાણિગ્રહણ તમારા જીવનની પવિત્ર ક્રિયા બનજો. પવિત્ર રીતે એને વિચારજો ને પવિત્ર રીતે એને આચરજો. નિર્માલ્ય દંપતી સંસારને નિર્માલ્ય બનાવશે. સબળ દાંપત્ય સંસારને સફળ કરશે."

"મૃત્યુ વિષે કંઈક કહો"

"મૃત્યુ તમારા આત્માની શાન્તિ છે, થાકેલાનો વિસામો છે. કોઈના સ્મશાનમાં, કોઈની સમાધિમા કે કોઈ સાગરતીરે જઈને

મરેલા માટે રડશો નહી. મરેલાં તો તે વેળા ક્યાય શાન્તિ માણતા હશે, તમારા શોકથી એમને વ્યાકુળ કરવા નિરર્થક યત્ન ન કરશો પાનખરમાં પાનને ખરતાં જોઈ ઝાડ રડતા નથી, એ તો નવી વસતની રાહમા જીવન જીવે છે પહાડમાંથી આવતુ, પહાડ પરથી ઊતરતુ કે મરુભૂમિમાં વિલીન થતુ ઝરણુ વિહરણમા કે વિલોપનમા સદા કેવુ ગાયા કરે છે! તમે પણુ શોક કે સંતાપમા તમારુ ગીત વિસારી ન દેશો તમારા જીવનનુ સર્વોત્તમ મધુ અહીં મૂકતા જજો. મધમાખો મધ મૂકીને ચાલી જાય છે, એમ તમે અહીથી ઊડો તે પહેલા તમારા વિષે સ્મૃતિ મૂકતા જજો."

પૃથ્વીનાથ આ પ્રકારના ઉત્તરો આપતા આગળ વધ્યા. અયોધ્યાવાસીઓ પોતાના પ્રિય સ્વામીને આવા વેશે ચાલ્યા જતા જોઈ અશ્રુ સારવા લાગ્યા સ્ત્રીઓ એ દશ્ય જોઈ ન શકવાથી આખો મીચીને જય જય ધ્વનિ કરવા લાગી નગરીની ભરી શેરીઓ વચ્ચેથી પ્રભુ નગરબહારના ઉપવનમા આવ્યા સુંદર એવા અશોક વૃક્ષ નીચે સ્વસ્થ રીતે ઊભા રહી એમણે વળી કહ્યુ

"મારા જીવનથી મારે તમને પદાર્થપાઠ આપવો જોઈએ મારા શબ્દો કરતા મારુ મૌન, મારી વાણી કરતા મારુ વર્તન હવે તમને માર્ગ-દર્શાવશે. હવે તમે મને કેટલાય દિવસો સુધી સાભળી શકશો નહી પાનખર ઋતુમા તમે કોકિલને ગાતો કદી સાભળ્યો ? વસતની મને રાહ છે. એ રાહમા સ્તબ્ધ મારુ મૌન મારુ ધ્યેય રહેશે"

ને પ્રભુએ એક વાર એકત્ર થયેલા માનવસમુદાય પર નજર નાખી. એ નજરમા જાણે વિશ્વરૂપતાના નકશા પાથર્યા હતા

વગડાનો વાયુ વ શવૃક્ષોની વચ્ચેથી પાવો વગાડતો વહેતો હતો; પૃથ્વીનાથના ઘનશ્યામ કેશકલાપને સુવર્ણકાંતિવાળા ખભા પર ઉડાડતો, એ એક નવુ સૌંદર્ય-કાવ્ય રચી રહ્યો હતો

અરે, ગંધ, માલ્ય ને આભૂષણોના ત્યાગથી પૃથ્વીનાથ કેવા

સુંદર દેખાય છે! અરે, જેને સૌંદર્ય સ્વયં વર્યું હોય એને વળી શણગારની શાં ખેવના! એમનો તપ્ત કાચનવર્ણી દેહ ને આ શ્યામ કેશવલ્લરી, એમના મોહન–રૂપને ભુવનમોહન બનાવવા માટે પૂરતાં છે.

"ભાઈઓ," પૃથ્વીનાથે પોતાના આજાનબાહુ મુખ તરફ લઈ જતાં કહ્યું, "તમે જાણો જ છો, કે સર્વ રસોને પોતાનામાં ઉકાળનાર અગ્નિની શત શિખા વચ્ચે લપેટાઈને પણ નિરાંતે જીવનાર ઘડો, બીજાને ઉકાળતાં પહેલાં પોતે ઊકળે છે. એ પાત્ર બનતા પહેલાં, એની કસોટી કાજે નિપજાવેલા નિભાહાની મહાઅગ્નિમાં પ્રવેશે છે. મારે પણ એ રીતે તૈયાર થવું જોઈએ. દુઃખનો અગ્નિ મને ન પ્રજાળે, સગવડની મોહની મને ન સતાવે, શુશ્રુષાની માયા મને ન સ્પર્શે, તે માટે આજથી મારે કઠોર આરાધના શરૂ કરવી ઘટે. મારા બળને મારા દેહ પર વાપરવું જોઈએ. તીરને વધુમાં વધુ દૂર ફેંકવા માટે ધનુષ્યને આપણે કેટલું ખેંચીએ છીએ! કેટલીક વાર તો એમ જ લાગે છે કે હમણાં તૂટયું કે તૂટશે. મારા દેહરૂપી ધનુષ્યને મારે એ રીતે ખેંચવુ પડશે, ને તો જ મારું તીર સરળતાથી લક્ષ્યને વેધશે." ને આટલું બોલતાં બોલતાં પૃથ્વીનાથે પોતાની એક મુષ્ટિથી દાઢી અને મૂછના વાળના ગુચ્છાને ચૂંટી કાઢયો.

બીજી મુષ્ટિ બિડાઈ ને મસ્તકના વાળનો એક ગુચ્છો ચૂંટાયો.

ત્રીજી મુષ્ટિ બિડાઈ ને મસ્તકના વાળનો બીજો ગુચ્છો ચૂંટાયો.

બધે હાહાકાર વર્તી ગયો, અરે પૃથ્વીનાથ આ શું કરે છે? યોદ્ધાઓની આંખો આ દૃશ્ય જોતાં થાકી ગઈ. અરે, પોતાના હાથે પોતાના દેહ પર આ જુલમ!

કરુણાભારમાં સ્ત્રીઓએ આંખો મીચી.

બાળકો રડવા લાગ્યાં

ચોથી મુષ્ટિ બિડાઈ ને ત્રીજો ગુચ્છો નીકળી આવ્યો, એ સાથે અત્યાર સુધી ધૈર્ય ધારણ કરી રહેલાં દેવી સુમંગલા રડતાં રડતાં આગળ

દોડી આવ્યાં; અડધે આવતા મૂર્ચ્છા પામી ભૂમિ પર પડી ગયા, મૂર્ચ્છા વળીતા કરુણ આક્રંદ કરવા લાગ્યાં :

"અરે નાથ ! જેઓ તમને જોઈને જીવતા હોય, એનુ જીવતર ભારે ન બનાવો ! ભલે અમને તમે તજીને જાઓ, પણ અમારા હૈયાને ભાંગીને ન જાઓ ! તમે અમને સહેલાઈથી છોડી શકશો, પણ અમે તમને તજવાને અશક્ત છીએ અશક્તો પર સશક્તોએ દયા કરવી ઘટે અમારા જીવતરને ખારુ ન બનાવો પ્રભુ, હવે પાચમી મુષ્ટિ ઉઠાવશો તો આ પ્રાણ અહીં જ વિરામ પામશે."

પૃથ્વીનાથે પાચમી મુષ્ટિ પાછી ફેરવી. એમની આખોમા એની એ જ શાન્ત જ્યોત પ્રકાશિત હતી. સૌંદર્યના મહાન ભૂષણસમી એક માત્ર કેશવલ્લરી પવનની સાથે ગેલ કરવા લાગી.

"ભાઈઓ, હવે હુ મૌન ધારણ કરુ છુ, ને તમારી વિદાય યાચુ છું મને શાતિથી જવા દેજો મારી પાછળ કોઈ આવશો મા !"

ને પ્રભુએ કદમ ઉઠાવ્યા માતા મરુદેવા ને સુમંગલા મૂર્ચ્છા પામ્યા બીજાં ચોધાર આસુએ રડવા લાગ્યા. વાતાવરણ કરુણાભારથી મર્મવેધક બન્યુ પણ પ્રભુ સ્વસ્થ હતા, મંદ પણ સ્થિર ડગે આગળ વધતા હતા

"અરે, જ્યા પૃથ્વીનાથ ત્યા અમે! જેવી એમની ગતિ તેવી અમારી હો !" ત્યા એકત્ર થયેલા રાજાઓના અગ્રેસર કચ્છ તથા મહાકચ્છે ઉચ્ચ સ્વરે જાહેર કર્યું, ને તેઓએ પ્રભુની પાછળ પાછળ ચાલવા માડ્યુ, ડગલે ડગલુ દબાવવા માડ્યુ

ભરતદેવ એકદમ વચ્ચે આવ્યા ને તેમને રોકતાં જણાવ્યુ : "પ્રભુનો રાહ ન્યારો છે; એમનુ સામર્થ્ય ન્યારું છે તેઓ તેમનું કર્તવ્ય વિચારે, તમે તમારુ કર્તવ્ય વિચારો એ માર્ગ કઠિન છે. એમના માર્ગે જવાનુ બંધ રાખી તમારા કુળોની રક્ષા કરો."

"ભલે પ્રભુનો રાહ ન્યારો હોય, પણ પ્રભુ અમારા છે. આજનો અમારો વિકાસ પ્રભુને આભારી છે. પશુતામાથી માનવતા સર્જનારને અમે જીવનમાં કે મૃત્યુમાં કેમ છોડી શકીએ ?"

"ફરીથી કહુ છું, સાહસ ન કરો." ભરતદેવે જરા લાલ આંખ કરીને કહ્યુ. "તમારે તમારી ફરજનુ ભાન રાખવુ ઘટે. કર્તવ્યભ્રષ્ટતા પણ એક મહાઅપરાધ છે. એકવાર રાજ તજ્યા પછી પાછુ નહી સ્વીકારાય. વમન કરેલું ફરી કેમ જમાશે ?"

"ફરજનું ભાન છે, એટલે જ ભરતદેવ ! પ્રાસાદોમા પડ્યા રહીને મોજ માણવી નથી. જેવી પૃથ્વીનાથની ગતિ તેવી અમારી ગતિ !" ને થોડે દૂર ગયેલા પૃથ્વીનાથને ચાર હજાર રાજાઓ પહોંચી વળ્યા

નક્ષત્રગણોથી શોભતો નક્ષત્રનાથ ચંદ્ર ક્ષિતિજ પરથી ધીરે ધીરે ચાલ્યો જાય એમ પ્રભુ અયોધ્યાવાસીઓની દૃષ્ટિમાંથી ધીરે ધીરે અદૃશ્ય થઈ ગયા.

કેટલીક રાતો અને કેટલાય દિવસો સુધી અયોધ્યાવાસીઓની આંખો અશ્રુભરી રહી.

# ૩૦. ભવ્ય માર્ગનો એકાકી ઉપાસક

હેમંતના શીતળ પ્રભાતમાં પ્રભુ ખુલ્લામાં ઉઘાડા શરીરે ઊભા છે. કાંચનવરણી કાયા પર રજ ભરાણી છે, ક્ષુધાથી ક્ષામ કુક્ષી છે. સ્નાન નથી, પાન નથી, ખાન નથી, વસ્ત્ર નથી, તાંબુલ નથી, આસન નથી, વાહન નથી, વનેચરને રહેવા-વસવા જેટલીય સગવડ તેમને નથી

ભવ્ય માર્ગનો આ શ્રદ્ધામૂર્તિ, પ્રેમમૂર્તિ એકાકી ઉપાસક, વેદનામૂર્તિ બનતો જાય છે. સુવર્ણ કાન્તિવાળા દેહ પર શ્યામલતા પથરાતી આવે છે નવનવે ભાવે ચમકતી આખોમાં સ્થિર તેજ આવીને વસ્યુ છે.

સ્વામી દિવસોથી મૌન છે. ક્ષુધાવત છે, છતા કઈ લેતા નથી. તૃષાવત છે, છતા કઈ પાન કરતા નથી. શ્રમવત છે, છતા આરામ કરતા નથી જ્યારે જુઓ ત્યારે જાગ્રત ને જાગ્રત !

અને અહી તો અગોચર જગલોમાંય સ્વામીના નામે અપૂર્વ ઋદ્ધિઓ પ્રગટી છે. દૂર દૂરનાં કુળોમાં સમાચાર પ્રસરી ગયા છે, કે પૃથ્વીનાથ ગૃહત્યાગ કરીને પ્રવાસે નીકળ્યા છે.

એક કુળથી બીજે કુળ, એક જગલથી બીજે જગલ ખબર મળ્યે જાય છે, ને ત્યાં ત્યા માર્ગો સ્વચ્છ કરવામાં આવે છે, ભૂમિ છાંટવામા આવે છે, સ્વાગત માટે ફળ-મેવાના રાશિ રચવામા આવે છે. લોકો પૃથ્વીનાથની રાહમા નૃત્ય કરે છે.

વળી તેઓ વિચારે છે : અરે, પણ આપણને પશુમાંથી માનવ બનાવનાર મહાપ્રભુનું આવું અલ્પ તે સ્વાગત હોય ? જીવન આપનારના ચરણે કંઈક અપૂર્વ ભેટ ધરવી જોઈએ. કોઈ પોતાનો પ્રિય અશ્વ લઈને આવે છે, કોઈ સુંદર આભરણુથી યુક્ત ગજ લઈને આવે છે, કોઈ રત્નરાશિ લઈને હાજર થાય છે. કોઈ પોતાની સુંદર રૂપ–ગુણવાળી કન્યાઓ લઈ ઉપસ્થિત થાય છે. અરે, એ કન્યાઓને પ્રભુથી સુંદર બીજો વર ક્યા સાંપડવાનો હતો ?

પ્રભુનું સ્વાગત કરતા તેઓ ઉચ્ચારે છે : "અરે પ્રભો, અમારી આ ક્ષુદ્ર ભેટ સ્વીકારો, ને અમને ઉપકૃત કરો !"

પણ પ્રભુ તો જાણે સાંભળતા જ નથી; કોઈ પણ વસ્તુ તરફ દૃષ્ટિ સુદ્ધાં ફેંકતા નથી. એમને સ્વાગતની જાણે ખેવના નથી, સગવડની જાણે ઇચ્છા નથી; અનુકૂળતાને બદલે પ્રતિકૂળતા પર જાણે પ્રેમ પ્રગટ્યો છે

આંખોમાં આંસુ ભરી ભરીને કુળવાસીઓ કૃષ્ણપક્ષના ચંદ્રની જેમ પ્રભુને સત્વર આવીને સત્વર ચાલ્યા જતા જુએ છે.

પાછળ પાછળ ચાલતા રાજાઓ ઉચ્ચારે છે : "અરે, જેણે સર્વસ્વનું દાન કર્યું, એ તમારું આ સ્વલ્પ સ્વીકારશે, ભલા ?"

વનો, મહાવનો, જંગલો, અટવીઓ વીંધતા પૃથ્વીનાથ ચાલ્યા જાય છે. ભરીભાદરી વનરાજિ ફળફૂલોથી લચી પડી છે મધુના તો પૂડાના પૂડા ડાળે ડાળે લટક્યા છે. ખળખળ કરતા ઝરણા વહે જાય છે. દૂર દૂર ક્ષિતિજને ભેટતા સાગરને કાંઠે સુંદર દફાળી ગુફાઓ છે. નદીઓના સંગમસ્થાનો અનેક શીતળ કુંજોથી ભર્યા છે. લીલી હરિયાળી પર દૂધના ભારથી - છલકાતી આંચળોવાળી ધેનુઓ ચર્યા કરે છે, ને છલાંગો દેતાં હરણાંનાં ટોળાં આંખને આનંદ આપે છે.

ન યાચનાની અપેક્ષા છે, ન માગવાની જરૂર છે! જોઈએ

તેટલું પડ્યું છે. ગમે તેટલું લો! મા વસુધરા તો વહાલભરી છે પ્રકૃતિ પણ આવા પૂર્ણ પુરુષની પૂજામા રાચે છે

અરે, આ એક કુંજ અયોધ્યાના આમ્રભવન કરતાં વધુ સુખદ છે અહીં હવા સદા શીતળ બનીને ગાતી ગાતી આવે છે આ ફળભર્યાં વૃક્ષ—અયોધ્યાના ઉદ્યાનના ફળોમા આથી વધુ મિષ્ટતા ભાળી નથી ને આ દૂધ, આ સ્વાદુ જળ! એક ભવ પહોચે તેટલી સાધન-સામગ્રી અહીં પડી છે માનવી પાસે શા માટે માનવી માગે? વગર માગ્યુ મળતુ હોય તો લેવામા શો વાંધો?

પણ પૃથ્વીનાથ તો પ્રકૃતિના આ ભર્યાં રસથાળ સામે જોતા પણ નથી ક્ષુધા છે, છતા પીતા નથી સૂર્યના રશ્મિ લલાટને તપાવી નાખે છે, છતા કુંજનો આશ્રય લેતા નથી. અને અન્ન, જલ ને આશ્રય માટે જ્યારે આમ કરે છે, ત્યારે સ્નાન, વિલેપન કે નિદ્રાની તો વાત જ શી!

પ્રવાસ આગળ વધતો જાય છે નિદ્રાવિહીનતા, આરામહીનતા તો સદાના સંગી બન્યા છે ચારે ચાર હજાર રાજાઓના હાડચામ તૂટવા લાગ્યા છે ક્ષુધા એમને સતાવવા લાગી છે શ્રમ એમને બાળવા લાગ્યો છે પિપાસા એમને દહવા લાગી છે

પગ કહ્યું કરતા નથી, ને મન વાંદરાની જેમ ભમી રહ્યા છે બધા રાજાઓ એકત્ર થઈ આગેવાન રાજા કચ્છ તથા મહાકચ્છને કહેવા લાગ્યા:

"અરે, પૃથ્વીનાથના પગલે અનુસરવામા અમે જય કલ્પ્યા હતા, વિજય કલ્પ્યા હતા; નવા પ્રવાસ ને નવા પ્રદેશ જોવાના ધાર્યા હતા. એ બધા વચ્ચે એમની સેવાની મહદ્ આકાક્ષા સેવી હતી. વિજય ને મહાવિજય તો ગયા તે ગયા, પણ જીવનની એક માત્ર હોંશ

પૃથ્વીનાથની સેવા—તે પણ ગઈ! સ્વામી કોઈની સેવા લેતા જ નથી એ તો કાચબાની જેમ પોતાની સર્વ ઇંદ્રિયોને ગોપવીને બેઠા છે. હવે રહ્યા આ તપ, આ પરિતાપ! આ બધુ શા માટે? ક્યાં સુધી!"

ભાઈઓ, તમારી જેમ અમે પણ અકળાયા છીએ, પણ સ્વામીએ મૌન ધાર્યું છે. એમની આજ્ઞા હોય તો વિકરાળ વાઘના મોંમાં ધસી જઈએ, એમની મુદ્રા પરના ભાવ પણ વાંચી શકાય તો તે પ્રમાણે કરીએ, પણ ન તો તેઓ આજ્ઞા આપે છે, ને ન મૂઝવણમાથી કઈ માર્ગ કાઢે છે." રાજા મહાકચ્છે પોતાની મૂંઝવણ પ્રગટ કરી

"તો હવે શું કરવુ?"

"થોડા દિવસ ધીરજ ધરો સ્વામી હમેશાં સેવકો પ્રત્યે કૃપાવત હોય છે. કઈક માર્ગદર્શન જરૂર આપશે."

ધીરજના એ દિવસો ભારે ઉત્કટ હતા. કેટલાય તૃષાથી વ્યાકુલ બની પૃથ્વી પર પટકાઈ પડ્યા હતા; કેટલાય ક્ષુધાથી ડગ પણ ભરી શકતા નહોતા.

"અરે, અષ્ટાપદ જેવા રાક્ષસથી લડવું સહેલું, પણ આ ભૂખ-તૃષાના દુઃખ દુષ્કર! અમે તો પ્રભુની ચરણરજ લઈ અમારા રાજ્યમા પાછા જઈશું"

"અરે, શુ તમે એટલા વ્યાકુળ છો કે વમન કરેલું અન્ન ખાશો? તજી દીધેલાં રાજને ફરીથી ગ્રહણ કરશો? ને એક સ્વામીને બદલે બીજો સ્વામી ધારશો? શું એવા ભ્રષ્ટ જીવન કરતાં મૃત્યુ તમને વધુ પ્રિય લાગતું નથી? રાજા ભરતના શબ્દો યાદ છે ને? શું રાજાનો એટલો મોહ છે, કે એ ભરતના વ્યંગ બાણોથી વીધવાંમા, એની કૃપાથી રાજસુખ પ્રાપ્ત કરવામાં શરમાશો નહી?"

"નહી, નહી અમે જે તજ્યું તે હવે કદી સ્વીકારશું નહી.

મૃત્યુ ભલે હો, પણ સ્વામી સિવાય અન્યનો કૃપાપ્રસાદ અમે યાચવાના નથી ”

ને વળી પ્રવાસ આગળ વધ્યો.

એ પ્રવાસ ભારે દુષ્કર હતો સ્વામી તો શાન્ત ચિત્તે, સ્વસ્થ ડગે આગળ વધે જતા હતા. દિવસોથી અન્ન નથી, આહાર નથી ! જળ નથી, પિપાસા નથી ! ખેદ નથી, આરામ નથી ! જાણે એમને કશું ય નથી ! ગ્લાનિ કે થાક નથી ! મુખ પર એ જ સૌમ્યતા વિલસી છે.

સહુ વિચારે છે : હજી થોડુ આગળ વધીએ જોઈએ, સ્વામી કંઈ માર્ગદર્શન આપે છે કે નહી ?

ધીરે ધીરે સહુ ગંગાના કિનારે આવી પહોચ્યા.

સુંદર એવી ગંગા છે. રળિયામણો એનો કાંઠો છે આમ્રવન ને જાબુવનનો પાર નથી. વાસના ઝુંડ, કેળના જૂથ ને બદામનાં વૃક્ષોનો સુમાર નથી ધાન્યથી લચેલા ખેતરો છે, પારિજાત, કદંબ ને ચંપાનાં વૃક્ષોની ઘટાઓમાં કોકિલા ગાન કરી રહી છે. કમળના તંતુ ચરતા રાજહંસો અહી તહી ઊડતા જોવાય છે. મૃગ અને ધેનુ ભેગાં ચરે છે.

ખાવાનુ ઘણું છે, પીવાનુ ઘણું છે, વાસ કરવા જેવી આમ્રકુંજો પણ ઘણી છે.

“અરે, પૃથ્વીનાથ તો મૌન છે. અમે હવે થાકયા છીએ. નથી પાછા રાજ્યમાં જવાની ઇચ્છા કે નથી સ્વામીને અનુસરવાની શક્તિ. અમે તો આ ભૂમિ પર રહીશુ ”

“સ્વામીની આજ્ઞા મેળવી ?”

“અરે, વિવેક ખાતર આજે જ સ્વામી પાસે આપણી વાત નિવેદિત કરી, પણ સ્વામીએ તો ન હા કહી, ન ના કહી ”

“તો આપણુ કાજ સર્યુ” મૌન હંમેશા સંમતિસૂચક મનાય છે—પ્રભુએ આજ્ઞા આપી એમ જ માનવું રહ્યુ. વસાવો ગંગાના તટે

આપણાં ગૃહો ! પ્રભુનુ વ્રત તે આપણુ વ્રત ! મોટા મોંએ મોટો કોળિયો શોભે, નાના મોએ નાનો. સ્વામી આચરે છે, એમાનુ અલ્પ આપણે આચરીશુ. ગ્રામ-નગરમાં જઈશુ નહીં, સ્વજનો વચ્ચે વસશુ નહી, કોઈ પાસે કદી યાચીશુ નહી, જોઈએ તેથી વધુ લેશું નહીં ! સ્વામી ખાતા નથી. આપણે અલ્પ ખાઈશું સ્વામી નિદ્રા લેતા નથી, આપણે અલ્પ નિદ્રા કરીશું. મહાન સ્વામીનાં વ્રત મહાન, અલ્પ સેવકોનાં વ્રત અલ્પ !"

પ્રભાતકાળના તારાઓની જેમ રાજાઓ એક પછી એક ગંગાના કિનારે વસવા લાગ્યા. પૃથ્વીનાથ સૂર્યદેવની જેમ પોતાના પ્રવાસમાં એકાકી આગળ વધ્યા.

# ૩૧. અવર દેવ નહીં યાચું

ગંગાતટના રળિયામણા પ્રદેશમાં સ્થપાયેલા નવા તાપસ-આશ્રમોમાં જ્યારે બે પ્રવાસીઓ પ્રવેશતા હતા ત્યારે યજ્ઞની ધૂમ્ર-શિખાઓ આકાશમાં ઊંચે ઊંચે ચઢતી હતી.

પ્રવાસીઓને ખભે ધનુષ્ય-બાણ હતાં, કમર પર વિશાળ ખડ્ગ હતાં. આખા દેહ પર વળગેલી ધૂળ એમની દૂરના પ્રવાસી તરીકે પિછાન કરાવતી હતી.

આશ્રમોની પર્ણકુટીઓ તાજી બંધાયેલી હતી. હજી હરણાં મનુષ્યરવથી થોડાં સાશંક હતાં; કોઈને પાસે આવતા જોઈ ઠેકીને દૂર ચાલ્યાં જતાં, પણ કપોત, મયૂર ને કપિવૃંદ પૂરેપૂરા પરિચિત થઈ ગયા હતા

આંગણામાં ધેનુઓ ઓછી હતી, પણ દૂધના ઘડા છલકાતા પડ્યા હતા રાજવંશી તેજવાળા તાપસો ત્યાં અડધે પેટ રહેતા, અર્ધ જીવે વસતા. સ્વજનો એમણે છોડ્યા હતા, સંસાર સાથેનો સંબંધ એમણે છાંડ્યો હતો, અંગરાગ, વિલેપન સર્વનો એમણે ત્યાગ કર્યો હતો એમણે પંચકેશ રાખ્યા હતા જટાઓ વધારીને માથા પર બાંધી હતી. દેહ પર એકાદ વલ્કલ રાખ્યું હતું તેઓ સદા પગપાળા ચાલતા ને કોઈ જીવને હાનિ ન પહોંચે તેમ વર્તતા.

આ પ્રવાસીઓએ ગંગાના કાંઠે સ્નાન કરતા બે વયોવૃદ્ધોને દીઠા. દાઢી-મૂછના કાતરા વચ્ચે છુપાયેલાં મોમાં કંઈક પરિચિત અણસારો જણાયો. તેઓ નજીક ગયા, ને ધ્યાનથી જોતાં તરત બૂમ પાડીને ધસ્યા :

"પિતાજી, આપની આ દશા ?" બ ને જણ એ વયોવૃદ્ધ પુરુષના પગમા પડી ગયા. "પિતાજી અમે આપના પુત્રો નમિ ને વિનમિ. આપની આ દશા અમારાથી જોવાતી નથી. શુ આપનુ રાજ્ય કોઈ પચાવી પડયો, ને આપને દેશવટે કાઢયા ? અરે, વૃષભધ્વજ જેવા નાથ હોવા છતા આપ આવા અનાથ કા બની ગયા ? આ જીર્ણ-શીર્ણ વલ્કલ ને અંગરાગ વગરનો દેહ આપની દરિદ્રતા દર્શાવે છે. આ વટવૃક્ષની જટા જેવી આપની જટા અમારાં હૈયાને ભેદી નાખે છે કૃપા કરીને અમને આપનો વૃત્તાંત કહો "

"પુત્રો !" વયોવૃદ્ધ તાપસો કચ્છ અને મહાકચ્છ બોલ્યા, 'પૃથ્વીનાથે તમને પ્રવાસે મોકલ્યા પછી, એકાએક સાપ કાચળી છોડે એમ પોતાનું લેખાતુ બધુ—રાજપાટ, સેના ને સમૃદ્ધિ, અરે માતા ને પત્ની, પુત્ર ને પરિવાર વગેરે સર્વસ્વ—તજવાનો નિર્ણય કર્યો. એમણે પોતાનુ રાજ્ય ભરત વગેરે પુત્રોને વહેચી દીધુ. બધે ખબર કહાવી કે જેને જે વાંછિત હોય તે આવીને લઈ જાય. આ પછી એક દિવસ તેઓ સર્વસ્વનો ત્યાગ કરી વન તરફ ચાલી નીકળ્યા સ્વામીના વફાદાર સેવકો તરીકે અમે એમની સેવામાં રહેવાનો નિર્ણય કર્યો, ને અમે પણ રાજપાટ તજીને એમની પાછળ ચાલી પડ્યા "

"યોગ્ય જ કર્યું", પિતાજી ! જ્યાં સ્વામી ત્યાં સેવક વારુ, તો પછી પૃથ્વીનાથ અહી કેમ દેખાતા નથી ! અમને દર્શાવો, એટલે અમે પણ એમનાં દર્શન કરીને પાવન થઈએ "

"પુત્રો ! પછીની કથા અમને શરમાવનારી છે. જેઓ ગમે તેવા ભયંકર સંગ્રામમાં કદી પીઠ બતાવતાં નહોતાં શીખ્યા, તેઓએ અહી આ નવા જપ-તપના સંગ્રામમાં પીઠ બતાવી પૃથ્વીનાથે તો અયોધ્યા તજી ત્યારથી ખાન છોડયુ, પાન છોડયુ, નિદ્રા છોડી, આરામ છોડયો છે, પુત્રો, ચાલતાં તો કદી થાક ન લાગે, પણ ખાધા વિના કેમ ચલાય ? જલપાન વગર કેમ જિવાય ? અમને હતુ કે સ્વામી

કદી થાકશે, ને આ બધુ સ્વીકારશે પણ એ તો ન થાક્યા, થાકયા અમે થાકીને અમોએ તેઓનો સાથ છોડયો "

"તો પછી આ વેશ કા ? તમારી સમૃદ્ધિ ક્યા ?"

"પુત્રો, રાજ તો છોડીને નીકળ્યા હતા. છાડેલાને ફરીથી ગ્રહાય ? ભલે પૃથ્વીનાથને અનુસરી ન શકયા, પણ એમને સ્મરીને અહી પર્ણકુટીઓ બાધીને રહીએ છીએ, ભરતના રાજ્યમાં જવાનુ દિલ થતુ નથી માગ્યુ રાજ કદાચ ભરત આપે, પણ એક ભવમા બે સ્વામી શોભે ખરા ? અમે અહી રહીએ છીએ, ને હવે અહીં જ રહી સ્વામીના આચારનુ અલ્પાશે પણ અનુસરણ કરીશુ રાજથી સર્યું ! હવે એવી ઉપાધિમા પડવાનુ દિલ થતું નથી "

પિતાજી ! અમે પણ આપના જ પુત્રો છીએ. અમે પણ કદી અવર સ્વામીને નહી યાચીએ અમને બતાવો કે તેઓ કઈ દિશામા ગયા છે અમે તેમની પાસેથી અમારુ મનવાછિત મેળવી લઈશુ."

"સૂરજ ઊગે એ દિશામા ગયા છે જાઓ ને પ્રયત્ન કરો ! પણ સિદ્ધિ કદાચ જ સાપડે"

ઉત્સાહી બ ને પ્રવાસી કુમારો, થોડીએક વાતચીત બાદ, ઊગમણી દિશા તરફ ચાલ્યા

થોડે દૂર જતા નિર્જન જગલો આવ્યા. કદી સિહની ગર્જના સભળાય, તો કદી રીછના ઘુરકાટ કર્ણગોચર થાય મોટામોટા અજગરો ઝાડ પર ઝૂલતા પડયા હોય.

અરે, ન કેડી છે, ન માર્ગ છે. પ્રભુ શી રીતે આ પ્રદેશમાં વિહરતા હશે ! અરે, આ કાટાઓની વચ્ચે પ્રભુના પગલા દેખાય છે, કાટા પણ કેવા અધોમુખ થઈ ગયા છે !

એમનેય કોઈને દર્દ પહોંચાડતા દર્દ થતુ લાગે છે

ચાલો, જરા ઉતાવળા ચાલીએ! ગંગાના તટવર્તી વનો ઉપર સંધ્યા ઊતરી આવે એ પહેલા સ્વામીને ભેટી પડીએ

બન્નેએ પગ ઉપાડયા, આખો દિવસ ચાલ્યા જ કર્યું. સાંજ થતા સૂરજમુખી ફૂલ જેવુ પ્રભુનુ મસ્તક દેખાયુ. બન્ને કુમારો દોડયા ને પ્રભુની પાસે પહોચી ચરણમા મસ્તક ઝુકાવ્યું; બોલ્યા :

"સ્વામી, અમને બહાર મોકલી શા માટે છેહ દીધો? આપે ભરત વગેરેને પૃથ્વી વહેચી આપી, સહુને મનવાંછિત આપ્યુ; અને એક અમને ગાયના પગની ખરી જેટલી પણ જમીન ન આપી!"

સ્વામી તો શાન્ત ઊભા છે. એમનાં કર્ણદ્વાર જાણે આવી વાતો માટે સદા બિડાયેલાં છે.

"હે સ્વામી અમને ભૂમિ આપો! અમારો એવો તો શો દોષ છે, કે આપ કંઈ ઉત્તર પણ વાળતા નથી?"

સ્વામી તોય નિ:શબ્દ છે

"હે સ્વામી, તમે બોલો યા ન બોલો, અમે આપની પાસેથી ઉત્તર લીધા સિવાય ખસવાનાં નથી. અમારી સેવાઓ અલ્પ હશે, તો નવી સેવાઓથી એ વૃદ્ધિ પામશે."

બન્ને ભાઈઓ ખડ્ગ તાણીને સ્વામીની સેવામાં રહી ગયા

દિવસો વીતે જાય છે સ્વામી મૂક છે, એમ આ સેવકો કર્તવ્યપરાયણ છે. તેઓ રોજ રોજ આગળ જવાનો માર્ગ બનાવે છે, કાસારોમાથી કમળ લાવીને બિછાવે છે.

કદીય પોતાના વનપ્રદેશમાં દખલ ન દેનાર મધુમક્ષિકાઓ આ નવી આપત્તિ સામે છ છેડાઈ ઊઠે છે, ત્યારે આ કુમારો તેનાથી સ્વામીનુ રક્ષણ કરે છે

સિંહ શાન્તિથી પસાર થઈ જાય છે; મૃગલાં નિર્ભય બની

વિહરે છે, માર્ગમા પડેલા અજગરો પણ કાયા સંકોરીને પડયા છે. આક્રમણનો ભાવ જાણે કોઈ દાખવતુ નથી !

બે જુવાનિયા વિચારે છે "અહો, આ આપણા પરાક્રમનો પ્રતાપ ! સિંહ પણ શાણા થઈ ગયા, મહાસર્પ પણ શાન્ત થઈ ગયા !"

વળી થોડી વારે વિચારે છે "અરે, આપણે તો અલ્પ સમયથી સાથે છીએ એ પહેલા શુ થતું હશે ? નક્કી, એ તો સ્વામીનો પ્રતાપ !"

આમ ને આમ ભક્તિભાવભર્યા દિવસો વ્યતીત થતા જાય છે; પણ સ્વામીના ઓષ્ઠ તો વજ્રકપાટ જેવા નિશ્ચલ છે પોતાની સેવાના જળ જાણે કમળપત્રને સ્પર્શતા જ નથી છતાંય રોજ પ્રાતઃકાલે ચરણારવિંદમા પડીને તેઓ પ્રાર્થે છે ·

"હે સ્વામી, અમને ભૂમિ આપો અવરની પાસે અમે નહીં યાચીએ."

સ્વામીના મહાપ્રયાણના વૃત્તાંત સાથે સાથે આ મહાસેવાભાવી બે કુમારોના વર્તમાન પણ બધે પ્રસરી વળ્યા છે દેશદેશના લોકો આ સાચા સેવકોને જોવા આવે છે શી એમની ભક્તિ ! શુ એમની સેવા ! બન્ને કુમારોએ જાણે સ્વામીની પાછળ પોતાની જાત વિસારી દીધી છે

આ કર્તવ્યવાન કુમારોની કીર્તિ આર્યવર્તને ભેદતી અષ્ટાપદ પર્વતને પેલે પાર રહેનારા, અનેક વિદ્યાઓના ધારક વિદ્યાધર રાજા પાસે પહોચી. આશ્ચર્યથી પ્રેરાઈને એ ત્યા આવ્યો

ભક્તિના આદર્શરૂપ આ બે કુમારોને એ જોઈ રહ્યો, દિવસો સુધી નીરખી રહ્યો પડછાયાની જેમ સાથે ફરનાર એ બે કુમારોની ભક્તિથી સ્વામીનુ અંતર ભેદાયુ કે ન ભેદાયુ એ તો કોણ જાણે, પણ પેલા વિદ્યાધર રાજાનુ અંતર દ્રવી ગયુ એણે બન્ને કુમારોને ધન્યવાદ આપતા કહ્યુ .

"કુમારો, સ્વામી તો નિષ્પરિગ્રહી, નિર્મમ, નિર્મોહી બન્યા છે.

જેઓ પોતે સંસારના બંધનથી છૂટ્યા, તેઓ સંસારી સમૃદ્ધિ આપી બીજાને બંધનમાં કેમ નાખે ? એમની ઉપાસના તમને તમારું વાંછિત નહી આપે"

"સ્વામીની સાચી ઉપાસના સેવકને ફળ્યા વિના રહેતી નથી."

"અરે, પણ તમને તો રાજ્ય જોઈએ, ને રાજ્ય તો ભરતને આપી દીધું. હવે ભરત પાસે યાચના કરો. એ તમારી પૂર્વની ને આજની તમામ સેવાઓ લક્ષમા લેશે. એ તમારા પર પ્રસન્ન થઈને તમારું રાજ્ય તમને પાછું આપશે."

"ભરત સ્વામીનો પુત્ર ભલે હોય સ્વામી નથી ! કલ્પવૃક્ષને છાંડી કેરડા પાસે જવાનુ આપ અમને ન કહેશો. સ્વામી સિવાય અન્ય પાસે અમે યાચના નહીં કરીએ."

"વિના યાચનાએ પૃથ્વી મળે તો ?"

"એવી પૃથ્વી ક્યાં છે ?"

"અરે, સ્વામીએ જેને સનાથ નથી કરી, એવી અનાથ ભૂમિ ઘણી છે. ત્યાં જાઓ, પરાક્રમ કરો, પ્રતાપ બતાવો, પ્રભાવ વિસ્તારો ને પૃથ્વીનાથનું શાસન પ્રચારો. વિશાળ વસુંધરા છે. સ્વામીને પગલે ચાલો, ગ્રામ-નગર વસાવો, માનવતાને જગાવો; સ્વામીએ મૌન ધાર્યું છે, સાધનાના અન્ત પહેલાં કોઈ શક્તિ એનો ભંગ કરાવી શકશે નહીં."

"એવી અનાથ ભૂમિ બતાવો ! અમે સ્વામીના નામની ત્યાં આણ પ્રસારશું."

"સિંધુ અને ગંગા જેનું આલિંગન કરે છે, એ વૈતાઢ્ય પર્વતના પ્રતિભાગમાં જ્યાં લવણસમુદ્ર એનુ ચુંબન કરતો પડ્યો છે, ત્યાંની ભૂમિ અનાથ છે. જાઓ, એને સનાથ કરો ! સ્વામીના સંદેશાનુ શાસન પ્રચારો: માનવ મહાન, મનુષ્યત્વ મોઘુ ! શું તમને સ્વામીએ કહ્યું નથી કે એમને પંડની સેવા કરતાં એમના ધ્યેયની સેવા વધુ પ્રિય છે ?"

વિદ્યાધર રાજાના ઉપદેશને કુમાર નમિ ને વિનમિએ સ્વીકાર્યો એમને લાગ્યુ કે આપણી સ્વાર્થમયી પૂજા પ્રભુને ન પસંદ પડે, એ પોતે મૌનનો ત્યાગ કરી નવો માર્ગ ન બતાવે, ત્યા સુધી તેમણે દર્શાવેલું કર્તવ્ય આચરવું એ તેમની સાચી સેવા છે

બને કુમારો, પુન. પુનઃ પ્રભુના ચરણમા પ્રણામ કરી, મનોવાંછિત મળ્યાના આનંદે વૈતાઢ્ય પર્વતના પ્રવાસે નીકળી પડ્યા

## ૩૨. મેં તો ડોલતો ડુંગર દીઠો જો

દુર્જય ગૌરવનો ડુંગર આજ ડોલી રહ્યો હતો. મહાપ્રસ્થાન પછી અનેક દિવસો આ ત્યાગ ને તપશ્ચર્યા પર આવ્યા ને ગયા. અનેક સૂર્ય ને ચંદ્ર અન્ન અને જલ વિના ઊગીને આથમી ગયા. આત્માની શોધમાં નીકળેલ મહામાનવનો આત્મા જાગ્રત થતો હતો; પણ જે પિંજરમાં એ વસતો હતો એ પિંજર ડોલી રહ્યું હતું. એના અંગેઅંગ ઢીલાં પડી ગયા હતાં. એક જ વધુ સપાટો ને પિંજર નષ્ટ થાય તેવી સ્થિતિ દેખાતી હતી.

જાણે વારંવાર મૂર્છાઓ આવતી હતી. કાનમાં જાણે નગારા ગર્જતાં હતા ને મસ્તિષ્કમાં શૂન્યતા વ્યાપી રહી હતી. ચાલતા પગ વાંકા વળી જતા હતા, ને ટટ્ટાર કાયા ઢગલો થઈ ને ગાળિયા બળદની જેમ ઢળી પડવા ચાહતી હતી

આત્માના સંપૂર્ણ વિકાસનું અંતિમ શિખર પ્રાપ્ત થયું હોત તો તો દેહ અને આત્માના ભેદને પિછાણનાર, એ આ ક્ષણભંગુર દેહને દૂર ફગાવી દેત.

પણ સાધ્યની સિદ્ધિ થયા વિના દેહ કંઈ ફગાવી દેવા જેવી વસ્તુ નહોતી; એ તો કાર્યસાધક અંગ હતું. એ ન હોય તો એકલો આત્મા શું કરી શકે? કુહાડી ગમે તેટલી તીવ્ર હોય, પણ હાથો ન હોય તો? તીર ગમે તેટલું તીક્ષ્ણ હોય, પણ ધનુષ્ય ન હોય તો! આત્મા મોહી ન બને અને દેહ એશ–આરામી ન બને, એટલો જ

સાધનાનો હેતુ હતો. આ દેહ અને આત્માએ મળીને જ માનવોદ્ધારનું કાર્ય કર્યું હતું, અને જે નવું સત્ય શોધવું હતું તેમાં પણ એ બંનેની સંવાદિતાની જરૂર હતી

તો પછી સાધનભૂત દેહનો આટલો તિરસ્કાર કાં? એ તિરસ્કાર નહોતો, સાધનાની જે પરમ કોટી પામવી હતી, એને માટે દેહની મમતાનો અનિવાર્ય ત્યાગ હતો.

સાત ખોટના સંતાનને બહુ પંપાળો જેમ બગડી જાય, તેમ દેહને બહુ પંપાળવો ખોટો હતો બાકી, એ આ રીતે આત્મહત્યા કરવા નહોતા નીકળ્યા, પણ આત્મપ્રકાશ પ્રાપ્ત કરવા નીકળ્યા હતા ને વિવેકી જન એ તો જાણતો જ હોય છે કે ધ્યેયની પ્રાપ્તિ માટે દેહની આવશ્યકતા છે. દેહ તો ધર્મસાધન છે

દિપક તેલ વિના પ્રકાશતો નથી, વૃક્ષ જળ વિના જીવતું નથી, તેમ આહાર વિના દેહ ટકતો નથી

—એમ વિચારી વનજંગલોમાં વિચરનાર ભગવાન ઋષભદેવ ગ્રામનગર તરફ ચાલ્યા, દેહને ભાથું આપવા ટગુમગુ પગલે બધે વિચરવા લાગ્યા; ભિક્ષા માટે ઠેર ઠેર ફરવા લાગ્યા; પણ ભિક્ષામાં કોણ સમજે? પેટની બળતરા એ વેળા ઓછા જાણતા હતા.

આટલા વૃક્ષ છે, આટલા મધુ છે, આટલા જળ છે; આ દુનિયામાં પેટ માટે કોઈ કોઈની યાચના કરતું નથી, તો સ્વયં પૃથ્વીનાથને શી ખોટ પડી?

લોકો કહે, અરે, પૃથ્વીનાથ પગે ચાલે છે. માટે હાથી આપો!

કેટલાક કહે, પૃથ્વીનાથને દેહ-વિલેપન માટે અંગરાગ આપો!

કેટલાક પોતાની યુવાન પુત્રીઓને લઈને આવે અને કહે અરે, પૃથ્વીનાથ એકાકી છે તો ઠંડી રાતે ઉષ્મા અર્પે ને ઉષ્ણ

રાતને સુખદ બનાવે એવી સંગિની આપો ! રત્ન, મોતી ને પરવાળા ધરો ! મૃગ, મયૂર ને ધેનુ અર્પણ કરો !

ગામેગામ ને નગરેનગર રેલાતી આ સમૃદ્ધિ વચ્ચે પૃથ્વીનાથ શરદના ચંચળ વાદળની જેમ, ખામોખમ ચાલ્યા જાય છે; સમૃદ્ધિ સામે નજર પણ નથી કરતા.

અરે રે, પૃથ્વીનાથની આંખો કંઈક ખોળે છે અવશ્ય, પણ શું ખોળે છે, એ કંઈ સમજાતું નથી !

અને જેમ સમજવું અશક્ય બનતું ગયું એમ ભેટોની પર પરા વધતી ગઈ

ગજપુર નગરમાં એની પરાકાષ્ઠા રચાઈ ગઈ શેરીએ શેરી સ્વાગતોથી ઊભરાઈ ગઈ. કેટલાય પૌરજનોએ પોતાનાં ઘરબાર, ધન-દોલત અર્પણ કરી દીધા. મણિ-મુક્તાના વરસાદ વરસ્યા કેસર, ચંદન ને કપૂરના કીચ રચાયા. પણ પૃથ્વીનાથને ખપતુ જાણે તેમાં કંઈ જ નથી ! એ શોધતા નયન ઘૂમી ઘૂમીને પાછાં ફરે છે

અરે, કોઈ ડાહ્યો માણસ છે ખરો કે નહી ? આપણા ભર્યા નગરને પ્રભુ પાવન કેમ કરે એ શોધી કાઢો, નહી તો આત્મતિર-સ્કારનો ભાર આપણને સુખની નીંદ નહી લેવા દે !

કોલાહલ વધતો વધતો ગજપુરના રાજવી સોમયશના આવાસ-મા જઈને ગુંજી રહ્યો એ વેળા ગજપુરની ત્રણ નગરમાન્ય વ્યક્તિઓ અવનવી ચર્ચા વિચારણામા મગ્ન હતી.

એમા એક હતા ગજપુરના સ્વામી સોમયશ રાજા—ભગવાન વૃષભધ્વજનાં મહાબલી પુત્ર બાહુબલીના પુત્ર. તેઓ કહેતા હતા :

"અરે, આજે પ્રભાત કાળે, સરોવરોમાં જ્યારે કમળને ખીલવાનો સમય હશે ત્યારે, મને એક સુંદર સ્વપ્ન લાધ્યુ એમાં એવું દેખાયુ કે એક પરાક્રમી રાજા સંગ્રામમા ચારે તરફ શત્રુઓથી ઘેરાઈ

ગયો છે કુમાર શ્રેયાંસ એ રાજાની મદદે દોડી ગયો કુમારની મદદથી રાજાએ શત્રુઓનો પરાભવ કર્યો મને કદી સ્વપ્ન લાધતાં નથી; ને લાધે છે તો સુસ્વપ્ન જ હોય છે આ સ્વપ્નનો અર્થ શો હશે ?"

ગજપુરના પાટવી કુમાર શ્રેયાંસે કહ્યુ "પિતાજી, બરાબર એ જ સમયે મને પણ એક સ્વપ્ન લાધ્યું હતુ કોઈ પણ કારણે શ્યામ બની ગયેલા પ્રચંડ સુવર્ણગિરિને દૂધના અભિષેક વડે મે ઉજ્જવળ કર્યો. મને કદી દુસ્વપ્ન લાધતા નથી આ સ્વપ્નનો શો અર્થ હશે, તે કંઈ સમજાતું નથી"

આ બેની સાથે પોતાનો સૂર પુરાવતા ગજપુરના નગરશેઠ સુબુદ્ધિએ કહ્યું : "સ્વામી આશ્ચર્ય તો જુઓ, મને પણ એ જ સમયે એક સ્વપ્ન આવ્યુ. સહસ્ર કિરણથી પ્રકાશતા સૂર્યના કિરણો એક પછી એક જાણે સ્ત્રવી ગયા. નિસ્તેજ થયેલો એ સૂર્ય યત્ર તત્ર ભ્રમણ કરતો હતો કુમાર શ્રેયાંસે જાણે એમાંથી ચ્યવી ગયેલા કિરણો પાછાં એમા સ્થાપન કર્યા ને સૂર્ય ફરીથી સહસ્ર કિરણે પ્રકાશી ઊઠ્યો આ સ્વપ્નનો અર્થ શું હશે ?"

ત્રણે જણાએ ખૂબ વિચારણા કરી, પણ સ્વપ્નનો અર્થ ઉકેલી શક્યા નહી. છતા એક વાત નક્કી થઈ કે કુમાર શ્રેયાંસના હાથે જરૂર કોઈ શુભ કાર્ય થવાનુ છે

અને એ જ અવસરે શુભ સંદેશ લઈને દ્વારપાળ આવ્યો :

સ્વામિની, પૃથ્વીનાથ ઋષભદેવ વન–જંગલોમાં વિચરતા આપણા નગરમાં પધાર્યા છે સ્વામિન્, એમના દેહની શી વાત કહું ! જાણે એ પૃથ્વીનાથ જ નહી" દ્વારપાળ પણ વાત કરતો ગદ્દગદ્દ થઈ ગયો ખોખારો ખાઈને એ આગળ બોલ્યો. "ડુંગર જેવી એમની કાયા ડોલતી ચાલે છે, સૂર્ય જેવુ એમનુ પ્રતાપી મો શ્યામ પડી ગયુ છે, ને અનેક શત્રુ વીંટળાઈ વળ્યા હોય એવી એમની પરવશ દશા છે અમે મણિ-મુક્તા, કેસર–ચંદન, અશ્વ–હાથી, રથ ને કન્યા

આપવા માંડ્યા; અનેક જનોએ તેમને વસવા આવાસ ખાલી કરી આપ્યા તોય એ કંઈ પણ લીધા વિના આગળ વધ્યા. અને છતાં કંઈક ગ્રહણ કરવાની આકાંક્ષા એમના મુખ પર તરવરે છે. ભારે મૂંઝવણ છે રાજત્યાગ વખતથી ધારેલું મૌન હજુય અભગ હોવાથી કંઈ સમજી શકાતુ નથી."

"અરે, ધન્ય છે આપણને! ધન્ય છે આપણા ગ્રામ-નગરને! ચાલો પ્રભુનું સ્વાગત કરીએ!"

"પૃથ્વીનાથ દ્વાર સુધી આવી પહોંચ્યા છે," બીજા પ્રતિહારીએ ખબર આપ્યા.

"અરે, ખૂબ વિલંબ થયો. ચાલો, ચાલો, ત્વરા કરો!" કુમાર શ્રેયાંસ અડવાણે પગે ને ઉઘાડા મસ્તકે દોડ્યો. રાજા સોમયશ અને બીજાઓએ તેનુ અનુસરણ કર્યું.

પ્રભુ દ્વાર પર આવીને ખડા હતા. કુમાર શ્રેયાસ ઊલટભર્યો પગમાં પડ્યો. પોતાનાં સુદીર્ઘ કેશથી પ્રભુની ચરણરજ લૂછીને એણે ફરી ફરી પ્રણિપાત કર્યા.

રાજા સોમયશ અને બીજાઓએ તેનુ અનુકરણ કર્યું.

શ્રેયાસ કુમાર બોલી ઊઠ્યો : "અરે, પ્રભુ તો ક્ષુધાથી ક્ષામકુક્ષી છે જેણે બધું તજ્યું એને મણિમુક્તાનુ શું કામ? અરે, પણે તાજા ઈક્ષુરસના ઘડા તૈયાર છે. લાવો, પ્રભુની ક્ષુધા ને તૃષા બ ને એનાથી શાન્ત થશે. પછી બીજી વાત."

સેવકો ઘડા લેવા દોડ્યા, પણ શ્રેયાસને જરાય વિલબ પોસાતો નહોતો. દોડીને એ જાતે ઘડા લઈ આવ્યો, અને ભક્તિભાવપૂર્વક પ્રભુ સામે ધર્યા.

પ્રભુએ એ લેવા હાથ લંબાવ્યા.

ધન્ય, ધન્ય શ્રેયાંસ તને! સદા સીધા રહેતા હસ્ત આજ તારી

તરફ લંબાવ્યા. અરે, પૃથ્વીના પતિએ આજ સુધી આપ્યું હતું—ઊંચા હાથે, આજ તારું આપ્યું સ્વીકાર્યું—નીચા હાથે!

મેઘ સદા પૃથ્વીને આપતો રહ્યો છે; આજે જાણે પૃથ્વી પાસેથી એણે પોતે સ્વીકાર કર્યો!

પૃથ્વીનાથના કર–પાત્રમાં શ્રેયાંસ ઇક્ષુરસના ઘડા ઠાલવતો હતો પ્રભુ એનું પાન કરી રહ્યા હતા કેટલાય ઘડા એ કરપાત્રમાં સમાઈ ગયા, પણ શ્રેયાંસનો હર્ષ હૃદયમાં ન સમાયો એણે ઘડો માથે લીધો, ને પ્રભુ સમીપ હર્ષનૃત્ય શરૂ કર્યું

કોઈએ રત્ન વેર્યાં, કોઈએ મોતી વેર્યાં, ફળ, ફૂલ ને પર્ણનો પાર ન રહ્યો. શ્રેયાંસના હર્ષ–નૃત્યમાં સહુ સામેલ થયા ભારે ઠાઠ જામ્યો અલૌકિક આનંદની દુનિયામાં બધા મગ્ન બની ગયા આજ પૃથ્વીનાથ ભલે ઇક્ષુરસથી તૃપ્ત થયા હોય, પણ એમના દર્શનરૂપી અમૃતના પાનથી સર્વ પ્રાકૃત જનો તૃપ્ત થયા હતા

મોડે સુધી સહુ હર્ષોલ્લાસ માણતા રહ્યા.

ભગવાન ઋષભદેવ તો ધીરે ને સ્વસ્થ ડગે આગળ વધ્યા. જ્યારે હર્ષાવેશમાંથી સહુ જાગ્યા ત્યારે ભાન આવ્યું કે અરે, સૂર્યના જેવી નિશ્ચિત ગતિવાળા પ્રભુ તો આગળ ચાલ્યા ગયા છે!

નૃત્યના દીર્ઘ શ્રમમાં સહુ શ્રમિત બન્યા હતા. બધા પ્રાસાદના પ્રાંગણમાં બેઠાં. ભગવાને પ્રથમ ભિક્ષા લીધાના સમાચાર બધે ફરી વળ્યા હતા. કચ્છ–મહાકચ્છ આદિ તાપસ રાજાઓ પણ આવી પહોંચ્યા હતા સહુએ એકત્ર થઈને પ્રશ્ન કર્યો:

"હે શ્રેયાંસ કુમાર, ભગવાનને અમે ઘણું ઘણું ધર્યું, પણ તે તેમણે ગ્રહણ ન કર્યું. અને તમારી પાસે ઇક્ષુરસ જેવી તુચ્છ વસ્તુનો સ્વીકાર કાં કર્યો? અરે, અમારી વાડીઓના કોલુમાં આથી અધિક રસ એમ ને એમ ઢોળાઈ જાય છે."

"ભાઈઓ, હાલમા ભગવાન રાજા નથી," શ્રેયાંસે ખુલાસો આપવાની શરૂઆત કરતાં કહ્યુ પણ તે સાથે જ મેદનીમાંથી ઘોષ ઊઠયો :

"ના, ના, એ તો અમારા રાજા છે."

"તમારી વાત તમારી રીતે સાચી છે." શ્રેયાંસે આગળ બોલતાં કહ્યું, "પણ ભગવાને તમામ સમૃદ્ધિનો, તમામ વૈભવનો, પુત્ર, પત્ની ને માતાનો પણ ત્યાગ કર્યો છે. આ તો બાહ્ય વસ્તુઓ થઈ. પણ તેમણે અંતરથી દેહની મમતાનો પણ ત્યાગ કર્યો છે. તેઓ શોધમા નીકળ્યા છે—આત્માના અમૃતની; માનવને–તમામ જીવોને અલૌકિક શાંતિ ને સુખ મળે તેની."

"આપણા સુખ, દુઃખથી વ્યાપ્ત છે. આપણો જન્મ, મૃત્યુની સાથે સંકળાયેલો છે આપણાં હૃદય ને મન સ્વાર્થથી પીડિત છે. આપણને સંસારની સમૃદ્ધિ ભેગી કરવાનો લોભ છે; સારામાં સારી વસ્તુ ભોગવવાનો આપણને શોખ છે; અને એથી ભારે કલહ મચેલો રહે છે.

"શાસન એમણે સ્થાપ્યું છે. સબળ નિર્બળને ન પીડે એ એમનો આરંભ છે, એ ભંગ કરે એને માટે એમણે શિક્ષાના પ્રકાર રચ્યા છે. આ વધ, બંધ ને ઘાતની શિક્ષા કરવા છતાં માણસ સ્વાર્થ પાછળ ઘેલો બને છે. સારું કરવા તરફ એની સ્વયંભૂ રુચિ નથી આ માટે તેઓએ પોતાના જીવન દ્વારા બતાવ્યું કે સાચું જીવન પારકા માટે જીવવામાં છે, સમૃદ્ધિના સંગ્રહ કરતા સમૃદ્ધિનું દાન ઉત્તમ છે. આવા ભગવાન અંગરાગ ને મોજશોખ વધારનારી તમારી વસ્તુઓને ગ્રહણ કરે ખરા ? એ તો ગૃહહીન છે; લઈને ક્યાં મૂકે ?"

"હે શ્રેયાંસ, તમારી આ વાત સાચી લાગે છે, પણ તમે શી રીતે જાણ્યું કે ભગવાનને ઈક્ષુરસનો ખપ છે ?"

"ભાઈઓ, એ મારા મહદ્‌ભાગ્યની બીના છે. જ્યારે કોઈ

સુંદર કાર્ય થવાનુ હોય છે ત્યારે મંગળ સંકેત થયા જ કરે છે. ગઈ રાતના શેષકાળમાં મારા પિતાજીને સ્વપ્ન આવ્યું કે.એક મહાન યોદ્ધો શત્રુઓથી ઘેરાઈ ગયો છે, અને હુ એને મદદ કરી શત્રુઓનો પરાભવ કરવામા સહાયભૂત બનુ છુ. એ યોદ્ધા તે ભગવાન પોતે"

"કુમાર; તમારી એ વાત બરાબર નથી પૃથ્વીનાથનો કોઈ શત્રુ નથી; એ તો અજાતશત્રુ છે." કેટલાક બોલ્યા

"પૃથ્વીનાથની વાણીને સદા સાભળનારા તમે કા ભૂલો કે ભગવાને 'નમો અરિહંતાણુ' નો મંત્ર આપ્યો છે એના મર્મને પ્રકાશ કરતા એમણે શુ કહ્યુ હતુ? એમણે બે જાતના અરિ બતાવ્યા હતા. એ સગી આખે દેખાતા ને બીજા નરી આખે ન દેખાતા. એ ક્ષુધાપિપાસારૂપી દેહ–શત્રુઓથી પ્રભુ ઘેરાઈ ગયા હતા. મે ઇક્ષુરસ આપી તેમાથી એમને મુક્ત કર્યા"

"શ્રેયાસ, તને ધન્ય છે! તે તારા પિતામહના ઉપદેશને જીવનમા યથાર્થ રીતે ઉતાર્યો છે. હવે અમને આગળ કહે, ભગવાન વિષેની કોઈ પણ, કેવી પણ વાર્તા અમને પ્રિય છે એમનુ નામ પણ અમને અમૃતના પાન સમાન છે."

"ભાઈઓ, આપણા નગરના શ્રેષ્ઠી સુબુદ્ધિને સ્વપ્ન આવ્યુ કે સૂર્ય પોતાનાં સહસ્ર કિરણોથી ચ્યુત થયો; એ કિરણો મે ફરીથી સૂર્યમાં જોડ્યા આનો અર્થ પ્રભુનાં પ્રથમ દર્શનથી ને ઇક્ષુરસના પાન પછીના દર્શનથી આપોઆપ તમને સમજાઈ ગયો હશે. પણ મને ખરી પ્રેરણા તો મારા સ્વપ્નથી મળી હતી. પ્રાતઃકાળની પહેલી ક્ષણોમા મે સ્વપ્નમા એક ડોલતો ડુંગર દીઠો સુવર્ણનો એ અચળ મેરુ ચલાયમાન બન્યો હતો. એની સુવર્ણ કાંતિ શ્યામ બની ગઈ હતી મે એ ડુંગરને દૂધથી ધોયો. ભાઈઓ, આ સ્વપ્નનો સૂચિતાર્થ

ખૂબ ખૂબ વિચાર કરવા છતાં અમે ન સમજી શક્યા; પણ પ્રભુનાં દર્શન સાથે મને ડોલતા ડુંગરની કલ્પના આવી ગઈ; એ ડોલન શા કારણે હતું, તેનો ચિતાર મારા ચિત્ત સમક્ષ રજૂ થયો. ને જે ભગવાને સર્વ જીવોને સમાન લેખ્યા હતા, જેણે સર્વ તજ્યું હતું એને શાનો ખપ હોય તે મારી મનોભૂમિમા ઉગી આવ્યું. અન્ન ને જળની ગરજ સારતા તાજા ઈક્ષુરસના ઘડા સામે જ હતા. સારુ થવાનુ હોય તો સારા સંયોગ આપોઆપ ઊભા થઈ જાય. કાયારૂપી ડુંગરને ડોલતો સ્થિર કરવા માટે મે ઈક્ષુરસ સામે ધર્યો ને ભગવાને એનો સ્વીકાર કર્યો આજ મારું જીવન સફળ થયું. આજ આ નગર ધન્ય થયુ આજ સહુ પ્રજાજનો ધન્ય બન્યાં."

"પરમ ભાગ્યશાળી છો, કુમાર, તમે તો! પ્રભુને પહેલી ભિક્ષા આપવાના કાર્યથી તમે અમારા પૂજનીય બન્યાં."

પ્રજાજનોએ ફરીથી નૃત્ય આરંભ્યુ. એ ભિક્ષાએ ન જાણે કેટલાય હૈયાઓને દિવસો સુધી ડોલતા રાખ્યાં !

માબાપોએ એની કહાણી ઘડી કાઢીને પોતાનાં બાળકોને કહેવા માંડી. પ્રવાસીઓ એ નગરીને પવિત્ર માનીને પૂજવા લાગ્યા.

## ૩૩. અંતર વસિયા મહારાજ

ઊંચા ગિરિશૃંગોની પાછળ, સુંદર એવો બહલી નામે દેશ છે. ત્યાં તક્ષશિલા નામની સુંદર નગરી આવેલી છે.

ઋષભાત્મજ રાજા બાહુબલીની એ રાજધાની છે.

વૃક્ષખંડો, વિશાળ સરોવરો અને સિંધુથી વ્યાપ્ત આ દેશમાં આદર્શ રાજવ્યવસ્થાનો અમલ ચાલે છે. અહીં ધેનુઓ છૂટાં ગોચરોમાં નિરાતે દુર્વા ચરે છે; ખેડૂતો આનંદથી ખેતી કરે છે; ગોવાળો પોતાના પશુઓને પ્રેમથી પાળે છે, સંતાન માતા–પિતાનો વિનય કરે છે; પ્રજાને ચાહે છે; રાજા પ્રજાને પોતાના પુત્રવત્ પાળે છે.

અહીં ભાઈ–બહેન પરણતાં નથી; બે પાડોશી એક ચીજ માટે ઝઘડતા નથી.

ઋષભાત્મજના આ દેશમાં ચોર નથી કે ચોરી નથી; ખપપૂરતું ગમે ત્યાંથી સહુ કોઈને મળી રહે છે. કોઈને આવતી કાલનો અવિશ્વાસ નથી કોઈને કોઈ તરફ દ્વેષનું કંઈ કારણ નથી, કારણ કે અહીં સંગ્રહમાં કોઈ માનતું નથી.

વૃક્ષો ફળથી લચી પડીને કોઈ ભોગીની રાહમાં ઝૂકી જાય છે. નવાણ ઊભરાતાં રહે છે. ધેનુઓના સ્તનમાંથી સદા અમી ઝર્યા કરે

છે. ખેતરોમાં તો ભૂમિમાતા એવી ઉદાર છે કે એક કણના સહસ્ર કણ કરી આપે છે

પોતાના કરતા પારકાને સંતુષ્ટ કરવામાં આ પ્રજાજનો ઉત્સાહી છે

સંતોષભરી અને સુખદ એવી આ સૃષ્ટિનું મૂળ રાજા બાહુબલી છે. 'જેવો રાજા તેવી પ્રજા' એ નિયમનો પહેલો પડઘો અહીં પડ્યો છે.

રાજા બાહુબલી શાન્ત છે, ધીર છે, વીર છે, ઉદારમના છે ને કર્મણ્ય છે; નિરભિમાની ને નિઃસ્પૃહ છે; સતત જાગ્રત ને સદા જ્વલંત છે. ચંદ્રની સૌમ્યતા ને સૂર્યનો પ્રતાપ બંને એનામાં વસ્યા છે. એ અને એની પત્ની વસંતતિલકા સ્વર્ગનાં દેવ–દેવીની યાદ આપે છે. રાજા બાહુબલી મહાન પિતાના મહાન પુત્ર તરીકે જીવવાનો હોંશીલો છે.

ફૂલ પરથી ભ્રમર મધુ લે, એમ પ્રજા પાસેથી એણે સમૃદ્ધિ એકઠી કરી છે, છતાં એ મહાસમૃદ્ધિવંત છે. એની સમૃદ્ધિ પ્રજાના ઘરમા અને એથીય વધીને પ્રજાના દિલમાં છે એની પાસે વિશાળ અશ્વશાળાઓ, મોટી આયુધશાળાઓ, મહાન રથશાળાઓ ને ગજશાળાઓ નથી, પણ એને જરૂર પડતાં અશ્વો અને ગજો પૂરી સંખ્યામાં મળી રહે છે. ત્યા દરેક પ્રજાજન પોતાની પસંદગીનું વાહન રાખી શકે તેટલો ક્ષમ છે, અને પ્રજાનું એ વાહન જોઈએ ત્યારે રાજાનું વાહન બની શકે છે.

રાજા ને પ્રજા પરસ્પર પોતાને સુખદુઃખનાં સાથી માને છે.

હસ્તીકાન્ત વીણાના વાદક આ રાજાએ, રાજા બન્યા પછી, હાથીખેલનનો શોખ પણ સીમિત કરી નાખ્યો છે. યુદ્ધ જેવી હૈયાહોળી આ ભૂમિમા કોઈએ જાણી નથી. અને તેથી અનીતિ, દુર્ભિક્ષ કે ભૂખમરાના પ્રલયંકારી પગલાં અહીં થયાં નથી

દેશ એવો સુંદર છે, રાજા એટલો ભલો છે, કે રાજા ભરતદેવની ભૂમિમાથી આવીને અનેક પ્રજાજનો અહી વસ્યાં છે.

રાજા એ અહી વહાલ સૂચક શબ્દ છે, ભયસૂચક નહી પ્રજા હોંશે હોંશે રાજાની પાસે જાય છે, ને આખો દિવસ એક મહાકુટુંબનો જાણે મેળો જામે છે આ સુખદ રાજ્ય ભૂમિમા અનાચારી, અત્યાચારી કે આતતાયી પોતાનો પડછાયો પણ પાડી શકતા નથી.

રૂપાળી કન્યાઓ વનજંગલોમા દૂર દૂર સુધી નિર્ભયપણે ફળ, ફૂલ ને મેવા વીણે છે. વનની મૃગલીઓ સાથે નગરની આ મૃગલીઓ આખો દિવસ ગેલ કરે છે, છતા કોઈ આતતાયીનો પડછાયો પણ ત્યા નથી પડતો. આ પૃથ્વી પર કંટકવૃક્ષ અલ્પ ઊગે છે, અને તે રીતે દ્વેષ, ઈર્ષ્યા ને અસૂયા પણ અલ્પ ઊગે છે

સુંદર ચાદનીમા રાજા અને પ્રજા ઉત્સવ્ ઊજવવા વન–પહાડોમાં જાય છે રાજા વીણા વગાડે છે અને પ્રજા નૃત્ય કરે છે. ખેતરોમા પીળા ધરખમ ડૂંડા હવામા ઝૂમતાં હોય ત્યારે પણ રાજા ને પ્રજા એકઠા મળી હર્ષોત્સાહ દાખવે છે. ધનુર્વિદ્યા, અશ્વખેલન કે ગજપરીક્ષામાં સહુ એકરસ બનીને ખેલતા રહે છે

આવા સુંદર નગરમા એકદા પડતી રાતે ઉપવન–રક્ષકે આવીને વર્તમાન આપ્યા

"હે રાજાજી, ક્ષિતિજ પર સૂરજ સંધ્યાના કિરણો પ્રસારતો હતો ત્યારે પ્રભાતના નવરવિની કાંતિ જેવા પૃથ્વીનાથ ઋષભદેવ ઉપવનમા પધાર્યા છે; એકાંતમાં ચિંતન–અવસ્થામા સ્થિર છે"

"અહો, આપણા ભાગ્ય જાગ્યા. અરે, આ સર્વ સમૃદ્ધિના નિમિત્ત પિતાજી આજ આપણે આંગણે પધાર્યા છે । હે પુરજનો, શેષ રાત્રિમા આપણી આ નગરીને પૃથ્વીનાથના સ્વાગતને યોગ્ય શણગારી લો. પ્રાતઃકાલે સહુ સાથે દર્શને જઈશુ"

આખી રાત નગરજનો જાગ્યા ને શહેરને શણગાર્યું. તેઓએ ઘરબાર, શેરી–ચૌટા તો શણગાર્યા, પણ પોતાના પશુઓને પણ કંકુમ

અને ફૂલમાળથી શોભાવ્યાં.

આકાશના ફલક પર દૈવી ચિતારો અરુણ પોતાના સોનેરી રંગો છાટે એ પહેલા રાજા બાહુબલી ને રાણી વસંતતિલકા સજ્જ થઈને નગરના ચોકમાં આવી ગયાં. રાજહસ્તી બાજુમાં જ ઊભો હતો. રાજાજીને આવ્યા સાંભળી નાના બાળકથી લઈને વૃદ્ધ પુરજનો સુધ્ધાં ત્યાં આવી પહોચ્યાં; ને પૃથ્વીનાથની જય જય બોલાવતાં સહુ આગળ વધ્યા.

સુંદર વાજિંત્રો વાગી રહ્યાં છે. હર્ષના શંખસ્વર ધીરે ધીરે વિકસ્વર થઈ રહ્યાં છે. હર્ષના સાગરમાં ઉલ્લાસના તરંગો ઊછળી રહ્યા હતાં. એમા સ્નાન કરતા સહુ ઉપવન નજીક આવી પહોચ્યા.

રાજા અને રાણી ઉતાવળાં હાથીથી નીચે ઊતરી ઉપવન તરફ ચાલ્યાં; પણ આ શું ? ઉપવન–રક્ષક શ્યામ મુખે ત્યાં સામે ખડો હતો.

"અરે હર્ષમુખ, તુ શ્યામમુખ કાં ? આજ આવા આનંદને ટાણે તું વિશાદપૂર્ણ કેમ ?"

"સ્વામી, રાત્રિ જેમ સરી જાય તેમ રાત્રિની સાથે પૃથ્વીનાથ પણ અન્યત્ર ચાલ્યા ગયા. આ ચાર માર્ગમાથી કયે માર્ગે ગયા, એ પણ કંઈ જણાયુ નથી."

રાજા બાહુબલી કંઈ બોલી ન શકયા તેઓ જ્યા પૃથ્વીનાથ રાત રહ્યા હતા, ત્યા ગયા. એ ભૂમિ સુંદર લક્ષણવાળાં પદ્મચિહ્નોથી યુક્ત હતી. એ પદ્મચિહ્નો જોતાની સાથે રાજાજીનુ વજ્ર જેવુ હૈયુ મીણની જેમ દ્રવી ગયુ. એ આંખમાંથી અશ્રુ સારતા વિલાપ કરવા લાગ્યા.

"ધિક્કાર છે હતભાગી મને ! અરે, હાથમાં આવેલો અમૃતનો પ્રસાદ હુ આરોગી ન શકયો. દિશાઓમાથી ફૂંકાતા શીતળ વાયરા-ની વચ્ચે પ્રભુએ રાત્રિ નિર્ગમી, ત્યારે મે મૂરખાએ પ્રાસાદમાં આરામ સેવ્યો. અરે, હું મહાસ્વાથી છું ! જેના પ્રતાપે મને આ સમૃદ્ધિ ને આ જીવન સાપડયુ, એની લેશ પણ સેવા ન કરી શકયો !

આ રાજને, આ સમૃદ્ધિને, આ સુખને ધિક્કાર હો ! અરે, આજ તો મને આ જીવિતાનો પણ ભાર લાગી રહ્યો છે"

પોતાના પ્રિય રાજાજીનો વિલાપ હૃદયભેદક હતો તમામ પ્રજા પણ ગદ્ગદ્ કંઠે પોતાના ભાગ્યનો શોચ કરવા લાગી. શોક–શલ્યથી રાજા અને પ્રજા સહુ વીંધાઈ ગયા.

આ વેળા રાજ્યના શાણા સચિવે રાજાજીને પ્રણિપાત કરતાં કહ્યું :

"હે રાજન્, શું તમે નહોતા કહેતા કે પૃથ્વીનાથ તો સદા મારા અંતરમાં વસ્યા છે જો આજ તમારા અંતરમાં વસી જ રહ્યા હોય તો દર્શનથી શું વિશેષ છે? દર્શનના મોહને તો પૃથ્વીનાથ પોતે પણ યોગ્ય ગણતા નથી એમના શાસનના મોહને સ્વીકારો એવો પુરુષ દેહમાં જીવતો નથી, ભાવનામાં જીવે છે; એ આપણે ક્યાં જાણતા નથી ?"

"પણ એ મારા પિતાજી છે, મંત્રીવર્ય, ખૂંદેલા ખોળા યાદ આવે છે"

"આપની નબળાઈ છે. જેણે રાજપાટ, ધનવૈભવ, પુત્રપરિવાર તજ્યા, એના પુત્રને આ ન શોભે ! ચાલો, આપણે સહુ પ્રભુજીના પદચિહ્નને પૂજીએ, ને એમના ઉપદેશોને જીવનમા ઉતારીએ"

આણેલી સ્વાગત–સામગ્રી એ પદચિહ્નની આસપાસ બિછાવી, સહુએ ધૂંટણીએ પડીને પ્રણિપાત કર્યા

આ વેળા શાણા સચિવે અંજલિ જોડીને કહ્યું "હે રાજાજી આજ અમે પૃથ્વીનાથનું જીવન સાંભળવા માગીએ છીએ. એમણે અનાથ સુનંદાને કેવી રીતે સનાથ કરી, જંગલી જીવોને કેવી રીતે માનવ બનાવ્યા, આજની આ જીવનોપયોગી કળાઓનો કેવી રીતે વિકાસ કર્યો, શતયજ્ઞ કરીને કેવી રીતે એ રાજા થયા, પ્રજાના કેવી રીતે પિતા થયા, કેવી રીતે યુગલિકધર્મ નિવાર્યો, ને અંતે શા કાજે

રાજ–પાટ તજી અનગાર બન્યા—એ સર્વ રસભરી કથા કહી અમારાં હૈયાને અજવાળો."

રાજા બાહુબલીએ ધીર ચિત્તે એ કથા કહેવા માડી

એ કથા જેમ જેમ આગળ વધી તેમ તેમ કહેનાર અને સાભળનાર બંનેના હૃદયમાંની ઉદાસીનતા ધોવાઈ ગઈ ને ઉલ્લાસ આવતો ગયો નિરાશ થયેલી પ્રજા ફરી આનંદનો અનુભવ કરી રહી.

. ભગવાન ઋષભદેવ જાણે સહુનાં અંતરમાં આવીને વસી ગયા !

## ૩૪. મારો વૃષભ

ફરીને આપણે અયોધ્યામા આવી પહોચીએ.

આજે એ ઋષભદેવની સાદી–સીધી નગરી નહોતી, પણ રાજા ભરતદેવની પ્રતાપી પાટનગરી હતી.

અશ્વશાળાઓ, આયુધશાળાઓ, ગજશાળાઓ ને રથશાળાઓથી એ સદા વ્યાકુલ રહેતી. અહીં સરખેસરખા જુવાનો સદા શસ્ત્રવિદ્યાના શિક્ષણમા મશગૂલ રહેતા. સેનાપતિ સુષેણની વીરહાકથી દિશાઓ કંપાયમાન થતી. ભરતદેવના ન્યાયાસન પાસે સજ્જનોનુ સંરક્ષણ થતુ ને આતતાયીઓ ને અન્યાયીઓને આકરી શિક્ષા મળતી.

દેશદેશની સમૃદ્ધિ અહી એકત્ર થઈ હતી રત્નાકરના મોતી ને પહાડોના હીરા અહી મળતા. નગરી ભિન્ન ભિન્ન વ્યવસાયોથી દિવસ ને રાત ધમધમતી રહેતી

રાજા ભરતદેવ આખો દિવસ આયુધશાળામા નિમગ્ન રહેતાં. સાધનાની છેલ્લી પળોનો અવિરત ઉત્સાહ એમને ડોલાવતો હતો બસ, સાધ્યની પ્રાપ્તિ ને પિતાના શાસનનો પ્રચાર એ જ એક મહેચ્છા એમને હતી.

પિતાના રાજત્યાગ પછી ટૂંક સમયમા જ, દોરો નીકળી જતા આખો હાર વેરવિખેર થઈ જાય તેમ, બધા રાજાઓ સ્વતંત્ર થઈ બેઠા હતા. બીજાની તો શી વાત, ભરતદેવના સગા ૯૮ ભાઈઓ પણ

સ્વતંત્ર રાજ જમાવી બેસી ગયા હતા; પૃથ્વીનાથ ઋષભદેવ સિવાય તેઓ કોઈની આજ્ઞા માનવા તૈયાર નહોતા

ભરતને તો બો ભારે થઈ પડી હતી. એના ચક્રવર્તીપદનાં સ્વપ્ન સાવ સરી જતાં દેખાતાં હતાં. ભરતદેવ એ માટે કટિબદ્ધ થઈ રહ્યા હતા.

પૃથ્વીનાથના ગૃહત્યાગ પછી, વિરક્તમના સુંદરી પલટાઈ ગઈ હતી. એના અંતર પર પિતાના ગાદીત્યાગની એટલી પ્રબલ અસર પડી હતી કે સદા પોતાના સુંદર દેહને જોનારી હવે એ ભીતરમાં જોવા યત્ન કરતી ખંજન પક્ષીના જેવી એની ચંચળતા ઓછી થઈ ગઈ હતી પિતાના ત્યાગધર્મના વિચારો એને સતત સતાવ્યા કરતા હતા.

ગંભીર મનવાળી બ્રાહ્મી આખો દિવસ એકાંતમા પડી રહેતી, અને એનુ કાર્ય કરતી. મયૂરપિચ્છનાં સાધનથી એ કંઈ લીટા દોરતી, ભૂસતી ને વળી દોરતી. સુંદરી ઘણી વાર એની સાથે બેસતી, પણ થોડી વારમા એનુ ચંચળ મન આ ઠંડી ક્રિયાને બદલે કંઈક જીવન્ત ક્રિયા માગી લેતું.

માતા મરુદેવા તો તે દિવસથી જ અવસ્થ હતાં. કોઈ પુત્રની વાત કાઢતુ તો એ બોર બોર જેવડાં આંસુડાં ઢાળતાં, હવે રોતાં રોતાં આંસુય ખૂટયા હતાં, ને લોચન પણ ઝંખવાયા હતા. દેહ તો હાડપિંજર બની ગયો હતો પ્રાતઃકાળે રાજા ભરતદેવ નમસ્કાર. કરવા જતા ત્યારે મરુદેવા વિલાપ કરતા કહેતાં

"ભરત! મારો પુત્ર મને, સુમંગલાને, પ્રજાને, રાજલક્ષ્મીને —સર્વસ્વને છાડીને ચાલ્યો ગયો, ને વનવાસી બની ગયો; રે! તોય મને મૃત્યુ ન આવ્યું. ભરત તુ પુરુષ છે, માતા નથી પુત્ર માટેનો માતાનો વલવલાટ તું શું જાણે? અરે, મારો વૃષભ, ઐરાવતનો અસવાર, આજ પગપાળા કયા ક્યાં ઘૂમતો હશે? અરે, એક ડાંસમાત્રથી જેની નિદ્રા તૂટી જતી, એ ડાંસ ને માખીઓનાં ઝુંડ

વચ્ચે સૂતો હશે અરે પદ્મખંડ જેવો કોમળ એ વર્ષાના વાવાઝોડા શે સહતો હશે ? અરે, માલતીના ગુચ્છ જેવો એ હેમંતના હિમપાત કેમ વેઠતો હશે ? રે, વનવાસી હસ્તીના જેવો એ ઉનાળામા જળ વિના કેમ જીવતો હશે ? ભરત, મારો પુત્ર આશ્રયહીન બની, અન્નહીન બની, સામાન્ય જનની જેમ વનજંગલોમા ભટકે છે, ને તુ અહી રાજપ્રાસાદોમાં મજા કરે છે ! તે કોઈ દિવસ એની ખબર પણ કઢાવી છે ખરી ?"

"મા, સાગરનો તરનાર જેમ કંઠે વળગેલ શિલાનો ત્યાગ કરે, એમ એમણે આપણો ત્યાગ કર્યો છે વજ્રના સારરૂપ મારા પિતાના આપ જનની છો, ધૈર્યના ડુંગર મારા પિતાજીના આપ માતા છો આવા આક્રંદ આપને ન શોભે ! પિતાજી યોગ્ય કાળે અહીં આવશે, એવી મને શ્રદ્ધા છે"

માતા મરુદેવા ભરતના આ શબ્દોથી ક્ષણિક આશ્વાસન પામતા

દેવી સુમંગલાની સ્થિતિ તો આથીય વિચિત્ર હતી તેઓ ન આક્રંદ કરતાં, ન વિલાપ કરતાં, શાંતિથી, સ્થૈર્યથી જીવતા, ઋષભને યાદ કરતા કરતા, કૃષ્ણપક્ષના ચંદ્રની કળાની જેમ, એ ગળતા જતાં હતા. બ્રાહ્મી ને સુંદરી હંમેશા એમની સેવામા ખડા રહેતા એમનો રોગ સહુ જાણતા, પણ એનુ ઔષધ કોઈની પાસે નહોતુ એક દહાડો શાંતીથી એમણે સદાને માટે આંખો મીંચી દીધી ભરતે એમના દેહને ક્ષીરસાગરમા પધરાવ્યો.

પિતાજીએ અયોધ્યાનો ત્યાગ કર્યો, એ અરસામા જ બાહુબલી પોતાના ભાગમા આવેલ બહલી દેશ તરફ ચાલ્યો ગયો હતો સુંદરીએ તો એને છોડયો હતો બ્રાહ્મીએ પણ સાથે આવવા ના કહી માતા મરુદેવા, માતા સુમંગલા ને મોટાભાઈ ભરતની રજા લઈ એ વિદાય થયો

દેશ દૂર હતો, માર્ગ સરળ નહોતો. બાહુબલી ગયો તે ગયો.

એ પછી એના કંઈ વર્તમાન ન મળ્યા

આજ એ જ અયોધ્યાનગરીના રાજપ્રાસાદમાં માતા ને પુત્ર ગજપુરનગરથી આવેલ પ્રવાસી જન પાસેથી પૃથ્વીનાથે સ્વીકારેલી ભિક્ષાની વાત સાંભળી રહ્યાં હતાં

"અરે, શ્રેયાસ કેવો સદ્ભાગી ! મા જેવી થઈને હુ નિરાતે પ્રાસાદમાં બેઠી છુ, ને દીકરો વનવન ભૂખ્યો ને તરસ્યો ફરે છે!"

"માતા, સમર્થની ચિંતા ન હોય. જેણે મહાન ઉન્નતિ માટે સર્વસ્વ ત્યાગ્યુ હોય, એને વળી આવા ઉત્પાત મૂઝવે ખરા ?"

"પ્રવાસી, તારી એ કથા ફરી કહે ! વારુ, મારા વૃષભને તેં નજરે નિહાળ્યો હતો ને ? એનો સુવર્ણ વર્ણ કંઈ શ્યામ તો નથી પડ્યો ને ? અરે, એની શેષ રહેલી અલકલટોમા કોઈએ તેલ સીચ્યું હતું કે નહીં ?"

મા જેવુ ઘેલુ પ્રાણી સસારમાં બીજું કોણ છે? એના જેવુ વહાલ પણ ત્રિભુવનમાં ક્યા છે? આ વાતો કદાચ પૂરી ન જ થાત, પણ અચાનક યમક નામનો પ્રતિહારી હાજર થયો. એના મુખ પર આનંદની આભા હતી. એણે ઉચ્ચ સ્વરે કહ્યું :

"જય હો મહારાજ ભરતદેવનો ! હર્ષના વર્તમાન છે : પૃથ્વીનાથ ઋષભદેવ વનવન ફરતા શાખાનગર પુરિમતાલના શકટાનન નામના ઉદ્યાનમા પધાર્યા છે. જગતને મંગલ બનાવનાર પ્રભુ વટવૃક્ષ નીચે બિરાજ્યા છે કહેવાય છે કે જ્ઞાન માટે તેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો હતો, એ એમને પ્રાપ્ત થયું છે. ને અયોધ્યાના ત્યાગ વખતે સ્વીકારેલું મૌન તોડીને આજે સ્વામી સ્વમુખે ઉપદેશ આપવાના છે. શું દિવ્ય જ્યોતિ છે ?"

"ધન્ય, ધન્ય ! માતાજી, પૃથ્વીનાથ પધાર્યા છે, ચાલો દર્શને !"

"બેટા, તૈયાર છું. પણ મારી આંખો, આ પડળ !" મરુદેવાએ જોરથી આંખોને ખેચતાં કહ્યુ.

"અદ્ભુત જ્યોતિને નીરખવા આ આંખો વ્યર્થ છે; ત્યાં તો અંતરની જ્યોતિની જરૂર છે" ને ભરતરાજ તૈયાર થવા ઊઠ્યા.

એ જ વખતે શમક નામના પ્રતિહારીએ પ્રવેશ કર્યો, ને ઉચ્ચ સ્વરે ઘોષ કરતા કહ્યું :

"જય હો મહારાજ ભરતદેવનો ! સેનાપતિ સુષેણે કહાવ્યુ છે, કે ચક્રવર્તીત્વની સાધના માટેના અંતિમ અસ્ત્ર–ચક્રરત્નની પ્રાપ્તિ થઈ ચૂકી છે. શોધ સંપૂર્ણ થઈ છે. સિદ્ધિ પ્રાપ્ત થઈ છે. ચક્રના પ્રત્યેક આરા સૂર્યનાં સહસ્ર કિરણની જેમ પ્રકાશી ઊઠ્યા છે મહારાજ આજ અવિજેય બન્યા છે. જલદી ચક્રરત્નની પૂજા માટે પધારો"

ભરતરાજ એક ક્ષણ થંભી ગયા એક તરફ પિતાજીના આગમનનો વૃત્તાંત, બીજી તરફ ચક્રરત્નની સિદ્ધિના વર્તમાન !

પહેલી પૂજા કોની કરવી ?

મન એક ક્ષણ દુવિધામા રમી ગયુ. બીજી જ ક્ષણે નિર્ણય કર્યો કે અરે, ક્યા વિશ્વવત્સલ પિતાજી ને ક્યાં આ વિશ્વ પર ભયકારી ચક્રરત્ન ? પ્રથમ પૂજા પિતાજીની જ હોય !

સર્વશ્રેષ્ઠ રાજહસ્તી અંબાડી સાથે તૈયાર હતો. માતા મરુદેવા પણ જલદી જલદી આવીને બેસી ગયાં હતાં. ભરતરાજના આગમનની સાથે હાથી ચાલી નીકળ્યો

આ વેળા આખુ નગર ઘરબાર છોડીને ઉદ્યાન તરફ વહી રહ્યુ હતુ. માર્ગમા વાત કરનાર કોઈ નવરુ નહોતુ

રાજહસ્તી પર બેઠેલાં માતા ઝંખવાયેલી આંખોના દીવડા સતેજ કરી કરીને દૂર દૂર જોતા હતાં, ને વારવાર કહેતા હતાં

"ભરત, વૃષભ દેખાય એટલે મને કહેજે !"

પણ હજી ઉદ્યાન દૂર હતું રાજહસ્તીની પાછળ બીજા

હસ્તીઓની હાર લાગી ગઈ હતી એની પાછળ રથો, અશ્વો ને શિબિકાઓ હતી

આજ અયોધ્યાનગરીમાં કોઈ લૂલું-લંગડું પણ ઘેર રહ્યું નહોતું.

"ભરત," માતા મરુદેવાએ એકદમ ઉચ્ચ સ્વરે કહ્યું, "જો, પેલો રહ્યો મારો વૃષભ—વટવૃક્ષના મૂળમાં! અરે, મુજ અંધીને ભુલવાડવા એણે કેવું ચારેતરફ તેજનું વર્તુલ રચ્યું છે! પણ હું ભૂલું? એ વૃષભ! મારો વૃષભ!"

"અરે મા, હજી અમે પૃગ જોઈ શકતા નથી, ત્યાં તમે તો જોઈ લીધા! અમારાં નેત્ર સારાં કે તમારાં?"

"આંખોમાં તો જાણે અજવાળાં અજવાળાં થઈ રહ્યાં છે. શું પ્રતાપ છે મારા વૃષભનો! અરે, વહાલે એક શાસન તજ્યું, તો આ વળી બીજું એનાથી ભારે શાસન જમાવ્યું! શું કીટ, પતગ ને પ્રાણી! શું સ્ત્રી, પુરુષ ને બાળક! અહા, એને નીરખીને બધા જીવ કેવા પ્રેમદીવાનાં બની ગયા છે! વાહ રે તારું શાસન! મનુષ્યોને તો ઘેલાં કરવાની તારામાં જન્મજાત કળા હતી, પણ આ પશુઓને પણ તે પાગલ બનાવ્યાં. ભરત, આમ આવ! જો હું જૂઠું કહેતી હોઉં તો આ તરફ જો, પેલી વૃષભને નીરખી રહેલ વાઘણને કોણ ધાવે છે?"

"માતાજી! એ બકરીનું બાળ છે."

"પેલું હસતું બચ્ચું બિલાડીના બચ્ચા સાથે ગેલ કરે છે! ધન્ય, ધન્ય, વૃષભ! ધન્ય તારું શાસન! ભરત, આ પ્રેમશાસનની પાસે આ તારું શાસન તો મને સાવ નિર્માલ્ય લાગે છે! અને જો તો ખરો, ભરત, મારા વૃષભનો દેહ કેવો સુંદર છે! અરે ભરત, મારા જર્જરિત હૈયા પર જરા તારો હાથ તો મૂક!"

"કાં, માતાજી?

"મારા હૈયાના નાના એવા જર્જરિત પાત્રમાં આ હર્ષ સમાતો

નથી. ધન્ય વૃષભ, સંસારમાં માતાને પુત્ર પ્રણામ કરે, આજ પુત્રને માતા પ્રણામ કરે તેવો ઘાટ ઘડાયો છે ધન્ય તારું શાસન !" ને માતાએ જોરથી ચિત્કાર કર્યો એ સાથે કંઈક કડાકો થયો.

મરુદેવાનું અસ્થિપિંજર ભરતદેવના ખોળામાં આવી પડ્યું.

જ્યોત જાણે ઝગી ને હોલવાઈ ગઈ.

ભરતદેવ માતાના મુખારવિંદ સામે જોઈ રહ્યા. ખુલ્લી એ આંખોમાં ભાવુકતા ભરી હતી સ્તબ્ધ એ ઓષ્ઠ પર હર્ષની રેખા રમતી હતી કરચલીઓવાળા એ ભાલમાં પ્રાપ્તવ્યની પ્રાપ્તિનો સંતોષ હતો

ભરતદેવ સ્થિતિ સમજી ગયા.

"ધન્ય માતા ! તારી ધૂલિ અમારા શિર પર હજો ! આખરે જગત્તારિણી માતા જગતને તરી ગઈ !"

ભરતદેવે માતાના અંતિમ સંસ્કાર માટે હાથી પાછો ફેરવ્યો.

## ૩૫. પ્રભુ, તુજ શાસન અતિ ભલું

વટવૃક્ષની ઘેરી છાંયમાં મહાન કેવળજ્ઞાનની દિવ્ય જ્યોતિથી ઝળહળતા પ્રભુ બેઠા છે ક્ષણ પૂર્વના જયજયનાદ, હર્ષધ્વનિ, દુંદુભિ-ઘોષ શમી ગયા છે. દૂર દૂર સુધી પથરાયેલો માનવસમૂહ ચિત્રની જેમ સ્તબ્ધ છે

રાજા ભરતદેવે પણ ઉત્તર દિશાના માર્ગે આવી, પ્રણિપાત કરી, સ્તુતિ કરી, પોતાનુ સ્થાન લીધું છે. આકાશનો આસમાની ચંદરવો નાના એવા મેઘખડોથી સુશોભિત છે વાયુ વીંઝણા ઢોળે છે, ને દિશાઓ ભૂમિને અજવાળે છે.

વિશ્વવત્સલ પ્રભુ આજ દીર્ઘ કાળની સાધનાનો સારાંશ ઉચ્ચારવાના છે. તેમણે શિલાની જેવા કઠોર ને મરુભૂમિ જેવા નીરસ જીવનને તપની ને સહિષ્ણુતાની જ્યોતિથી અજવાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું છે નવા શાસનના આદેશ આજે તેઓ આપવાના છે.

અષાઢના આકાશમા વાદળ મીઠું મીઠું ગર્જે એમ પ્રભુ બોલ્યા : "હે મહાનુભાવો, જે શાસન મેં તમને પહેલાં આપ્યું હતુ, એનાથી અલૌકિક શાસન આજે આપું છું. કીડીથી કુંજર, પહાડથી વૃક્ષ, પ્રાકૃત જન અને પરાક્રમી પુરુષો સહુમાં એકસરખો જીવાત્મા વસેલો છે. દેહમા છુપાયેલો એ દેવ અજર-અમર છે. તમારા દેહનો નાશ છે, એનો નાશ નથી એ જીવાત્માને પિછાણો!

"સંસારના જીવોને જીવન વહાલું છે. માટે તમે જીવન જીવો

ને બીજાને જીવવા દો! તમારું પ્રિય તે તેમનુ પ્રિય બનાવો કઠોર વાણી તમને હૈયાઝાળ જગાવે છે, તેમ તમે બીજાને કઠોર વચન કહી હૈયાઝાળ ઊભી ન કરશો કોઈ તમારા તરફ દુષ્ટ વર્તન ચલાવે એ તમને ગમતુ નથી, તમે પણ કોઈની તરફ દુષ્ટ વર્તન ન દાખવશો તમારા મન, વાણી ને કર્મ નિર્મળ, પ્રેમભર્યાં ને નિર્દંશ બનાવજો!

"એક અટલ સિદ્ધાત કદી ન વિસ્મરશો : જેવુ વાવશો તેવુ લણશો; જેવુ કરશો તેવુ પામશો. લીમડાનુ બી વાવી આમ્રની આશા રાખવી વ્યર્થ છે. આ સસાર વ્યવસ્થિત ધોરણો પર ચાલી રહ્યો છે. તમારા ખરાબ કે સારા વિચાર કે વર્તનનું પરિણામ નિશ્ચિત છે.

"પ્રેમને તમારો દેવ બનાવજો ભીરુતાને જીવનમાથી ફગાવી દેજો. કર્મ કરનાર પુરુષાર્થીની કદી હાર નથી, એનો કદાપિ પરાજય નથી—એ મનમા ધારી રાખજો! તમારો આત્મા જ તમારો દેવ, આ પૃથ્વી તમારું દેવાલય! સચ્ચરિત્રતા, સત્યનિષ્ઠા ને વહાલભર્યું વર્તન એ તમારી પૂજા! તમારા સત્કર્મને એક ભવની મર્યાદાથી થ ભાવશો ના! આત્મા જ્યા સુધી શુદ્ધ, બુદ્ધ ને મુક્ત નથી થયો, ત્યા સુધી—ભવોની પરપરા સુધી—સત્કર્મનો તમને સાથ મળશે

"સારુ કરવુ ને નઠારુ તજવુ; સારુ કૃત્ય એટલે પુણ્ય, નઠારું કર્મ એટલે પાપ; એ પુણ્ય ને પાપની સાકળો તમને કોઈ રાજાનો કૃપાપ્રસાદ કે રાજાના દંડની જેમ સદા વીંટાયેલી રહેશે તમે રાજાના મારથી માનો, ત્રાસથી તાબે રહો, શિક્ષાના ભયથી ફરજ અદા કરો, બીકથી પ્રામાણિક બનો, એમા તમારી વિશિષ્ટતા શી? એમા તો એક રીતે તમે શરીરે પ્રામાણિક હો, છતા મનથી તો ચોરના ચોર હો રાજા તમારા નસીબે સદા રહે. એ કરતા તમે સ્વય આત્મિક શાસનનો સ્વીકાર કરો! આત્મદેવને હાજરાહજૂર સમજી પાપથી ડરો! પુણ્યથી પંરવરો! આ મારુ નવુ શાસન છે તમારો દેહ એનું

પાટનગર છે તમારી ઇંદ્રિયો એનું સૈન્ય છે. તમારો આત્મા એનો રાજા છે. ત્યાગ એની સમૃદ્ધિ છે. પ્રેમ ને કરુણા એનો ખજાનો છે."

પ્રભુએ પોતાનો ઉપદેશ થંભાવ્યો. એ પવિત્ર સ્વરોનાં વતુ'લો વાતાવરણને અજવાળી રહ્યાં.

"પ્રભુ, હું આપના શાસનનો સ્વીકાર કરું છું." બ્રાહ્મીએ ઊભી થઈને કહ્યું.

"આ નગર ને આ પ્રાસાદની મૂર્ચ્છા તજવી પડશે." પ્રભુએ કહ્યું.

"તૈયાર છું"

"અને પ્રભુ, હું પણ..." એક કોમળ કંઠનો અવાજ સંભળાયો.

"કોણ, પુંડરીક ?"

"હા બાપુજી !"

"તું બાળ છે. મારા શાસનની કઠોરતા..."

"બાપુજી, શું સિંહનું બાળ નાનું હોય એથી સિંહ મટી જાય છે ? મારે આપના નવા શાસનનો સ્વીકાર કરવો છે."

"અસ્તુ !"

"અને પિતાજી, હું પણ..." એક ખૂણેથી અવાજ આવ્યો. એ સુંદરી હતી, પણ એને ઊભી થયેલી જોતાની સાથે રાજા ભરતદેવ ઊભા થઈ ગયા, ને અડધેથી વાક્ય ઉપાડી લઈ બોલ્યા :

"...ને હું પણ પૃથ્વીનાથ. હું ને સુંદરી નગરમાં ને પ્રાસાદમાં સાથે રહીને શું આપના શાસનનો યત્કિંચિત પણ સ્વીકાર ન કરી શકીએ ?"

"અવશ્ય સબળ આત્માને કોઈ બંધન નડતા નથી."

"હે આદી પૃથ્વીનાથ, આપે સંસારમાં જેમ પહેલું લોકશાસન પ્રવર્તાવ્યું, તેમ આ આત્મશાસન પ્રવર્તાવી મનુષ્યને તમામ જીવો પ્રતિ માયાળુ, વ્યવહારમાં નમ્ર ને આચારમાં વિવેકી બનાવ્યા છે. આપે

મનુષ્યોને પાપમાંથી તારવા નવુ તીર્થ બનાવ્યુ. આપ આદિ તીર્થનાથ પણ બન્યા પુંડરીક ને બ્રાહ્મી અનગાર બની આપનુ શાસન પ્રવર્તાવશે હુ ને સુંદરી આગારી-ગૃહસ્થી રહી પ્રવર્તાવીશુ.

"आदिम पृथ्वीनाथ-मादिम निष्परिग्रहम् ।
आदिमं तीर्थनाथ च ऋषभस्वामिनं स्तुम. ॥"

"તથાસ્તુ," ભગવાને ધ્યાનમા ફરમાવ્યુ.

ભરતદેવનો આ વર્તાવ સુંદરીને ન રુચ્યો. અપ્રગટપણે પોતાના માટે નવુ શાસન સ્વીકારવાનો ભરતનો નિષેધ એ પરખી ગઈ

આયુધશાળામા પ્રગટ થયેલા ચક્રરત્નને વધાવવા જતા ભરતદેવના હાથીની ઘંટા રણઝણી ઊઠી.

સુંદરીએ એમા માયા-મોહના પડછંદા સાંભળ્યા રે ભરત !

# ૩૬. પ્રસ્થાન

આથમતી સંધ્યાની સામે પોતાનું સોનલવર્ણું મુખ ગખીને સુંદરી બેઠી હતી ભરતના છેલ્લા વ્યવહાર પછી એ વ્યાકુલમના બની હતી એણે પોતાના શ્યામ કેશ છૂટા મૂકી દીધા હતા, ને અલંકાર સર્વ ઉતારીને અલગ કર્યા હતા. પણ સાચું સૌંદર્ય અલંકાર કે અંગરાગની પરવા કયે દિવસે કરે છે! કાળું કાળું અંજન ગૌર ગૌર ગાલ પર આવીને કેવી કમનીય શોભા ધારણ કરે છે!

વિચારમગ્ના સુંદરી ન જાણે ક્યાંય સુધી બેસી રહી રાજ-પ્રાસાદનો આકાશદીપ પ્રગટ્યો. તેની પણ તેને ભાળ ન રહી. એકાએક કોઈએ તેની આંખો દાબી અરે! આવી ઉદાસી પળે કોને આ મસ્તી સૂઝી! સુંદરીએ કંટાળાભરેલી રીતે એ હાથોને દૂર કર્યા, ને પાછળ કોણ ઊભું છે તે જોયા વગર કહ્યું·

"ભરત મને આ ચાળા પસંદ નથી માટું મન પિતાજીના નવા શાસનમાં છે"

"સુંદરી, પછી મારા આ શાસનનું શું? મા ગયા, દાદી ગયા, ભાઈ ગયો, પુત્ર ગયો, બેન ગઈ; શું મારું ચક્રવતીત્વ આવું દુઃખિયારું હશે કે મને કોઈની છાયા જ નહીં! નાનું કે મોટું, સારું કે ખોટું આ શાસન પણ પિતાજીનું જ પ્રવર્તાવેલું છે ને?"

ભરતના શબ્દોમાં આજંવતા હતી સુંદરીને એ સ્પર્શી રહી

"પણ મને હવે આવી વાતોમાં રસ રહ્યો નથી"

"સુંદરી, આવે સમયે—જ્યારે ચક્રરત્નની પ્રાપ્તિ થઈ છે, આગતી કાલે ભૂમંડલ પર એક વેશ, એક ભાષા, એક રાજા, એક સંસ્કૃતિ સ્થાપવા નીકળવાનો નિરધાર કરી ચૂક્યો છું, ત્યારે—તું મને નિરાશ કરીશ? તારું સૌંદર્ય મને અદ્‌ભુત પ્રેરણા પાઈ શકે છે. તું મારો તિરસ્કાર કરીશ તો લડતો લડતો હું ન જાણે કોઈ રણ-મેદાન પર નિશ્ચેતન થઈને પડી જઈશ. મને તારી પ્રેરણાનો ખપ છે.'

"મારા બાહ્ય સૌંદર્યનો મોહ ઉતારી નાંખ! આંતર સૌંદર્યને જો!"

"એ સૌંદર્ય મારાથી જોઈ શકાતું નથી. જે સૌંદર્ય ચક્ષુથી પિવાતું ન હોય, સ્પર્શથી સત્કારાતું ન હોય, એ તો સ્વપ્નની સુખડી જેવું છે ન ભૂખ ભાગે, ન ભ્રમણા ભાગે. ક્યાં છે તારું એ આંતર સૌંદર્ય?"

"મારું એ સૌંદર્ય તારી વાસનાને વશ ન થવામાં છે."

"મારા વિજયો, મારું પુરુષાતન શું તને આકર્ષતાં નથી? સુંદરી, જે ભરતના હાથને સ્પર્શવા વિદ્યાધરોની રૂપમનોહર પત્નીઓ ઝંખે છે એને તું ઠોકરે મારે છે?"

"શસ્ત્રના વિજયો મને ગમતા નથી"

"તો તું મને છોડી જઈશ? સંસારને જીતવા નીકળનારના જીવનને તું કરુણાથી ભરી દઈશ! સુંદરી, આજ પ્રણય ન કરે તો ભલે, તિરસ્કાર તો કરીશ મા! તું કહે તેટલી રાહ જોવા તૈયાર છું."

"તને નહીં છોડી જાઉં" સુંદરીના શબ્દોમાં સંવેદના ગુંજની હતી, "ભરત, અવિજેય ભરત, જ્યાં સુધી તને તારો પવિત્ર ધર્મ નહીં સૂઝે ત્યાં સુધી હું આ પ્રાસાદમાં જ રહીશ, અહીં જ રહીશ ને તારી રાહ જોઈશ."

"ધન્ય છે સુંદરી તને!" ને ભરત મહામહેનતે બહાર નીકળી

ગયો. એનાં પગલાં ભાવોદ્રેકમાં ભારે પડતાં હતા. પ્રસ્થાન માટે સજ્જ સેનાએ પોતાના વિચક્ષણ ને વીર સેનાસ્વામીને આવતો નીરખી જયનાદ કર્યો.

સુંદરી કાળા અંધકાર સામે ત્યાં સુધી જોઈ રહી કે જ્યારે એમાં પ્રભાતની પ્રકાશરેખા સળગી ઊઠી !

એનું વ્યાકુળ મન દિગન્ત સાથે ભળતા જતા પિતાના પવિત્ર પાદને પૂજી રહ્યું. એના સુંદર નેત્રો ગગનભેદી જયનાદો સાથે દિગ્વિજય માટે પ્રસ્થાન કરતા ભરતના પવિત્ર ધર્મને શોધી રહ્યાં.

[ સંપૂર્ણ ]

આના અનુસંધાનમા

**ચક્રવર્તી ભરતદેવ**

**રાજવિદ્રોહ**